ફ્રામદીન-સીરીઝ.



# બંદો અને બંદગી.

## બંદગીનું બળ અને ફળ.

શો૦ મ૦ દેશાઈ.

# બંદો અને બંદગી.

અથવા

## બંદગીનું બળ અને ફળ.

આવૃત્તિ ૨ જી.

રચનાર,

શો૦ મ૦ દેશાઇ.

તાઓસ્ચ મે નામ ઝબયએષ, અહ્નિ અષાઉમ્ ઝરથુશ્ત્ર, યિમ્ અષેમઓષેમ અનષવનેમ્ પતેન્તેમ્ વા, ઝબરેન્તેમ્ વા, ઇરિષેન્તેમ્ વા, રશ્નાઇષેમ્નેમ્ વા, પઇતિષેન્તેમ્ અમહે, પઇતિષેન્તેમ્ વિમહે, પઇતિષેન્તેમ્ બઓષઝયેહે. તાઓસ્ચ મે નામ ઝબયએષ, અહ્નિ અષાઉમ્ ઝરથુશ્ત્ર, યત્ બસ્તો અંઘહત્ હિરતેમ્નો, બસ્તો અંઘ્રહત્ ફ્રાધયમ્નો, બસ્તો અંઘ્રહુત વાધયમ્નો, ફ્રષ્ણબઓયે બાષે બુયેન્તે, વિધબઓયે આફ્ બુયેન્તે.

( રામ યશ્ત )

( જ્યારે અશો જરથોસ્ત અદેખા શત્રુઓથી હેરાન થયાં હતા ત્યારે અહુરાએ હિમ્મત આપી કે; ) હે પ્યારા **જરથોસ્ત !** નાપાક આશ્મોગોની દુષ્ટ શક્તિઓ ત્હારા ઉપર ધસારો કરતી, કાવાદાવા ચલાવતી, ત્હારાં જીગરને જખમી કરતી, ત્હારી સામે લડાઇ ટંટાનું ગાડું ઘસડી લાવતી, ત્હારી હિમ્મતની અદાવત રાખતી, ત્હારી આબાદી અને ત્હારાં સુખોનો દ્વેષ રાખતી, ત્હારી તંદુરસ્તી દેખીને બળતી, ત્હારી સામે કાવત્રાં કરતી જ્યારે આવે, ત્યારે તું મ્હારાં નામો જરૂર યાદ કરજે, અને હું તુરત ત્હારી આગળ આવી ઉભો રહીશ; જેથી તે સર્વં નાસી જશે. જ્યારે તું બંદીવાન લેખે સપડાઇ ગયો હોય, જ્યારે તું કોઇ તોહમતમાં ફસી પડયો હોય, ત્હારે માથે કાંઇ આળ આવી પડયું હોય, ગમે એવી ગીરફતારી કે ગીરોગાનીમાં તું આવી પડયો હોય, તેવા દરેક પ્રસગે હે વ્હાલા **જરથોસ્ત !** તું મ્હને જ યાદ કરજે; હું ત્હારી પડખે ત્હને બચાવી લેવાને હાજર નાજર આવી ઉભેલો જ છું !

નવસારી ઇ૦ સ૦ ૧૯૨૪. પ્રત ૧૦૦૦. કિંમત રૂ૦ ૨-૦-૦

આ પુસ્તક સુરત બરાનપુરી ભાગળ ભાજીવાળી પોળમાં આવેલા **"શ્રી અનાવિલ બંધુ"** પ્રી. પ્રેસમાં ગોવીંદજી ડાહ્યાભાઇ નાયકે નવસારીવાળા મી. શોરાબજી મનચેરજી દેશાઇને માટે છાપી કર્તાએ નવસારીમાં પ્રગટ કર્યું છે.

# કલમપોષી.

મ્હારા ઇષ્ટ મિત્ર ભાઇશ્રી **દીનશાહ મહેરવાન ઇરાની**ના ઉત્તેજનથી ઈ. સ. ૧૯૦૨ માં સેવકે "બંદગી અને માથવાણીની મોતેબરી" નામનું પુસ્તક રચ્યું હતું, અને તેની ૨૦૦૦ પ્રતો જરથોસ્તીઓમાં મુફત વહેંચવામાં આવ્યા છતાં તેની માંગણી આજ ૨૨ વર્ષ થયાં તોયે હજી ચાલુ ને ચાલુ જ રહેવાથી, મ્હારા એ જ ભાઈએ તેવું જ બીજું પુસ્તક તૈયાર કરવા માટે મ્હને આર્થિક ઉત્તેજન આપ્યાથી આ પુસ્તકની ૧ લી આવૃત્તિ મેં પ્રગટ કરી હતી, જે માટે મ્હારી કલમપોષીના આ પોષિંદા બંધુનો હું જેટલો આભાર માનું એટલો થોડો છે.

આ પુસ્તકની ૧ લી આવૃત્તિ ઘણુંજ ટુંક વખતમાં ખપી ગઈ, અને પાછી પુષ્કળ માંગણી દર રોજ ચાલુ થવાથી મ્હારા ખેરખાહ મિત્ર મી. **સ્યાવક્ષા શેરીઆરજી દસ્તુર કામદીન** જેમનો હું આભાર માનું છું, તેઓએ મ્હને ચાલુ ઉત્તેજન આપી ઉલટ ઉશકેર્યા કીધાથી ઘણા સુધારા અને વધારા સાથે આ બીજી આવૃત્તિ પ્રગટ કરી છે; પરન્તુ છપાઈની મોંઘવારીને લીધે ગામના કે દેશાવરના તમામ ખરીદનારાંઓને વી. પી. વિગેરેનો ખર્ચ જૂદો લેવામાં આવી સરેરાસ રૂ. ૨) ની કિંમતે વેચવાનું ઠરાવવાની મ્હને ફરજ પડે છે.

મ્હારા ભાઇશ્રી **કુશતમજી બેજનજી રાનજી** મ્હારાં દરેક પુસ્તકના ફેલાવા માટે બિન સ્વાર્થે મહેનત જેહમત ખેડે છે, તેઓનો આભાર માનવાનું પણ હું ભૂલીશ નહીં.

આ પુસ્તકમાં મ્હારાથી કે છાપાખાનાવાળાથી જે ભૂલો થએલી જણાય તેને દરગુજરની નજરથી જોવાને હું વિનંતિ કરૂં છું.

કરાંચીવાસી ધર્મી **શેઠ ફકીરજી કાવસજીએ** નિશાળે ભણતાં ન્હાનાં બાળકોને આ ચોપડી ઈનામમાં આપવા સારૂ ઘણી પ્રતો ખરીદ કરવા જણાવ્યું છે, તેઓ સાહેબનો આ ઉત્તેજન માટે હું મ્હોટો આભાર માનું છું.

**કર્તા.**

# અર્પણ મણકા.

## દાતાર અશો દશતુરની શોધમાં*—

૧.

સુન રે ઇશ તું **લાવરી**ના સ્વારો !—ટેક.

**ચકલી** કહે દેહ બાળીને દાતાર શોધ્યો સતવાદી;
**તિન્તર** હાંફે ઢુંડતાં સખી જડયો નહીં મતવાદી;
કકુરવ **કોયલના** **અશો** દશતુર સુનો પતવાદી;
**નુરી** રડી હા ! કયાં ગયો રે ! નિર્દોષનો છતવાદી !
રે ભાગ્ય અમ ભાંગ્યાં અમારો !—સુન રે ઇશ.

૨.

ગોટ જળ ગળે **કુકડી** આકાશ જૂએ ભાળી ભાળી;
થાકયું **ખબુતર** માળે માળે રઝળી ખોળી ખોળી;
**સમડી** જળે ના મળે દાતા ઘસે હાથ ચોળી ચોળી;
જ્ઞાની ધરમી ગૂમ થયો અરે ! આવ અમારા વાલી વાલી:
જઇએ હવે કયાં ભવ બળયો અમારો !—સુન રે ઇશ.

૩.

ચારો દેતો. છાયો દેતો, અસીલ રંક રાંક વનમાળી;
**પોપટ** પઢે રે પ્રિય ! હાથ ધરી ઉગારો દીનવાલી;
**બુલબુલે** સમ લેખ્યાં રે ! ગાન રૂદન જીવ બાળી;
**તોવા** કાકા "અનાથ ઉગારો !" **અર્જ** સુનો મન વાળી;
ભક્તિ કરીએ રે તું નાથ અમારો !—સુન રે ઇશ.

૪.

**કેની** પાળે **કાગ** નિભાવે, મેના મોર તણો રખવાળી:
**બાજ** બકી બકી શું બકે ? "આવ—આવ !" અજવાલી:
**ચલીઆં ચીલ** તમ ભલે પોકારો, **હોળા** પર પંખ વાળી;
રક્ષક ગયા ને ભક્ષક રહ્યા, કલજૂગે જાળ વિંટાળી;
**બગલું** કહે ઓ **અર્દશીર** ! આવી ઉગારો !—સુન રે ઇશ.

૫.

**ગરૂડ** થયું **લોતન** એકલું, **ગીદ્ધ** મૃત ચરે દેહાળી;
**ઘુવડ** ઉડે રજનીમાં **વાગલ,** દિસમાં રડે નિહાળી;
**હંસ** કુટી કપાલ શોચે સખી, વિજ તો કાળી કાળી:
**હિરામલ**ના હાંજા પડે ભઈ, કોણ કરે રખવાળી ?
ઈરાનનાં અજવાળાં થકી પધારો !—સુન રે ઇશ.

૬.

**શાહ**મૃગ કહે ઉચકી આણું. વિમાન લાવું રે વ્હાલી;
**ખોદ-લક્કડ** તો આભ જ તોડે, ચાંચી ભાલો ભાલી;
કાહું કોરી કઠણ આભ પણ. નહીં જડયો ધનશાળી;
**હંસરાજ** ગયું ગરોથમન, આવ્યું હાથે ખાલી;
અનાથો રોયાં રે, પુનઃ સિધારો !—સુન રે ઇશ.

૭

**ગરૂડ** જઈ ખોજે **અરદેશર,** ફિરસ્તા પાડે તાળી:
વાસે **મરઘો** " ઊઠ રે ઊઠ તું ! " સહાય કરો કર ઝાલી;
રખની સોડે. ખુદને ખોળે. પેલો શું રંક વાલી !
**અ.શો.દ**શતુર* તો અમર્ગ રહ્યો છે, પશુ પંખી પુનશાળી.
પ્રભુ પાછો કાઢો નેં. કૃપા ઉતારો !—સુન રે ઇશ.

---

* મરહુમ સખી વજુદ શેઠજી શ્રી. **અરદેશર શોરાબજી દશતુર કામદીન** જેમણે ફસલી સાલની લટતમાં અસલી સાલનો ઝુંડો ઉંચો કર્યો હતો, જેમણે ઈરાન વતનના ઈતિહાસ ઉપર પ્રકાશ પાથર્યો હતો, જેમણે અનેક જાહેર ખાતાં-ઓની યશસ્કર સેવા બજાવી હતી, જેમણે ભરૂચનાં પ્રખ્યાત દશતુર ખાંદાંનને દીપાવ્યું હતું, અને જેમણે પારસીપણાને અને જરથોસ્તી ધર્મને માટે તન, મન, ધન અર્પણ કર્યાં હતાં, તેમની અશો યાદમાં આ બીજી આવૃત્તિ અર્પણ કરવામાં આવી છે.



મર્હુમ શેઠ અરદેશર સોરાબજી દસ્તુરકામદીન

પહેલી આવૃત્તિની અર્પણ પત્રિકા.

# અર્પણ કોને આ ફુલોનો હાર ?

ગુલીસ્તાનમાં માળી આવીને સુંદર ખીલેલાં ફુલોનો હાર ગુંથતો હતો ત્હેને ફુલો પૂછે છે:—

**ગુલાબ:**—હે **માળી**! મ્હને તોડીને તું આ હાર કોને સારૂ ગુંથે છે?

**માળી:**—જે એક ઇરાની બાગબાન, ધંધો એજ દોલત છે એમ સમજે છે, જે મહેનતુ દુકાનદારના ઘરમાં દુકાળ કદી પડતો નથી, જે એક નિર્ધન રાજા ઉદારતાને લીધે સર્વદા આનંદમાં રહે છે ત્હેને માટે.

**ગુલછરી:**—હે **માળી** ! મ્હારી કુમળી કળીઓ તું એવા તે મ્હોટા કોને માટે તોડે છે ?

**માળી:**—જે એક **દીન**નો નિર્દોષ **શાહ** છે, જેને શેતાન ફરેબમાં લઇ શકતો નથી, એવા મુબારક દિવસનો, હાય સોસારા કીધા વગર જે ખુશાલ દિલ ધરાવે છે, તે નરે જમાનને માટે.

**ચમ્પેલી:**—હે માળી ! મ્હારી કાચી કળિયો તું એવા તે કયા દાતાર થકી ચુંટે છે ?

**માળી:**—દુ:ખી **અમેરિકનો**ની વ્હારે ધાવામાં બ્રધર **જોનાથન** જેમ કુદી પડતો હતો, અનાથ જર્મનોને આશ્રય આપવામાં કઝીન **મિશાયલ** જેમ સર્વસ્વ અર્પણ કરતો હતો, સંકટમાં સપડાયલા અંગ્રેજોને હાથ આપવામાં જેમ **જોન બુલ** તત્પર રહેલો હતો, લાચાર **ફ્રેન્ચ** ભાઇબંધોને સહાય થવાનું જેમ **જીન ક્રેપોડ** શોધતો ફરતો હતો, ગમગીન રશિયન બંધુઓને આનંદી સ્વભાવના કરવા સારૂ જેમ ઇવેનોવિચ પોતાની બધી શક્તિ ખરચી દેતો હતો, તેમ ગરીબ **પારસી**ઓને ઉગારવાને જે પુરૂષ સઘળું ખરચી ખાય છે ત્હેને માટે.

**મોગરો:**—હે **માળી** ! આજે તું એવા તે કિયા મ્હોટા પુરૂષ માટે મ્હારા ખીલતા અંકુરોની ચુંથાચુંથ કરે છે ?

**માળી:**—જેમ **જોન હાવર્ડે** પરમાર્થને કારણે આખાં યુરોપની જેલો અને હોસ્પિટલો આખી જીંદગીભર ઢુંઢી મારી દુ:ખી દર્દીઓને રાહત આપી હતી, તેવા એક ઇરાની બચ્ચાએ પોતાની પુંજીને કાટ ન ચઢવા દેતાં, અને દુ:ખીઓને ધૈર્યના શબ્દો કહી પોતાની જીભ્હાને સુંવાળી રાખી દાન ધર્મમાં બધી દોલત ગુમાવી દીધી છે ત્હેને માટે.

**ચમ્પો:**—**માળી** ! તું વ્હેલો વ્હેલો મ્હારા ફુટતા ફણગાઓને આજે એવા તે કયા સાહુકારને સારૂ તોડે છે ?

**માળી:**—જેણે વગર કંજુસાઇએ પોતાની લાયકીનાં બીજ વાવ્યાં, જેનો ભરભરાટ પાક ઉગી નિકળ્યો છે એવા પારસી **પિબડી**, જેણે સખી ઉદાર દિલ રાખી ધનનો ખાલી પવન પોતાના જીગરમાં ભરી રાખ્યો નથી એવા **હાતમદિલ**, કર્ણ જેવા દાનેશ્વરી, અને બળિ જેવા દાતારને માટે.

**સેવતી:**—હે **માળી** ! મ્હારા ફુટતા પીલાઓને તું આજ કોને માટે ચુંથે છે ?

**માળી:**—સર્વ દાનમાં વિદ્યાદાનને જેણે મ્હોટું માન્યું છે, સર્વ ધર્મમાં સ્વધર્મને માટે જેણે પ્રાણાર્પણ કર્યું છે, આંખ મિચ્યે એટલો વાર પણ જે ખુદાતાલાને ભૂલ્યો નથી, અને જેણે બંદગી ભક્તિને પોતાનીજ પ્રિયા કરી રાખી છે, **માર્ટિન લ્યુથરની** પેઠે માથે ઉઠાવેલાં કામો પાર પાડવામાં ગભરાટ કે કંટાળા વગર ખુશ મિજાજથી જેણે મનસ્વી, ગવસ્વી, અને કુનસ્વીનો ઇજારો એક હાથ કરી રાખ્યો છે ત્હેને માટે.

**નરગેશ:**—હે **માળી**! વી'લો ફાંફળો પડીને તું મ્હારી કુમળી કળિયોને શા સારૂ છેદીને છેડે છે?

**માળી:**—**ગિડિયન લી**એ બાળપણામાં કેળવણી નહીં મેળવી વિદ્યા જ્ઞાન પ્રાપ્ત કરવામાં પછાત રહેવા છતાં, જવાનીમાં તેનો ખંગ વાળી આપવાને આકાશ અને પૃથ્વી તેણે જેમ એક કરી નાખી હતી, તેમ ક્ષણે ક્ષણે વિદ્યાનો અને કણે કણે ધનનો સંગ્રહ કરીને પોતાના જાત–ભાઇઓના કલ્યાણ માટે, જે ધણી પૈસે ટકે ખાલી ખુવાર થયો છે ત્હેને માટે.

**સોસન લીલી:**—હે **માળી**! મ્હારા લીલા તાજા છોડને આજે તુ એવા તે કીયા મ્હોટા ઉમરાવને માટે બગાડે છે?

**માળી:**—જે **જોન જેકબ એસ્ટરે** ૩૬ વર્ષ વેર બસ પૈસો–પૈસો–ને પૈસો જ મેળવવામાં જીંદગીનું ખરૂં સુખ દીઠુંજ નહીં, જે એસ્ટર "**સોના**ના મહેલનો માલિક થયો, પણ ચાલ ચલકત તો જેની **માટી**ની હતી," તેના વિરોધી બનીને જે ઇરાનીએ "**માટી**ના મહેલનો માલિક રહી ચાલ ચલગત તો **સોના**ની રાખી છે" ત્હેને માટે.

**જાઈ ફુલ:**—હે માળી! મ્હારાં ઉગતાં ખીલતાં પુષ્પોને તું આજે કિયા મ્હોટા શ્રીમંત માટે લઈ જાય છે?

**માળી:**— **કારૂન** જેવા કૃપણનો જે શત્રુ છે, જેણે દામ તથા દેરમથી ખેરાતમાં ને ખેરાતમાં દૌલતનો ખ્યાલ ખોઇ દીધો છે, સેંટ **વોલ્સ્ટન**ની પેઠેમ પોતાની પાસે જે કાંઇ પાઈ પૈસો આવે તે ખેરાત કરી દેવાની વીરમાં જે પડ્યો છે, અને પોતાનું કે પોતાનાં બચ્ચાંનું પેટ ભરવા માટે જ્યારે પૈસા જોઇએ ત્યારે મજુરી કરવાને જે દોડે છે, તેવા એક જીગરના શ્રીમંત વીરલા માટે.

કરેણ–કેવરા–ગલગોટા–ગુલબાસ–ગુલલાલા–**નાગચાંપું**–**નરગેશ**–**સાગરગોટી**–સૂરજમૂખી–**રામ** તુલસી–અને રાણી ગુલાબ વિગેરે બાગમાંનાં સર્વ પુષ્પો સામટાં પોકારવા લાગ્યાં:—"હે **માળી**! અમો સર્વને તે સખાવતના શાહનું નામ હવે ઝટ ને પટ કહી દે, કે આવો સુંદર હાર તું કોના ગળામાં પરોવા જાય છે?"

**માળી:**—સંધરી રાખેલું ધન પત્થરા જેવુ જે સમજે છે, જે શ્રીમંત કહેવડાવવા કરતાં ફકીર કહેવડાવવાને તત્પર છે, જે સ્વધર્મના રક્ષણ સારૂ, પોતાના ખુદા અને પેગમ્બર ઉપર જાન પ્રાણ કુરબાન કરવાને દહાડો ને રાત જે ખડો ઉભેલો જ છે;

એવા મ્હારા મિત્ર

**ભાઈ દીનશાહ મહેરવાન ઇરાનીને**

આ ગજરો હું અર્પણ કરૂં છું.



# મુખબંધ.

‘Celestial love may be compared to a tree with beautiful branches, leaves, and fruits. The Life's love is that tree; the branches with the leaves, are the affections of goodness and truth, with their perceptions; and the fruits are the delights of the affections, with their thoughts.”

*Swedenborg.*

શું પરમેશ્વરને પૈસો જોઇએ છે ? ના; તેને ત્યાં મબલગ ખજાનો પડેલો છે; તે તો સર્વને આપનારો છે, તો લેનારો કેમ હોય ? શું ઇશ્વરને કીર્તિ કે માન જોઇએ છે ? ના; કીર્તિ કે માનનો તે માલેક ભૂખ્યો નથી. જેણે સૃષ્ટિ રચના રચી, ત્હેને કીર્તિ માન સૌ આપોઆપ સંપાદન થએલું જ છે. શું ત્યારે ત્હેને સ્તુતિ, ભક્તિ, બંદગી, ભજન કે નિમાજની કિંવા પ્રેઅર કે પ્રાર્થનાની જરૂર છે ? ના; ના; ત્હેને તમારી તારીફની, સ્તુતિની, કે વખાણનીએ જરૂર નથી. તમે ભક્તિ કરો છો તે તો **તમને પોતાને તેના જેવા લાયક બનાવવા સારૂ જ કરો છો.** બંદગી તો તમારાં પાપો અને ગુન્હાઓના પસ્તાવા કે તોજેશ માટે કરો છો. ભજન ભક્તિ કરીને તો વિશ્વ રચનામાં તે સાહેબે જે કમાલ કરી છે, તેના અદ્‌ભુત ચમત્કારોથી તમે તમારી તાજુબી બતાવી મનની શુદ્ધિ કરો છો. ખુદાને તમારી પોકળ બંદગીની, ખોટી સ્તુતિની, દિલ વગરની ભક્તિની, પાપી અંતઃકરણની પ્રાર્થનાની, કે વગર ચિત્તની નિમાજની કશીએ જરૂર નથી. ત્યારે પરમેશ્વર શાથી પ્રસન્ન રહે છે ? એનો ઉત્તર એટલો જ છે કે; **“પરમાત્મા માત્ર પ્રેમનો ભૂખ્યો છે.”** મહાત્મા **સ્વીદનબોર્ગે** ઇશ્વરી પ્રેમ વિષે ઘણા ઘણા વિચારો દર્શાવ્યા છે, તેમાંનો અમુલ્ય અર્ક તેણે ઉપર જણાવેલા ફકરામાં ભરી મેલ્યો છે. પ્રેમ એ જ પરમેશ્વર છે, અને પરમેશ્વર જ પ્રેમની મુર્તિ છે. Love is Heaven and Heaven is love. તે ઇશ્વરિ પ્રેમના અધિકારી થવાને પ્રથમ તો તમારૂં વિચારવું, વદવું, કાર્ય કરવું, તમારી માલ મીલકત, બચ્ચાં છોકરાં, ઘરબાર, દોલત, સર્વસ્વ તમો તે પરવરદેગારને જ અર્પણ કરતાં શિખો. તમારાં સુખ, દુઃખ, સેવા, ક્રિયા, સૌ સૌ ત્હેને જ અર્પણ કરી દેવાનો નિસ્વાર્થ તમે શીખો. છેવટે ત-

મારો આ દેહ અને તમારો પ્રાણ પણ **"ત્હારાં દર્શન અને ત્હારી સેવામાં હાજર છે!"** એવું કહેવા જેટલું સ્વચ્છ, ખરાં દીલનું તમારૂં ચારિત્ર બનાવો. ત્યાર પછી તમે દિવ્ય દૃષ્ટિ મેળવશો અને અખંડ શાન્તિના અધિકારી થશો; એટલે પછી **"પ્રેમ સમાયો પરમેશમાં"** એ સિદ્ધાંતનું તમને આપોઆપ જ્ઞાન થશે. એ જ્ઞાન થયા પછી તમે ઇશ્વરના પ્રેમથી દૂર નથી, ને તમારા પ્રેમથી તે માલિક પણ દૂર નથી. દિવ્ય શાન્તિ અને દિવ્ય આનંદના દેવ-દૂતો તો તમારી આગળ જ ખડા રહેતા જણાશે. તે દેવ-દૂતોને જો તમે જોઇ સાંભળી કે સ્પર્શ કરી ન શકો, તેમની સાથે તમે રહી પણ નહીં શકો, તો યાદ રાખજો, કે હજીયે તમારો સાચો સબળ પ્રભુ-પ્રેમ કાચો હોવાથી દેવના દેવદૂતો માટે તમે પોતે જ તમારા ઘરનાં બારણાં એવી રીતે બંધ કરો છો, કે તે દેવદૂતોથી તમારી આગળ આવી જ શકાતું નથી. તમે ગમે એવી ભક્તિ કરો, ગમે એવી પ્રાર્થના કરો, પરંતુ જ્યાં સુધી તમારામાં દુષ્ટ તત્વોની મામલત ભરેલી છે ત્યાં સુધી તમે ઈશ્વર ઉપરનો પ્રેમ ખંડિત કરો છો. કવિ દયારામભાઇનો કોલ છે કેઃ—

રામ નામ પ્રેમ ધામ દ્રુમ, ક્ષેમ પ્રેમ સિમ સ્યામ;<br>
સોમ ધામ તમ ગ્રામ ભ્રમ, હોમ કામ ભ્રમ દામ.

ખુદાનું કામ એ જ ધર્મનું ધામ છે. પ્રભુ તો પ્રેમ અને કલ્યાણના કલ્પવૃક્ષ જેવા જ છે. તુચ્છ ભ્રમણાના અંધકારના ધામને ચંદ્રના જેવા પ્રકાશથી પ્રકાશિત કરનારા છે. માટે રે જીવડા! કામ એટલે હવસ કે વિષય વાસના અને દામ એટલે પૈસા ટકા, એ બે વિષે ત્હને જે ભ્રમ થયો છે તેને બાળી નાખ, અને પરમેશ્વર ઉપર પ્રેમ બાંધીને ત્હારો જન્મ સફળ કર! તું જેવો થવાની ઇચ્છા કરે છે, ચાહે છે, તેવો જ તું છે, ને તેવો જ તું બની શકે છે; તે કયારે? તું ત્હારી જાતને, તું ત્હને પોતાને શુદ્ધ બનાવવાનો પ્રયાસ કરે ત્યારે જ. પ્રભુ ઉપર તું શુદ્ધ પ્રેમ રાખતાં શિખીશ ત્યારે જ શાંતિના માર્ગે તું દાખલ થઇશ. જો તું ત્હારી જાતને શુદ્ધ બનાવી નહીં શકે તો ઇશ્વિર માશુક ત્હારી સુંદરતા કબુલ રાખશે જ નહીં, અને તું દુઃખો વિપત્તિમાં જ ઝુર્યા કરીશ. આ ખાકી જગતમાં પણ તમે હાડ માંસની બનેલી પુતળી ઉપર જો અખંડ પ્રેમ રાખતાં શિખો તો તમારી સબળ ઇચ્છા ગમે ત્યાંથી ગમે તેમ કરીને પણ તમારા સમક્ષ તે પુતળીને પાતાળમાંથી પણ ખડી કરી શકશે, તો પછી અંત્તરાત્માનું તો પૂછવું જ શું?

રાજા **એડલબ્રાઇટને** પેટે **આર્જેનટાઇન** નામે પુત્રી હતી. રાજા મરવા પડયો ત્યારે છોડીનો હાથ **આદેલના** હાથમાં આપી મૃત્યુ પામ્યો. **આદેલ** રાજાની દાનત બગડવાથી તેણીની તમામ માલ મીલકત પચાવી બેસવાના હેતુથી **આર્જેનટાઇનને** એક અંધારા ગારમાં પૂરી રાખી. **દેનમ્ક** રાજાના દીકરા **કયુરેનનો** પ્રેમ **આર્જેનટાઈનમાં** દ્રઢ ચોંટયો હતો. આથી કરીને **આદેલ** રાજાના બાવરચીખાનામાં બાવરચીના

વેષે તે નોકરી રહ્યા. જૂઓ; કુદ્રત શું કરે છે! આદેલના મનમાં પણ દુષ્ટ વિચાર આવ્યો કે, એજ બાવરચી સાથે આર્જેનટાઇનને પરણાવી દઉં તો પીડા પતે. પરણવા પહેલાં આર્જેનટાઇન કેદખાનેથી નાસી જવા પામી. નિરાશ ન થતાં પેલા પ્રેમી આશકે બાવરચીની નોકરી છોડીને ભરવાડનો ધંધો માંડયો; જેથી તે સ્થિતિમાં પણ પોતાની પ્યારી કેમ પ્રાપ્ત થાય છે તેની કસોટી કરૂં! હવે ત્હેનો પ્રેમ પોતાની પડોશમાં રહેતી એક ભરવાડણ ઉપર સજ્જડ થયો; કાં કે તે છોડી-ની મુદ્રા આબાદ પોતાની માશુકના જેવી જ આબેહુબ જણાઇ. અંતે આ બંને ગા-મડયાં પરણ્યાં, પણ બંને અજાણ છે. હવે પહેલી જ રાતે બંને જણાં જેવાં સુતાં, એટલે જોરૂ બોલી ઉઠી:–"હાય! કયાંની આર્જેન્ટાઇન કયાં આવી પડી!" ત્યારે ધણી બોલ્યો:–"જે કયુરેનના જે દિલમાં સદાની વસેલી હતી તે જ દિલમાં તે આવી પડી છે!" પ્રેમ ચમત્કારિક છે. પ્રેમ છુટો પડતો જ નથી. શ્રી કૃષ્ણને એક ગોપીએ મેહણું માર્યું કે; "હે લાલ! તમે બધેથી નાસી જાવ છો, પરંતુ મ્હારી આગળથી તો તમારાથી નાસી જવાશે જ નહીં; કેમકે મ્હારા હૃદય સમીપ આપને તો બાંધી જ રાખેલા છે, તો ત્યાંથી તમે કેમ નાસી જશો?"

"પ્રિતમ પતિયાં તબ લિખું, જબ તુમ હો બીદેશ;
હરાં કે પરતવ દેહદ મેહેરો માહરા ઓ યમ!"

હે પ્રિતમ! પત્ર તો ત્યારે જ લખું કેની, કે જયારે તમે પરદેશમાં વસતા હો! મગર તમે તો મ્હારા તનમાં, મનમાં, ને નયનમાં વાસો જ કરી રહ્યા છો, તો પછી મ્હારા પ્રેમનો સંદેશો વળી હું મોકલું તે કયાં? દશાતુરોએ એક દિવસે બાદશાહ સિકંદરને પૂછયું કે; "તું ત્હારા બાપ કરતાં પણ ત્હારા ઉસ્તાદનો દરજ્જો શા માટે મ્હોટો ગણે છે, અને શા સારૂ પિતાજી કરતાં ગુરૂજીને વિશેષ માન આપે છે?" ત્યારે બાદશાહે ઉત્તર દીધો; "બાપ જે છે તે તો નાશ પામનારી જીંદગીનું મૂળ છે. તેણે તો આ અસાર સંસારનો પ્રેમ શિખાડયો; પરંતુ મ્હારા ઉસ્તાદ તો જાવેદાન સૂધીના જીવનનું મૂળ છે, જેણે મ્હને અલ્લાતાલા વિષેનો પ્રેમ શિખાડયો. બાપ તો મ્હને માત્ર આસમાન ઉપરથી જમીન ઉપર નીચે લાવ્યો, અને મ્હારો ગુરૂ અરસ્તુ (એરીસ્ટોટલ) તો મ્હને પાક પરવરદેગારના પ્રેમમાં જમીન ઉપરથી છેક ઉંચે આકાશ ઉપર લઇ ગયો, ને મ્હને સ્વર્ગનો માર્ગ બતાવ્યો!" અર્થાત, જે જે બલિહારી છે તે તે ગુરૂ–પ્રેમની જ છે. જડ વસ્તુ પણ એક બીજાના પ્રેમથી જોડાયલી છે. પ્રેમ જો ના હોય તો આ સૃષ્ટિ જ ઉભી ના રહે. પ્રેમ એ જ આકર્ષણ છે. આકાશ, વગર થાંભલાએ ઉભું છે તે પ્રેમથી જ. મા–બાપ પોતાનાં જણેલાં અજાણ બાળકોની સેવા ચાકરી કરે છે તે પણ ગુપ્ત પ્રેમથી જ તેઓ આકર્ષાયાં છે. આ ભવ્ય દેખાતા સંસારમાં આપણી જવાનીના વખ્તે સર્વથી

ઉચ્ચ પ્રેમ સ્ત્રી ઉપર વિશેષ આકર્ષાય છે, પરંતુ છેવટે તો " **પ્રેમ સમાયો પરમેશમાં** " એમ જણાયા શિવાય રહેતું જ નથી.

હરિન હરિન ચરન આકા, ચિત્ત ચરન આગાર;
વાકો ફુલ સંસાર હે, વાકો ફુલ સંસાર ! (દયો)

હરણના પગના જેવી જે ગુહ્યેંદ્રિ તેમાં જ સૌનું ચિત્ત સદા લાગી રહેલું છે, પરંતુ હરિનાં ચરણરૂપી જે સ્થાન છે તેમાં તો લોકોનું ચિત્ત ચોંટતું જ નથી. હે ભાઇઓ! ગમે એવું બળ વાપરીને હરિનાં ચરણ રૂપ દરમાં જ તમારૂં ચિત્ત રાખો, નહીં તો પહેલી વાતમાં જ તમે જેટલા ચકચુર ને ચકભમ રહેશો, તેટલા બધા જન્મ મરણના ફેરામાં આવન જાવન કરી કરીને સંસારથી દુઃખી થઈ થઇને વારંવાર દુઃખી ને દુઃખી જ રહેશો. બીજી વાત જે કહી તેમાં જો મચ્યા મંડયા રહેશો તો તેટલાં જ સુખ અને શાંતિમાં તમે સદાકાળ સૂધી રહી થાગશો; એ અનુભવની જ વાત તમને કહી છે. સ્ત્રી તો પ્યારની વાવ છે. આ ભવસાગરની પાળ છે. એ પાળ ઉપર ઉભા રહીને પુરૂષ રૂપી મચ્છો તેણીની નાખેલી જાળમાં પ્રેમથી બંધાઇને જીવતાં જીવત સપડાઈ જાય છે. સ્ત્રીના આકર્ષણમાં તણાયા જઇને તેની મોહમાયાની મોહિનીમાં મોહિત થઈ મનુષ્યરૂપી માછલાં એવાં તો સજડ જીકડાઈ જાય છે, કે તેમાંથી કેમે કરતાં પણ છુટાતું નથી. કબીરજીનું આ વચન છે કેઃ—

નારી મદન તલાવડી, ભવસાગરકી પાલ;
નર મચ્છાકે કારણે, જીવત હે માંડી જાલ.

પ્રેમ બે ઠેકાણે સજ્જડ હોય. સ્ત્રીનો કે પરમેશનો. એક પ્રેમ નર્કના ખાડામાં અને બીજો પ્રેમ સ્વર્ગના વાડામાં પુરૂષને ઘસડી લઇ જાય છે. એ બન્ને પ્રેમ વિષે જાત માહિતીનો ખરો અનુભવ કોઇથી પણ બીજાને કહી શકાતો જ નથી. કડવું મન કરીને, પહાડ તૂટી પડે એવાં દુઃખે દુઃખે બેજાર થવાથી, વિષયી એવા ઘણા વીરલાઓ સ્ત્રીના ઉંડા ખડડામાંથી એકદમ બહાર પડીને જ્યારે પોતાનો પ્રેમ પેલી મહા માશુક જોડે જોડે છે, ત્યારે જ પ્રેમ શું છે તેનું તેમને ભાન થાય છે. દુઃખ જેવા મહાન શિક્ષા ગુરૂની ખરી બલિહારી છે, કે ખરડાયલા ગલીચ ખડડામાંથી મનુષ્યને તે બહાર કાઢીને પરમેશ્વર પ્યારા ઉપરનો પ્રેમ સજ્જડ કરાવે છે.

" દુઃખકેં સુખ સ્નેહમેં, બિદુન દેહ જુબાપ;
જો દુઃખ તો સબ કરત કયોં, કયોં સુખ તો પરિતાપ ?"

હે પંડિતજી! હું તમને પૂછું છું ત્હેનો જવાબ આપો, કે પ્રેમમાં સુખ છે કે દુઃખ ? જો દુઃખ કહેશો તો સર્વ કોઈ પ્રેમ કાં કરે છે ? પ્રેમમાં જો સુખ છે એમ કહો, તો તે પ્રેમ કરનારને પરિતાપ કાં થાય છે ? અર્થાત, પ્રેમમાં શું રહ્યું છે તે કાંઇએ કહી શકાતું જ નથી. એમાં તો સુખ ને દુઃખ બને છે. ત્યારે પંડિતજી કહે છે કે;

" બિખઇ બિખ ભચ્છન કરત, બહુત ખીગારત મુખ;
પૈં મન હૈં રુચ ત્યોં સમુઝિ, રતિ દુઃખમેં હુ સુખ.
રતિ દુઃખમેં સુખ સમુઝ મન, પૈં કહી શકે ન બાક;
કટુતાઇમેં બસે મિષ્ટતા, જૈસિ કરેલાં સાક."

અફીણિયો કે દારૂડિયો અફીણ ખાતાં કે દારૂ પીતાં તો પોતાનું મોઢું ઘણું બગાડીને કડવું ઝેર જેવું કરે છે, ને ઉંકાંટા ખાય છે, પણ મનમાં તો ઉલાલા ગમે છે. તેમ જ પ્રેમના દુઃખમાં પણ સુખ સમાયું છે એમ સમજી લેવું. રતિ જે પ્રીતિ તેની જે પીડા, તે પીડામાં જ સુખ છે. તેની સમજણ એકલાં મનને જ પડે છે, પણ વાણીથી તે કોઇને કહી શકાતી જ નથી. જેમ કારેલાંના શાકની કડવાસમાં જે મિઠાસ છે, તેના સ્વાદનું વર્ણન કોઇને સમજાવી શકાતું નથી, તેમ સ્રી ઉપરના પ્રેમ કે પરવરદેગાર ઉપરના પ્રેમના સ્વાદની લેઝત બીજાને સમજાવી શકાતી જ નથી. દરેક મનુષ્યને પોતાનો: એક ખાસ ચડસ કે છંદ છે તે જ પ્રેમ છે. કોઇને કીર્તિનો પ્રેમ, કોઇને દેશનો પ્રેમ, કોઇને છોકરાં બચ્ચાંનો પ્રેમ, કોઇને વતનનો પ્રેમ, કોઇને જુગારનો પ્રેમ, કોઇને સ્રીનો પ્રેમ, આ પ્રેમ માટે જ તે જીવે છે. તે પ્રેમ તેની પાસેથી લઈ લો તો ત્હેની તમે જગત્ જ છિનવી લો છો. પ્રાણ કરતાં વ્હાલો પ્રેમ છે. એ બધા પ્રેમ નાશવંત છે. **અલ્સટર** પ્રગણાના લોકોમાંથી **આયર્લંડ**ના કિનારાને પહેલ વહેલો હાથ કોણ અડકાવશે, એ વાતનો પ્રશ્ન નિકળતાં, જે વહાણ પહેલ વહેલું ઉપડયું તે ઉપરના માણસોમાં પોતાના આ વતન ઉપરના પ્રેમની પરિક્ષા ચાલી. **ઓ નેઈલ** નામનો સાહસિક નર બોલ્યોઃ—"મ્હારા જેવડો એ ભૂમિ વિષેનો સબળ પ્રેમ કોઇનો પણ ના હોય. મ્હારો જ હાથ એ મ્હારી પ્યારી ભૂમિને પહેલો લગાડું તો જ ખરો!" ત્હેના આ પ્રેમની કસોટી કરવા સારૂ જેવો **આયર્લંડ**નો કિનારો નજીક આવ્યો, કે ઘણા દાવેદારો વહાણના આગલા ભાગ તરફ ધસી ગયા, ને **ઓ નેઈલ** તો છેક પાછળ પડી ગયો. પોતાના પ્રેમની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા સારૂ આ પ્રેમી પુરૂષે એકદમ **પોતાનો એક હાથ કાપી નાંખી બીજે હાથે પેલો કાપેલો હાથ કિનારા ઉપર ફેંકી દીધો!** આજે પણ અલ્સટર પ્રગણાના લોકો આવા અખંડ પ્રેમના ચિન્હ તરીકે "ઉઘાડો રાતો લોહીનો હાથ" પોતાની નિશાન લેખે વાપરે છે. પ્રેમનું ખરૂં રહસ્ય આ છે. આ પ્રેમ જો પરમેશ્વર ઉપર ચિટકી બેસે છે તો માણસ પોતાના પ્રાણની પણ તમા કે તથા રાખતો નથી. પરંતુ ભવિષ્યમાં થનારૂં ભવ્ય કે અભવ્ય જેને જેવું હોય ત્હેને તેવી પ્રથમથી જ નિમિત્ત સૂચના થાય છે. હદ બહાર સ્રી ઉપર પ્રેમ રાખનારા યુવકો અંતે ને આખરે પરમેશ્વર—પ્રેમી થઈ ગયાના પણ સેંકડો દાખલા છે. પરંતુ કબીરજી કહે છે તેમ એવા વીરલા બહુ થોડા જ હોય છે.

" હાટ હાટ હિરા નહીં, કંચનકા નહીં પહાર;
સિંહનકા ટોલા નહીં, સંત બિરલા સંસાર."

બજારે બજાર કાંઈ હીરાના ઢગલા વેચાતા નથી, અને સોનાના કાંઇ પહાડો હોતા નથી. વળી જેમ બીજાં જનાવરો ટોળે ટોળાં થઇને ફરે છે, તેમ સિંહનાં કાંઇ ટોળે ટોળાં હોતાં નથી. તેમ જ ઈશ્વરના પ્રેમમાં ચકચૂર થએલા, કે પ્રભુ ઉપર જ મરી રહેલા સંતો કાંઇ આ સંસારમાં ઉભાઈ જતા નથી. પશ્ચિમ દેશોમાં એક કેહતી ચાલે છે કે; "**સાઇની** એક, ને ઝુંડ અનેક." **મેરેથોનની** મહાન લડાઇ પૂરી થવા પછી ઇરાની લોકોને વહાણો ભરીને નાસી જતાં જોઇને **એશીલોસના** કવિ **સાઇની ગીરોસને** એવું તો ઝનુન છુટયું, કે હંકારી જતાં વહાણોને અટકાવવા સારૂ દરિયામાં નંખાવી દઈને, નાસી જતાં એક વહાણને પોતાના જમણા હાથે પકડયું. ઇરાની સરદારે તે હાથ તુર્તજ કાપી નાખ્યો, એટલે **સાઇની ગીરોસે** ડાબા હાથે વહાણને પાછું પકડયું! સરદારે ડાબો હાથ પણ છાંટી નાખ્યો; ત્યારે પેલા બહાદુર નરે પોતાના દાંતો વડે પેલાં વહાણને પકડયું. એટલે સરદારે છેવટે તેનું ડોકું ઉડાવી દીધું. પ્રેમની આ શુદ્ધ વ્યાખ્યા છે. પ્રેમનો અભ્યાસ તો પરમેશ્વરનો પાડવો એ જ સલામત પ્રેમ છે. જેમ શેળડીનું બીજ ગયું હોય છે ત્યારે કાસને વાવીને સીંચે છે, અને એમ ફરી ફરીને વાવતાં સીંચતાં બારમે વરસે પેલો કાસ તો રસ વગરનો થઇ જાય છે, તો પણ તેની મિઠી શેરડી જેમ ઉત્પન્ન થાય છે, તેમ જે કોઈ રસ વગરનો પદાર્થ લાગતો હોય તે પણ પ્રેમના અભ્યાસથી રસવાળો થઇ જાય છે. માટે હે ભાઇઓ! જવાનીમાં તમે ગમે એવા મસ્ત સહેલાણી હો તોપણ એકવાર પ્રભુના પ્રેમમાં મસ્ત થવાનો અભ્યાસ પાડો, પછી તમને જરૂર જણાશે કે, "**પ્રેમ સમાયો પરમેશમાં!**"

> "જહાંમેં બસ લુત્ફે જીંદગાની, હર એકકો આલમ શબાબકા હય;
> જવાનીમેં હોતી હય વ્હો મસ્તી, કે જૈસા નિશા શરાબકા હય.—જહાંમેં.
>
> જહાં હુવા હુસ્ન જુલ્વગર હય, તો ઇશ્કને આકે દીઇ ખબર હય;
> નહી ચ્હે શાયાને હર નજર હય, કે જુલવા સાહેબ નકાબકા હય.—જહાંમેં.
>
> હમેશાં હોતી અગર જવાની, તો ચાહતે અએસે જાવેદાંની;
> મગર જાઇરી હય આખીર આની, કરીબ વક્ત ઇન્કેબાલકા હય.—જહાંમેં.

---

"ઇશ્વિર કયાં અમો શોધું, બતાવો કોઈ દયા લાવી; પૂછે જ્યાં ત્યાં જનો સઉને, હૃદય દીનતાથી કરમાવી.
મત્સ્યો પૂછે ઉદધિ કયાં હશે, દો કોઇ દર્શાવી, રમતાં ઉદધિ નિત્યે અહહહ! ભ્રાંતિ થઈ આવી;
પૂછે પક્ષીઓ વાયુ બતાવો, છે હવા ખાવી, વસતાં વાયુમાં ન હવા જડે, કયાં ભાગ્ય સ્તુતિ ગાવી;
પ્રભુમાં હરે પ્રભુમાં ફરે સઉ, જૂદાઇ ન થાવી, તોપણ વિરહ ભ્રાંતિ આ શી, જનને વ્યર્થ દે તાવી;
હરિમય વિશ્વ આ છે એ જ હરિ જોવા તણી ચાવી, સાધી નર હરિ અનુગ્રહથી, ન ભજ બાવો ને બાવી."



# દુ:ખ દર્દો વખ્તે ભણવા ભણાવવાનાં ભણતરો.
## તથા આરાધના.

| દુ:ખ દર્દનું નામ. | ભણતર અને આરાધના. |
|---|---|
| અદાલતમાં દર દાવા તથા ફરિઆદીમાં ફતેહ. | મેહેર યશ્ત પઢે. ખુરશેદ મેહેરની ન્યાયેશ કરે. આંવાં યશ્ત અથવા અરદ્વીશૂરની ન્યાયેશ કરે. |
| આંખ આવે ત્યારે. આંખે ફુલું પડયું. | બહેરામ યશ્તનો ૧૬ મો કરદો વારંવાર ભણવો. આતસબહેરામમાં હદિયો લઈ જઇ આતસની ન્યાયેશ કર્યા કરવી. શરોશ ઈજદની બાજ ભણવી. તીર યશ્ત ભણવી. |
| આંખ દુ:ખતી હોય. | અરદીબેહેસ્ત અમશાસ્પંદની બાજ ભણવી. હોમ ઈજદના દરૂન કરવા. હોમ યશ્ત ભણ્યા કરવી. આતશબહેરામ સુખડ ચઢાવવું. અરદીબેહેશ્ત અમશાસ્પદની બાજ ભણવી. |
| આજાર મરજ, અને બૂંડાં વ્યસનો દૂર કરવા. | શરોશ ઈઝદની આરાધના. શરોશ બાજ તથા યશ્ત. અરદીબેહેસ્ત યશ્ન. |
| આસાની, રાહત, અને આરામ પામવા. | ૫રેસ્તા કરવાની કબુલત. શીરોજા યશ્ત ભણે. કામ પાર પડવા પછી ૩૩ ફરેસ્તાની નેયતે ક્રિયા કામ કરાવે. આસ્તાદ યશ્ત પઢે. બહેરામ ઈજદની આરાધના. આતસબહેરામ સુખડ. જો મવસર હોય તો અરશીસ્વંગ ઈજદની બાજ, દરૂન, આફ્રંગાન, ઇજશને કરાવે. |
| આંખનો શીત ળાથી બીગાડ. | ઉપર મુજબ. |
| આંખે મોતેયા : આંખનું સામાન્ય દર્દ. | તેશતર ઈઝદની આરાધના. તીર યશ્ત ભણતાં રહેવું. ખુરશેદ ઈઝદની આરાધના. ખુરશેદ ન્યાયેશ તથા યશ્ત ભણવી. |
| આફત દૂર કરવા. ઓરતનું કષ્ટાવું. | શીરોજા યશ્ત પઢે. ૩૩ ફીરેસ્તાઓની આરાધના. અરદીબેહેસ્ત યશ્ત પઢે. કમળનું ફુલ જ્યાં |

| | |
|---|---|
| | ખીલેલું હોય ત્યાં આંવાં અરદ્વીશૂરની આરાધના, ન્યાયેશ અથવા યશ્ત પઢે. |
| કમ્મર દુઃખે કે દર્દ થાય. | તેશતર ઇઝદની આરાધના. તીર યશ્ત ભણવી. |
| કાન દુઃખે કે દર્દ થાય. | પાદિયાબ કુસ્તી વારંવાર. અરદીબેહેસ્ત અમશાસ્પંદની બાજ. |
| કુલ બલા દફે કરવા. | અરદીબેહેસ્ત અમશાસ્પંદની આરાધના. અરદીબેહેસ્ત યશ્ત પઢવી. |
| ખ્વાબની ધાસ્તી. | અરદીબેહેસ્ત યશ્ત અથવા બાજ. દરૂન-બાજ આફ્રંગાન. અશો ફ્રેરોહરોની આરાધના. હોમ ઇઝદની આરાધના. શરોશ બાજ ભણ્યા કરવી. શાહ ફ્રેદુન તથા શિયાવક્ષ શાહની યાદ કરવી. |
| ખરવસ્તરની (ઝેરી જાનવરોની) ખરાબી. | પાદિયાબ કુસ્તી વારંવાર. અરદીબેહેસ્ત અમશાસ્પંદની બાજ. |
| ખેતીની નુકશાની. | ખોરદાદ અમશાસ્પંદની આરાધના. ખોરદાદ યશ્ત ભણ્યા કરવી. મેહેર ઈઝદની આરાધના. ખુરશેદ મહેરની ન્યાયેશ તથા યશ્ત ભણવી. આવાં અરદ્વીસૂરની આરાધના. આવાં ઇઝદની ન્યાયેશ તથા યશ્ત ભણવી. |
| ગર્દનના દર્દો. | રામ યશ્ત દરરોજ ભણવી. બામદાદ થતાં જ હોશબામ પઢવી. |
| ગાંડપણ દૂર કરવા. | ગોઆદ ઇજદની આરાધના. વા પર ગએલાં માટે હોરમઝદ યશ્ત પઢે. |
| ઘા રૂઝવવા માટે. | હોમ ઇજદની આરાધના. હોમ યશ્ત પઢે. |
| છાતીનું દર્દ. | અરદીબેહેસ્ત યશ્ત અથવા તેની નિરંગ. આવાં ઇઝદની આરાધના. આંવાં અરદ્વીસુરની ન્યાયેશ પઢવી. |
| છોકરાં નહીં થતાં હોય. | આતસબેહેરામની ન્યાયેશ ભણ્યા કરવી. આતસબહેરામનાં દર્શન લેયા કરવાં. આતસ ઉપર સુખડ લોબાન ચઢાવતાં રહેવું. ઝાડ રોપવાં. |
| છોકરાંમાં ડહાપણ લાવવા. | ઉપર મુજબ. |

| | |
|---|---|
| છુપી ખબર મેળવવા, અને ચોરી પકડવા. | અરદીબેહેસ્ત યશ્તમાં કૂંચી મૂકી પાક ખોર્દેહ અવસ્તાની કેતાબને કુશ્તી બાંધી પાદિયાબ કુસ્તી કરેલા બે આસામીઓએ કુંચી પકડી અષેમ વોહુ ભણવી. (સરેહ તથા સમજણ અને ચિત્ર બ્હેન દી. સો. એન્જીનીયરની કેતાબ પાન ૭૫૭ જોવું.) |
| જીવ ધુજે, હૃદયનું દર્દ થાય. હાર્ટનું દર્દ. | હોમ તથા ગોઆદ ઈજદોની આરાધના, અને તેની યશ્તો પઢે. |
| જીન-પરી-ખવીસ જેવી ભુંડી | હોમ ઈજદની આરાધના. હોમ યશ્ત ભણી શ્યાવક્ષ શાહની યાદ કરે. |
| શક્તિના વહેમ કાઢી નાખવા. | |
| તલીનું (બહેશોળ) દર્દ. | અરદ્વીસૂરની આરાધના. અરદ્વિસુર ન્યાયેશ પઢે. બને તો આવાં યશ્ત ભણે. |
| તકરાર, વાંધામાં ફતેહમંદી તથા હરકતમાં બરકત થવા. | બેહરામ ઈજદની આરાધના. બેહરામ યશ્ત પઢે. |
| તાપ દરેક જાતની. | અરદીબેહેશ્ત યશ્તની પીંછી. બેહરામ યશ્ત ભણે ભણાવે. |
| દરેક દુઃખ દફે કરી સુખ હાંસલ કરવા. | શરોશ બાજ પઢયા કરે. |
| દૂર દેશાવર ગયલાં વ્હાલાંનો મેળાપ. | અરદીબેહેસ્ત અમશાસ્પંદની યાદમાં અરદીબેહેસ્ત યશ્ત પઢે. હોમ યશ્ત પઢતાં રહેવું. અહુરમઝદ યશ્ત ૧૧ દરરોજ ભણવી. |
| ધંધાધાપા, વેપાર, નોકરી ચાકરીમાં બરકત. | અહુરમઝદનાં ૧૦૧ નામો ભણો. અહુરમઝદ યશ્ત. આતસને હદિયો. માહબોખતારની ન્યાએશ. અરસીસ્વંગ યશ્ત અને તેની આરાધના. અરદીબેહેશ્ત યશ્ત પઢે. |
| નખછર અથવા નખના રોગ. | ગોવાદ ઇજદની આરાધના. સીરોજા યશ્ત ભણે. ૩૩ ફરેસ્તાઓની યાદ કરવી. |
| નબળાઈ દફે કરવા. | અરદીબેહેસ્ત યશ્ત પઢે. શરોશ ઇજદની પનાહ માંગે. અમરદાદ અમશાસ્પંદની આરાધના કરે. |

| | |
|---|---|
| નાકને નાસુર અથવા રોગ. | મહાબોખતારની ન્યાયેશ પઢે. અરદીબેહેસ્ત અમશાસ્પંદની આરાધના કરી અરદીબેહેસ્ત યશ્ત ભણે. |
| નવું કામ આરંભતાં. | અષેમવોહુ ૩ અને યથા અહુવૈર્યો ૫ પઢવી. પછી હફ્ત (સાતે) અમશાસ્પંદની આરાધના કરવી. શાહ ગયોમર્દ અને શાહ જમશેદની યાદ કરવી. |
| નારગોર થયો હોય. | અરદીબેહેસ્ત અમશાસપંદની આરાધના. અરદીબેહેસ્ત યશ્ત પઢે. નહીંજ બને તો અરદીબેહેસ્ત યશ્તની નીરંગ ભણવી. |
| નાફૌવતી દૂર કરવા. | અરદીબેહેસ્ત અમશાસપંદની ઉપર મુજબ આરાધના. અમરદાદ અમશાસપંદની યાદ કરે. મોટી હપ્તન યશ્ત પઢવી. |
| નશીબ વાંકું ચાલે. | પાદિયાબ કુશ્તી કરતાં રહેવું. અરદીબેહેસ્ત અમશાસપંદની આરાધના. હોરમઝદ યશ્ત ૧૧ ભણતાં રહેવું. અરદીબેહેસ્ત યશ્ત રોજ ભણવી. |
| નજર લાગી હોય. | હોમ ઇજદની આરાધના. ન્હાની હોમ યશ્ત ભણવી. બને તો મોટી હોમ યશ્ત પઢે. |
| પેટમાં દુઃખે તો. | પાદિયાબ કુશતી વારંવાર. અરદીબેહેસ્ત યશ્ત પઢે. નહીં જ બને તો અરદીબેહેસ્ત યશ્તની નીરંગ ભણે. આતસબહેરામ સુખડ લઈ જાય. આતસની ન્યાયેશ કરે. |
| પિત્તાનું દર્દ. | સીરોજા યશ્ત ભણે. બધા ફરેશ્તાઓની યાદ કરે. પોતાના મવક્કલ ફરેસ્તાની આરાધના કરે. |
| પીઠ ઉપરનાં દર્દો. | મ્હોટી હપ્તન યશ્ત ભણે. વસ્ત્રદાન કરે. |
| પૂઠ ઉપરના રોગ. | આસ્તાદ ઇજદની આરાધના. આસ્તાદ યશ્ત પઢે. |
| પીશાબનાં દર્દો. | આવાં અરદ્વિસૂરની આરાધના. અરદ્વિસૂર ન્યાયેશ ભણે. બને તો આવાં યશ્ત ભણે. |
| પગનાં દર્દો. | બેહમન અમશાસ્પંદને આરાધે. અરદીબેહેસ્ત યશ્ત અથવા તેની નીરંગ પઢે. અથવા મોટી હપ્તન યશ્ત પઢવી. |

| | |
|---|---|
| પગના શુરાનું દર્દ. | અસ્પંદાદ અમશાસ્પંદની આરાધના. બહુમન યસ્ત ભણે. હોમ યશ્ત પઢે. |
| પગની ઘુંટીનું દર્દ. | અરદીબેહેસ્ત યશ્ત અથવા નીરંગ તથા મ્હોટી હોમ યશ્ત ભણે. |
| પેડુ (પીરૂ અથવા વીરજનાં ) દર્દો. | આસ્તાદ ઈજદની આરાધના. આસ્તાદ યશ્ત પઢે. |
| બચ્ચાં ખોવાય કે ભુલાં પડે. | શરોશ ઇજદની પનાહ માગે. યથા અહુવૈર્યો જેટલી ભણાય એટલી ભણ્યા કરવી. શરોશ ઈજદના દરૂન, બાજ, આફ્રંગાન, ઇજશને અને જશન કરે. |
| બોખાર દરેક જાતની. | "કુલ બલા દફે શવદ" વાળી નીરંગ પઢે. અરદીબેહેસ્ત યશ્તની પાંછી કરે. બેહેરામ યસ્ત ભણે ભણાવે. |
| બિકટ રોગ કે દર્દ. | અહુરમઝદ યશ્તની પીંછી કરે કરાવે. |
| બચ્ચાંનું સુખ પ્રાપ્ત કરવા. | અરદીબેહેસ્ત અમશાસપંદની આરાધના. એઓની જ યાદ અને યશ્ત ભણવી. |
| બેઆબ્રુ અને બેઇજ્જતી ટાળવા. | શરોશની આરાધના. શરોશ યશ્ત અથવા શરોશ બાજ ભણે. આવાં અરદ્વીશુરની ન્યાયેશ અથવા બને તો આવાં યશ્ત પઢે. |
| બેટાની વૃદ્ધિ. બચ્ચાં નહીં જીવતાં હોય. | આતસબેહેરામની ન્યાયેશ ભણ્યા કરે. આતસ-બેહેરામનાં દર્શન લેયા કરે. આવાં અરદ્વીશૂરની ન્યાયેશ અથવા યશ્ત ભણે. અમરદાદ અમશાસ્પંદની આરાધના. બને તો હોમ યશ્ત મ્હોટી પઢે. હોમ ઇજદની આરાધના કરે. બેહેરામ યશ્ત ભણવી. |
| ભુત-પલીદી-જાદુ અને બીજી બલાઓના વહેમો દૂર કરવા. | અરદીબેહેસ્ત યશ્ત ભણે. હોમ ઇજદની નૈયતે યાદ. "કુલ બલા દફે શવદ" વાળી નીરંગ. શાહ શિયાવક્ષાને યાદ કરવા. આતસબેહેરામ સુખડ. શરોશ બાજ અને શરોશ યશ્ત ભણતાં રહેવું. અહુરમઝદ યશ્ત ૧૧ ભણે. |

| | |
|---|---|
| મનની મુરાદ પાર પાડવા. | અરદીબેહેસ્ત અમશાસ્પંદની આરાધના. અરદીબેહેસ્ત યશ્ત ભણે. આવાં યશ્ત પઢે;અને નહીંજ બનેતો દરરોજ દરિયા કે નદી કિનારે અરદ્વીશૂર ન્યાયેશ પઢે. |
| મરકી, કોલેરા, પ્લેગ, દુષ્કાળ, આગ. | હોમ ઇજદની આરાધના. શાહ ફ્રેદુનની યાદ અને દરૂન બાજ. સાતે અમશાસ્પંદની નૈયતે યાદ. અહુરમઝદનાં ૧૦૧ નામો. વનંત યશ્ત તથા અરદીબેહેસ્ત યશ્ત પઢે. |
| માથે ઉઠાવેલું કામ પાર કરવા. | સાતે અમશાસ્પંદની આરાધના. આવાં અરદ્વીશુર ઉપર ભાવ. શાહ જમશેદ અને ગયોમર્દની યાદમાં બાજ આફ્રંગાન કરાવે. |
| માથું દુઃખે તો. | આતસબેહેરામની રક્ષા (રખ્યા) માથે લગાડવી. અરદીબેહેસ્ત અમશાસ્પંદની બાજ લેવી. બહેરામ યશ્ત ભણવી ભણાવવી. |
| માન મરતબામાં થતી ખલલ દૂર કરી તે વધારવા. | હોરમજદ યશ્ત ૧૧ દરરોજ ભણવી. ચાલુ યથા અહુવૈર્યો પઢવી. |
| માંદગીનો ભય દૂર કરવા. | શાહ ફ્રેદ્દુનની યાદમાં દરૂન, બાજ, આફ્રંગાન કરાવવાં. બેહરામ યશ્ત પઢવી અથવા પઢાવવી. |
| માતાના થાનમાં દુધ નહીં આવે ત્યારે. | અરદીબેહેસ્ત યશ્ત ભણી એજ અમશાસ્પંદની આરાધના કરે. આવાં યઝદની યાદ—આવાં યશ્ત અથવા અરદ્વીશુર ન્યાયેશ પઢે. |
| મુશકેલી દફે કરવા. | ગોશ ઇજદની આરાધના. વીપ્ર તથા ખશીસ બેદની નૈયતે ઇજશને. શરોશ યસ્તની નીરંગ પઢે. |
| મોઢાંના વ્યાધિ. | આવાં અરદ્વીશુરની ન્યાયેશ. બને તો આવાં યશ્ત ભણવી ભણાવવી. |
| માસિક માંદગી અને દશતાનમાં હેરાનગતિ. | તીર યશ્ત, ચોખ્ખાં હોય ત્યારે ભણીને તેશતર ઇજદની આરાધના કરતાં રહેવું. દૂર બેઠાં બેઠાં અરદીબેહેસ્ત અમશાસ્પંદની યાદ કર્યા કરવી. |
| લગ્નના કામ પાર પાડવા. | અહુરમઝદનાં ૧૦૧ નામોની યાદ કરે. દાદાર અહુરમઝદના નામે દરૂન, બાજ, આફ્રંગાન, ઇજશ્ને, અને બને તો જશન પણ કરાવે. શરોશ ઇજદની આરાધના કરી શરોશ બાજ અને શરોશ યશ્ત પઢે. મ્હોટી હોમ યશ્ત પણ પઢે. |

| | |
|---|---|
| લાંબી જીંદગી માટે. | અમરદાદ અમશાસ્પંદની આરાધના. ૩૩ ફરેસ્તાઓની યાદ. |
| શત્રુનું જોર કમી કરવા. | મોહોર ઇજદની આરાધના. ૩૩ ફરેસ્તાઓની યાદ. બેહરામ યશ્ત. |
| શીતળા અને ગોવરૂં. | અરદીબેહેસ્ત અમશાસ્પંદની આરાધના, તેની પીંછી કરે; તથા હોમ યશ્ત અને અરદીબેહેસ્ત યશ્ત પઢે. આસ્તાદ ઇજિદની ઇજશ્ને. આતસબેહેરામ સાહેબ માટે સુખડ મોકલવું. |
| શેઠ, ઉપરી, કે અમલદારની ગેર મહેરબાની કમી થઇ કૃપા મેળવવા. | અર્દાબામ બોશ તથા ખશીસ બેદનીની યાદ કરે. અશોફરોહરોની આરાધના કરે. |
| હમેશની હયરાની અને કષ્ટ. | આસ્તાદ યશ્ત પઢે પઢાવે. એ જ અમશાસ્પંદની આરાધના કરે. અરદીબેહેસ્ત યશ્ત પઢે; અને બને તો એ યશ્તની પીંછી કરાવે. નહીં જ બને તો ફરોક્ષી પઢાવે; ફરવરદીન યશ્ત પઢે. |
| હાજત ટાળવા. | દહમ ઇજિદની આરાધના કરવી. |
| હાથ પગનાં આંગળાંનાં દર્દો. | હોમ યશ્ત મ્હોટી ન્હાની પઢવી પઢાવવી. |
| નબળા | **ગ્રહોથી થતી હાડમારી દૂર કરવાના ઉપાયો.** |
| સૂર્યની ચાલથી. ( રવીના ગ્રહ. ) | દરરોજ ખુરશેદ મહેરની ન્યાયેશ જરૂર પઢવી. |
| ચંદ્રની ચાલથી. ( સોમના ગ્રહ. ) | દરરોજ માહબોખતારની ન્યાયેશ કરવી. |
| મંગળના ગ્રહ. | અરદીબેહેસ્ત તથા બેહરામ યશ્ત ભણતાં રહેવું. |
| બુધના ગ્રહ. | ખોરદાદ યશ્ત તથા તેશતર તીર યશ્ત પઢે. |
| ગુરૂ અથવા બ્રાહસ્પત. | દરરોજ અહુરમઝદ યશ્ત પઢે; બને તો ૧૧ વાર એ યશ્ત ભણવી. |
| શુક્રની દશા. | હફ્ત અમશાસ્પંદની (મ્હોટી હોમ યસ્ત) યશ્ત ભણે. તેશતર તીર યસ્ત પઢે. |
| શનીની દશા. | મ્હોટી હોમ યસ્ત પઢે. આવાં યસ્ત ભણે. |

| | |
|---|---|
| રાહુની દશા. | મોટી હોમ યસ્ત ભણતાં રહેવું. |
| કેતુની દશા. | ઉપર મુજબ. |

[મોબેદો, બ્હેન દી. સો. એન્જીનીયર, ભાઇ ડી. પી. માદન અને જુનાં પુસ્તકોની મદદથી.]

**અરદી બેહેશ્ત યસ્ત શું કહે છે?**

અષો-બએષજો, દાતો-બએષજો, કરેતો-બએષજો, ઉર્વરો-બએષજો, માંથ-બએષજો; બએષજનામ્ બએષજયોતેમો યત્ માંથ્રેમ-સ્પેન્તેમ-બએષજયો; યો નર્શ અષઓનો હચ ઉરૂથ્રાંન બએષજયાત્, અએષો ઝી અસતિ બએષજનામ બએષજયોતેમો. (૧) અશોઇ અને પવિત્રાઇથી દર્દ કે રોગને મટાડી તંદુરસ્તી આપનાર હકીમ હોય છે; (૨) વાજબી રીતે ઈનસાફ આપી ચોકખા ન્યાયથી રાહત આપનારા હકીમ હોય છે; (૩) શસ્ત્ર વડે એટલે હથિયારોથી વાઢકાપ કરીને દર્દ કાપી નાખનારા વૈદ હોય છે; (૪) છાલો પાલો એટલે જડીબુટ્ટીથી રોગ મટાડનારા વૈદો પણ હોય છે; અને (૫) એ ચારેવ વૈદોથી પણ જે દુઃખ દર્દ, આધિ કે વ્યાધિ નહીં જ મટી શકે એવાં દર્દો મંત્રોપચાર કરીને, માથવાણી ભણીને સાજાં કરનારા વૈદ તે "માથ બએષજો" હોય છે. એ પ્રમાણે પાંચ પ્રકારના ડોકટરો કહેલા છે. એ પાંચેવ વૈદોમાં પવિત્ર મંત્રો એટલે અશોઇવાળા માથના કલામોનો ઉપાય, અને તે ઉપાય કરનારા હકીમને સર્વમાં શ્રેષ્ટ ગણેલો છે. અશોઇથી માથ ભણીને સાજું કરનાર વૈદથી જરૂર જ તંદુરસ્તી મળે છે; કેમકે તેની ગુપ્ત આત્મિક શકિતથી દર્દીને ઘણી રાહત ને વહેલું આરોગ્ય પ્રાપ્ત થાય છે; જેથી ચાર જાતના ઉપાયોથી દર્દીને આરામ થતો ન હોય, મનના આધિ ને તનના વ્યાધિ જ્યારે દૂર દફે નહીં જ થતા હોય ત્યારે ઉપર જણાવેલા મંત્ર એટલે માથના ઉપાય જરૂર જ અજમાવવા જોઇએ.

# મરણ પાછળ ક્રિયા કર્મ—ફરજીઆત ને મરજીઆત.

## ફરજીઆત.

૧—નીરંગ ચોપડી ન્હવાડી, કપડાં પહેરાવી, કુસ્તી બાંધી અષેમ વોહુ પઢયા કરવી.

૨—બીલકુલ રડવું કુટવું નહીં. મરનારના વાસના શરીરને વ્હાલાંઓના નહીં રડવાથી, નહીં ગમગીની કરવાથી, ૩ દહાડા સૂધી મરનારને જેવી મૂખ્ય શાંતિ મળે છે તેવી બીજી ક્રિયાથી મળતી નથી.

૩—ગેહસારણું એ સૌથી મોતેબર ક્રિયા છે.

૪—પાયદસ્તે જવાને મોબેદોની જોડ એક પણ જોઇએ; પરન્તુ મરનારનાં વ્હાલાંઓની જેટલી જોડ રૂવાનની પાછળ જાય એટલી શૂક્ષ્મ શરીરને હિમ્મત રહે છે, અને કેરદારની ખુશનુદી વધુ થાય છે.

૫—પહેલા ૩ દિવસોમાં દરરોજ અકેકી શરોશની ઇજશને કરાવવી. રૂવાન (લાસ) ચઢાવતાં જો એકાદ દિવસ કપાય તોપણ ૩ દહાડામાં ૩ ઇજશને પૂરી કરવી જ. ૩ દિવસ પાંચે ગેહમાં શરોશની બાજ રજાવવી.

૬—રૂવાનને (લાસ) દોખમે ચઢાવ્યાના દિવસથી ત્રીજી રાત સૂધી ભોંય આગળ શરોશનો કરદો કરાવવો.

૭—ત્રીજે દિવસે ઉશહેન ગેહમાં ચાર બાજ સિયાવ સાથે કરાવવી.

૮—ત્રીજે દહાડે ઉજીરન ગેહમાં તથા તેજ દિને પાછલી રાતે ઉઠમણાની ક્રિયા.

૯—ચેહારમ (ચોથે દહાડે) ને દહાડે બામદાદે બે મોબેદો આફ્રંગાન કરે. અને હાવન ગેહમાં પાછું આફ્રંગાન તથા બાજ કરે. બપોરે સતુમ ભણાવે.

૧૦—દશમે દિવસે (દશમાને દિને) આફ્રંગાન. અરદાફ્રેરોસ તથા શરોશની બાજ. સતુમ પઢાવે. મવસર પ્રમાણે સિયાવ સાથે ઇજશને કરાવે.

૧૧—પહેલા મહિનામાં, મરણ દિવસની એક દહાડો આગમચ—માસીસાના હિંગામ ઉપર સીરોજાનું આફ્રંગાન. શીરોજાની તથા શરોશની બાજ. સતુમ. મવસર મુજબ સિયાવ સાથે ઇજશને.

૧૨—પહેલે મહિને, ગુજરવાના ખરા માસિક દિવસે, એટલે માસીસાને દિને અર્દાફ્રેરોસનું આફ્રંગાન; અર્દાફ્રેરોસ અને શરોશની બાજ; સતુમ, અને બને તો ઇજશને.

૧૩—પહેલાં વરસમાં દર મહિનાની બાજે આફ્રંગાન; અર્દાફ્રેરોસ અને શરોશની બાજ; સતુમ.

૧૪—વરસી. પહેલાં વરસના બારમે મહિને, મરણ દિવસની એક દહાડો આગમચ, શરોશની તથા ૩૩ દરૂન સાથની સીરોજાની બાજ તથા આફ્રંગાન સતુમ અને ઇજશને.

૧૫—વરસી. બારમે મહિને, ગુજરવાને ખરે દહાડે, અર્દાફ્રેરોસ તથા શરોશની બાજ; સતુમ; અને મવસર પ્રમાણે સિયાવ સાથે ઇજશને.

૧૬–**પહેલાં** વરસમાં મુકતાદના ૧૦ દિવસ દરરોજ આફ્રંગાન; બાજ; સતુમ; અને બને તો ફરોક્ષી.

**ટીપઃ**–લાચારીએ ઉપરની ટીપ મુજબ કાંઇ જ ન બને તો ફુલ મૂકી, લોબાન મૂકતી વખતે ચોખ્ખાં પાણીનો કળસિયો ભરી મૂકી, સતુમનો કરદો ભણી, અશોફ્રોહરોની નામવાર યાદ કરવી. બધુંએ નહીં બને તોપણ પહેલા ૩ દહાડાની ક્રિયાની તો જરૂર જ છે; કેમકે પૂલ ગુજાર થતાં સૂધી અશોફ્રોહરને તેની ખાસ જરૂર છે; ચેહારમની બામદાદ સૂધીની જ ખુદા લાજ શરમ રાખે તે બસ છે; કેમકે, મરનારને "પાદફ્રાહે સે શબ પંજાહ હફ્ત સાલ" પોતાના કર્મ બાળી નાંખનારી શિક્ષા સહન કરતાં પહેલા ૩ દિવસ અને પહેલી ૩ રાત તો જાણે કે ૫૭ વરસ જેટલી લાંબી મુદતની લાગે છે.

## મરજીઆત.

૧—**છમસી** (છમાસિ). ગુજરવાને છઠ્ઠે મહિને, છ મહિનાના ખરા દિવસની એક દહાડો આગમચ, સીરોજાની તથા શરોશની બાજ; આફ્રંગાન; સતુમ; ફરોક્ષી, અને ઈજશને. નહીં બને તો ફ્રેસ્તાની બાજ આફ્રંગાન કરાવી સતુમ ભણાવવું.

૨—**દસમા**–માસીસા–છમસી–અને વરસીને દહાડે સિયાવ ઈજાવવે; અને જો મવસર હોય તો દર મહિનાની બાજે, તથા બાર વરસ સૂધી વરસની બાજે સીયાવ તથા ઇજશને કરાવવી.

૩—**પહેલા** ૩ દિવસ, મવસર હોય તો વંદીદાદની ક્રિયા કરાવવી.

૪—**રૂવાન** (લાસ) જેટલો વખત ઘરમાં હોય તેટલો વખત કોઇ પણ અવસ્તાના કલામો ભણુના ભણાવવા. પટેટ ભણાવવાની ઇચ્છા હોય તો તે ભણાવવાથી પણ નુકશાન નથી.

૫—શ્રીમંત હોય ને જીવતાંને પણ શાન્તિ થતી હોય તો નિરંગદીન હમાયસ્ત કરાવે, બરશનુમ અપાવે–નાવર કરે, મુકતાદમાં ફ્રવરદિયાનની ક્રિયા કરાવે. એ સૌ કાંઇ ફરજીઆત નથી.

૬—ધામ્બાર ૬ કરાવે, તીરીઆન સાથે.

૭—દર મહિનાનાં પરભ (પર્વ) ને દિને જશન કરાવે.

૮—વિસ્પરદ કરાવવી; મવસર પ્રમાણે.

**નોંધઃ**–જીંદેહરૂવાનની ક્રિયા–ગેતી ખરીદ એ સૌ જીવતાં માટેની ક્રિયાઓ છે. જીંદેહરૂવાનની ક્રિયા કરાવી, અને જે દહાડેથી તે શરૂ કરાવી, તેજ દિવસે બારમે મહિને (એટલે જીંદેહરૂવાનની વરસીને દહાડે) જો તે ક્રિયા કરાવનાર ગુજરી જાય તો તે ક્રિયા કરાવ્યાનું પ્રમાણ થયું, અને ઉત્તમમાં ઉત્તમ પરિણામ નિપજ્યું એમ સમજી લેવું.

# બંદગી—ફરજિયાત અને મરજિયાત.

| વખ્ત. | અવસ્તાની બંદગી કઇ કઇ કરવી. |
|---|---|
| | **ફરજીઆત–હાવન ગેહમાં** |
| ૩ મિનિટ. | કાંઇ જ બંદગી કરવાનું ન બને તો બિછાનેથી ઉઠતાંને વાર પાંચ યથા અહુ વઇર્યો અને ત્રણ અષેમ વોહુ તો ભણવી જ ભણવી. |
| ૨ મિનિટ. | આબેજર લેવાની નિરંગ "શિકસ્તે શેતાન" ત્રણ વાર પઢે. |
| પાંચ મિનિટ. | પાદિયાબ કુશ્તી. પાંચે ગેહમા એક વાર પાદિયાબ કુશ્તી તો કરવી જ. |
| પાંચ ,, | શરોશ બાજ. (નહીં આવડે તો ૩૫ યથા અહુ-વૈર્યો ભણે.) |
| દસ ,, | હોશબામ.(નહીં આવડે તો ૪૫ યથા અહુવૈર્યો ભણે.) |
| પાંચ ,, | હાવન ગેહ. (કોઇ પણ ગેહ નહીં આવડે તો ૫૫ યથા અહુવઇર્યો ભણવી.) |
| બાર ,, | ખુરશેદ ન્યાયેશ. (નહીં આવડે તો ૧૦૩ યથા અહુવઇર્યો પઢે.) |
| બાર ,, | મેહેર ન્યાયેશ. ( ,, ,, ૬૫ અહુનવર પઢે.) |
| ત્રણ ,, | વીસ્પ હુમત. (નહીં આવડે તો પાંચ અહુનવર ને ૩ અષેમ પઢે.) |
| ચાર ,, | દોઆ નામ સેતાએશ્ને. (નહીં તો ૩૦ અહુન-વર પઢે.) |
| ચાર ,, | નમસ્કાર ચારે દિશાનો. (નહીં તો ૩૦ અહુન-વર પઢે.) |
| | **ફરજિયાત–રપિથ્વન ગેહમાં.** |
| ૫૦ મિનિટ. | પાદિયાબ કુશ્તી. શરોશ બાજ. રપિથ્વન ગેહ. ખુરશેદ તથા મેહેર ન્યાયેશ. વીસ્પ હુમત. દોઆ |

| | |
|---|---|
| | નામ સેતાએશ્ને. નમસ્કાર ચારે દિશાનો. (નહીં આવડે તો દરેક બંદગીને માટે ભણવાની યથા અષેમ હાવન ગેહની ફરજ ગુજારીમાં જણાવ્યા મુજબ ભણવી.) |
| | **ફરજીઆત-ઉજીરન ગેહમાં.** |
| ૫૦ મિનિટ. | રપિથ્વનને બદલે ગેહ ઉજીરન ભણવી; બાકી બધું રપિથ્વન ગેહ માફક. ( નહીં આવડે તો ઉપર જણાવ્યા મુજબ યથા અષેમ ભણવી. ) |
| | **ફરજિયાત- અઇવિસ્રુથ્રેમ ગેહમાં.** |
| ૫૦ મિનિટ. | પાદિયાબ કુશ્તી. શરોશ બાજ. અઇવિસરૂથ્રેમ ગેહ. ચેરાગનો નમસ્કાર. શરોશ યશ્ત વડી ( રાતની ) ( શરોશ યશ્ત ન આવડે તો ૧૦૩ યથા પઢે. ) |
| | **ફરજિયાત-ઉશહેન ગેહમાં.** |
| ૧૫ મિનિટ. | પાદિયાબ કુશ્તી. શરોશ બાજ. ઉશહેન ગેહ. (જો બને તો હોરમઝદ યશ્ત ભણવી.) * દરેક ગેહમાં દરેક જરથોસ્તીથી આ પ્રમાણે ફરજ-ગુજારી થઈ શકે નહીં, માટે કોઈ પણ ગેહની ફરજીઆત એક વાર તો કરવી જ. ખસુસ કરીને હાવન ગેહની ફરજીઆત બંદગી ઉત્તમ છે. |
| | **મરજિયાત બંદગી.** |
| ૮ મિનિટ. | માહ બોખ્તારની નિયાયેશ. (નહીં આવડે તો ૬૫ યથા અહુ વૈર્યો પઢે.) |
| ૮ " | અરદ્વીસુરની નિયાયેશ. ( ઉપર પ્રમાણે ) |
| ૮ " | આતશની નિયાયેશ. ( ઉપર પ્રમાણે ) |
| ૧૧ " | પટેટ પશેમાની. (નહીં આવડે તો યથા ૧૨૧ અને અષેમ ૧૨ પઢે.) |
| ૧૨ " | પટેટ રૂવાનની. ( નહીં આવડે તો અશો ફરોહરોની યાદ કરતાં જઇ ૧૨૧ યથા ને ૧૨ અષેમ પઢે. ) |

| | | |
|---|---|---|
| ૧૨ મિનિટ. | શરોશ યશ્ત હાદ્દોખ્ત. (નહીં આવડે તો યથા ૭૫ પઢે.) | |
| ૧૫ „ | આફ્રિંગાન. નહીં આવડે તો યથા ૧૨૧ અને અષેમ ૧૨ પઢે.) | |
| ૨ „ | દીનનો કલમો (રજિશ્તયાઓ); અને નહીં આવડે તો પાંચ અહુનવર ને ત્રણ અષેમ ભણવી. | |
| ૧૫ મિનિટ. | હોરમઝદ યશ્ત (નહીં આવડે તો ૧૦૩ યથા, અને ૧૨ અષેમ ભણે. | |
| ૧૦ મિનિટ. | અરદીબેહેસ્ત યશ્ત. („ „ „ ૬૫ યથા પઢવી) | |
| ૨૦ મિનિટ. | **મ્હોટી** હપ્તન યશ્ત. (આ યશ્ત ઘણી ઉત્તમ છે- નહીં આવડે તો ૧૨૧ યથા, ને ૧૨ અષેમ પઢે.) | |
| ૩૦ મિનિટ. | **બેહરામ** યશ્ત. „ „ „ „ | |
| ૧૦ „ | **શીરોજા** યશ્ત. „ „ „ „ | |
| ૩૫ „ | **આવાં** યશ્ત. „ „ „ „ | |
| ૭૫ „ | મેહેર યશ્ત. „ „ „ „ | |
| ૭૫ „ | જમ્યાદ યશ્ત. „ „ „ „ | |
| ૬૦ „ | **અહુનવદ** ગાથા. | કુરસદ પ્રમાણે એકેક દિવસને અંત્તરે એક પછી બીજો, એમ અકેકો ગાથા ભણવાનો સવાબ ઘણો છે. નહીં આવડે તો ૧૨૦૦ યથા ભણવી. |
| ૬૦ „ | **ઉશ્તવદ** ગાથા. | |
| ૩૦ „ | **સ્પેન્તોમદ** ગાથા. | |
| ૧૫ „ | **વોહુક્ષત્ર** ગાથા. | |
| ૧૫ „ | **વહિશ્તોઈશ્ત** ગાથા. | |
| ૧૫ „ | પટેટ ભણવા કરતાં પણ ગુજરેલાંની નૈયતે સતુમનો કરદો ભણવો બહુ જ ઉત્તમ છે. | |
| ૭ „ | દરેક બંદગી કીધા બાદ તંદુરસ્તી ભણી પોતાનાં વ્હાલાંઓ, દોસ્ત આશનાવો, તથા કુલ જેહાનનું કલ્યાણ ઇચ્છવું સજાવાર છે. | |

* જે બંદગી ન આવડે તેને માટે તે ભણતાં લાગનારા વખતના પ્રમાણથી અહુનવર અને અષેમ વોહુની સંખ્યા ગોઠવેલી હોવાથી દરેક જરથોસ્તીએ "યથા અહુવઈર્યો" તથા "અષેમ વોહુ" તો મોઢે કરવી જરૂરની જ છે.

# બંદો અને બંદગી.

## સબક ૧ લો.

### "હું નહીં માનતો!"

"No creature can be a satisfactory and permanent substitute for God; but God can be more than a satisfactory and permanent substitute for every creature."

*Dr. Davies.*

વિરાફ અને નસર બે ભાઇઓ હતા. વિરાફ એક ખુદાની હસ્તી માનનારો અને યકીનદારીથી તે કીરતારની બંદગી કરનારો ભક્ત હતો; જ્યારે નસર કુદ્રતને જો કે માનતો, પરંતુ ખુદા જેવી કોઇ ખાસ હસ્તીને માનતો ન હોવાથી ખુદાની બંદગીને નકામી સમજતો. એક પ્રસંગે વિરાફે વાત છેડી. ભાઇ! જેવી જેની શ્રદ્ધા તેવુંજ તેને દેખાય. સાંભળ ભાઇ. પરમેશ્વરનો એક ચુસ્ત ભક્ત હતો તે રામ, સીતા, લક્ષ્મણ, અને હનુમાનની મૂર્તિઓ સોનાની બનાવીને, દરરોજ તે સઘળી મૂર્તિઓને સામે રાખીને હર હમેશ ભજન કીર્તન કરતો હતો. રામનું નામ લેતાં જ હર્ષના આનંદથી ઉછળતો. સીતા શબ્દ ઉચ્ચારતાં જ તેની આંખોમાં આંસુઓ ભરાઇ આવતાં, જેથી પોતાનો સઘળો ભક્તિભાવ તેમના પ્રત્યે ખાલી કરી દેતો. જમાનાનો કાળચંદ્ર બેઠાથી તે બાપડો એકવાર એટલો તો નિર્ધન ને નિરાધાર થઇ ગયો, કે અન્નને ને દાંતને પણ વેર પડવા લાગ્યું. કેટલાક દહાડા તો ભુખે કાઢયા. ભૂખે ભૂખે તે એટલો તો નબળો પડી ગયો, કે છેવટે તો સીતા ને રામ શબ્દો પણ મહા મહેનતે તે ઉચ્ચારી શકતો. અંતે એક ચોકસીની દુકાને જઇ ચારેવ મૂર્તિઓ તોલાવી ને સોનાની કિમ્મત માગી. ચોકસી કહે; "રામની મૂર્તિના ૧૦૦ રૂપૈયા, સીતાની મૂર્તિના ૨૦૦, અને લક્ષ્મણની મૂર્તિના ૩૦૦ રૂપિયા મળશે; પરંતુ હનુમાનની મૂર્તિના તો તમને ૧૦૦૦ રૂપિયા આપીશ!" આ કિંમત સાંભળી પેલો ભક્ત તાજુબ થઇને બોલવા લાગ્યો:—"હે ચોકસી! આ તું શું બકે છે? હનુમાન મ્હોટો કે રામચંદ્રજી મ્હોટો? હનુમાન તો રામજીનો દાસ, રામચંદ્રજીનો સેવક, અને માલિક તો રામચંદ્રજી છે, તે છતાં તું દાસના દસગણા રૂપિયા આપવા કહે છે, અને જે માલિક પોતે શ્રી રામ તેની કિંમત ઘટાડી નાંખીને તું [illegible] સો જ

રૂપરડી આપવા કહે છે, તો તું કાંઇ ગાંડો છે કે કેમ?" ત્યારે ચોકસી કહેવા લાગ્યો:— "હે દેવ ભોળા! હે ધર્મ–ભોળા! હું ચોકસી તો હાલ સોનાનુંજ વજન કરૂં છું. હું **રામ** કે **સીતા**નું વજન કે કિંમત કરવા બેઠો નથી. **સોનું** કેટલા ભાર છે ને તેની કિંમત શું થાય, એજ મ્હારે તો જોવાનું છે. રામચંદ્રજી ભલેને મોટા હોય, પરંતુ **રામ** શું કે **સીતા** શું, લક્ષ્મણ શું કે હનુમાન શું, એ સૌ માત્ર **સોના**ના જ બનેલા છે! પરમાત્મા તો સર્વમાં એક સરખો જ છે. સોનાની માફક તે તો એક જ રૂપ અને એક જ રંગે રંગાએલો છે. સોનું મૂકીને બીજી કોઇ ધાતુ **રામજી** કે હનુમાનજીમાં મ્હને તો અહિં કાંઇ દેખાતી જ નથી, **માત્ર નામ જુદાં છે!** એ તો દેવ મળતા પથ્થર પુજાય છે. **રામ** ભજતી વખતે **રામ**ની વાત, સોનું ભજતી વખતે સોનાની જ વાત. **રામ–રામ** કરતે તો તું ભૂખો મરે છે, તું હવે **રામ** અને **સીતા** કરવાનું છોડી દઇ દુનિયાદારી થા, કે ત્હારો કાંઇ દહાડો વળે!"

**નસર:**—એ ઉપરથી તો ખુલ્લું જણાય છે ભાઇ, કે ખુદા ઉપર વિશ્વાસ રાખી બેઠેલો તો ભૂખે મરે છે ને ધકેલા ખાય છે! ભાઇ, ત્હારી વાત હું નહીં માનતો.

**વિરાફ:**—પણ યાદ રાખજે કે, અંતે તો તેજ ભક્ત તરી જશે, ને પેલો પૈસાનો લાલચુ ચોકસી, જો પોતાના ચોકસીના ધંધાને જ વળગી રહ્યો હોત તો તે વાજબી જ કહેવાત, પણ છેલ્લું નાસ્તિક વચન ઉચ્ચારવાથી તો તે ડૂબશે જ. માટે

બિપત ભલી હરી નામ લેત, કાયા કસોટી દુ:ખ;
**રામ** બિના કિસ કામકી, માયા સંપત સુખ!

ભાઇ, ખુદાનું નામ જપીને તેના ઉપર જ બેસનારાને તો દુ:ખો ને કષ્ટો વેઠવાં જ પડવાના. તો પણ આવી વિપત્તા વિપત્તિ તેની ભક્તિ કરવાથી ભોગવવી એ જ સારૂં છે; કેમજે, ખુદાતાલા વગરનાં આ નાશ પામનારાં સુખો અને સંપત્તિઓ કશા કામનાં જ નથી. ભાઇ! આપણું પવિત્ર અવસ્તાનાં ભણતરમાં એટલા જ માટે કહ્યું છે કે; ખુદાપરસ્ત, સદ્‌ગુણી, તથા નીતિધર્મ પાળનાર આદમીના મુવા પછી તે બંદગીખોર બંદાના રૂવાનને બેહેસ્ત મેળવવાની ઉમ્મેદમાં જ ઘણો આનંદ રહેલો હોય છે.

"ઉશ્તવૈતીમ ગાથામ સ્રાવયો ઉશ્તતાતેમ નિમ્રઓગ્નો ઉસ્તા અહ્માઇ યહ્માઇ ઉશ્તા કહ્માઇચિત વસે–ક્ષયાંસ મઝદાઓ દાયાત અહુરો."

જે બંદગીખોર બંદાનું રૂવાન હલકું ને પવિત્ર થએલું હોય છે, તે પોતાને સારૂ અનંત સુખ સંપત્તિ માંગતું માંગતું ઉસ્તવદ ગાથા આપ મેળે ગાઇને બોલે છે કે; "સુખાકારી અને સંપજ સંપત્તિ તેને જ હોજો, જેનાથી બીજાંઓને દુ:ખો નહીં પહોંચતાં સુખો જ પહોંચે છે!" તે રૂવાન કહે છે કે; "ત્હારી મરજી માફક સર્વ કાર્ય કરનારા, અને ત્હારી ઇચ્છા પ્રમાણે ખુદાવંદી ચલાવનારા અય અહુરા! ત્હારા ઉપરજ બેઠેલા પરોપકારી ભક્તોને જ તું સુખાકારી આપતો રહેજે!" હે

ભાઇ! જ્ઞાન તો એવો અંહકાર કરાવે છે કે:–"**મેં બધું જ જાણી લીધું.**" જ્યારે ખુદાઇ ડહાપણ એવું ગરીબડું અને વગર અભિમાનવાળું છે, કે તે "**બંદગીને જાણે છે, બીજું કાંઈ વધારે જાણતું નથી;**" અને બંદગી સિવાય તે બીજું કશું સમજતું જ ન હોવાથી, જેમ ડાહ્યા ગુરૂઓ કહે તેમ જ વર્તે છે, ને ખુદા તેના ઉપર પ્રસન્ન થઇ બેહેસ્તનો અધિકારી પોતાના તે ગરીબ બંદાને જ કરે છે. મહાન ફિલસુફો **થેલીસ**, **એનેક્ષીમેન્ડર**, **એનેક્ષીમેનીસ**, **હેરાકિલટસ**, અને **એનેક્ષાગોરસ** એ પાંચે જણ ખુદાની સૃષ્ટિ રચનાની બનાવટમાં એકેકથી જૂદા પડયા હતા, પરંતુ જઇ જઇને દરેક વસ્તુનો અંત અને આખેરી તો તેમણે એક યા બીજાં ખુદાઇ તત્વોમાં જ લાવી મૂકયાં હતાં. તે બધાએ પૂરવાર તો એટલું જ કરવા માગ્યું કે; જે જે કાંઇ પેદા થયું છે તે તે સર્વ **એક જ દૈવતમાંથી ઉત્પન્ન થએલું છે.** **થેલીસે** કહ્યું; "પાણીથી સર્વ ઉત્પન્ન થયું." **એનેક્ષીમેનીસે** કહ્યું:–"હવા અથવા ગેસમાંથી બધું પેદા થયું." **એનેક્ષાગોરસે** કહ્યું:–"નહીં, નહીં; માત્ર અણુઓ અને પરમાણુઓમાંથી." હેરાકિલટસે કહ્યું:–"અગ્નિ અથવા ગરમી અને ઉષ્ણતામાંથી." ત્યારે છેવટે **એનેક્ષીમેન્ડરે** કહ્યું:–"તમે બધા જ ભૂલો છો; દરેક વસ્તુનાં તત્ત્વો એકલા **એક જ** અવિનાશી પરમેશ્વરમાંથી જ સરજાયલાં છે!" ખુદા ઉપર જ યકીનદારી રાખનારા **ઓલીફન્ટ** અને **ઓલીવર** વંશવાળાઓનું એજ પોણ છે કે; "અમે તો ધર્મશાસ્ત્ર એટલે કરારનામા પ્રમાણે ચાલવાથી જ લાભ, જશ, અને જય મેળવ્યે છિયે." માટે હે ભાઇ! તું પણ લાભ, જશ, કે જયને ખાતર નહીં, તો પણ ઉપકાર માનવાને ખાતર તો હવેથી તે માલિકની બંદગી કર, અને તેણે આપેલી ન્યામતો માટે તેનો ઉપકાર માનવા સારૂ થોડું કાંઇક પણ ભણી લે!

**નસર:**–"શું ત્યારે તમારા અહુરમઝદને ખાકી ઇનસાનના ઉપકારની જરૂર છે? ઉપકાર માનવો–એનો અર્થ એટલોજ થાય, કે કોઇએ આપણા ઉપર એહશાન કર્યું હોય તો તેનો બદલો વાળવો. એક ઇનશાન તમારા મહાન ખુદાનો બદલો તે શી રીતે વાળી શકે? ઉપકાર પાછો વાળવા થકી બંદગી કરવી, એ હું નહી માનતો. મ્હને તો અહુરમઝદનો ડર લાગતો નથી, પરંતુ કુદરતી સંજોગો વારંવાર ચિત્ર વિચિત્ર જોઇને તે સંજોગી બનાવોનો જ ડર લાગે છે."

**વિરાફ:**–હા, ભાઇ હા. મન ગમતી કલ્પનાઓના તો કોથારો ને કોથારો માણસમાં ભરી મૂકેલા છે. વળી સંતોષના ભાનના ભંડારો પણ મનુષ્યમાં ભરી રાખેલા છે. વિચિત્ર પ્રકારનાં ઇતિહાસિક દાખલાઓ, તથા સુખ દુઃખના બનાવો આપણામાં ભરપૂર ભરેલા છે. એ બધા ભંડારાઓમાં ચોરી કરવાને સારૂ ચિંતા કાળજી કે ફીકર કદી પણ પેસી શકે એમ નથી; તો પણ ખુશનુમા ખ્યાલોના ભંડારોના દરવાજા આપણ આદમીઓ જ ૨૪ કલાક બંધ રાખ્યે છિયે, અને તેથી જ આપણને કુદ્રતી બનાવોનો ભય ને ડર લાગે છે. કર્મવાદી કર્મને કૂટયા કરશે; સત્યવાદી

સત્યને રડયા કરશે; પરંતુ એક-ઇશ્વરવાદીને તો એકલા એક ઇશ્વરનો જ ડર હોય છે. ખુદાનો ડર જ મનુષ્ય માત્રના જીવને સ્વચ્છ રાખી શકે છે. સાંભળો ભાઇ. એક મકતબખાનાના ઓટલા ઉપર ચાર સંત પુરૂષો ભેગા મળ્યા હતા. એક ભાવિક ભક્ત ભક્તિ કરતો ખરો, પરંતુ "સત્યાત્ નાસ્તિ પરોધર્મ"=એટલે કે; સત્ય સિવાય બીજો કોઇ ધર્મ ઉંચો નથી. એ સિદ્ધાંતને જ માનનારો હતો. બીજો નેકમર્દ ખુદાની બંદગી હરદમ કરતો ખરો, પરંતુ "અહિંસા નાસ્તિ પરોધર્મ"=એટલે જીવ બચાવવા જેવો બીજો શ્રેષ્ઠ ધર્મ જ નથી, એમ માનનારો હોવાથી, સત્યને જ શ્રેષ્ટ ધર્મ માનનારો તેની વિરૂદ્ધ જઇને કહેવા લાગ્યો કે; "સાતસો રૂષિઓનાં ખોટી રીતે પણ ગળાં કપાતાં હોય તોય સત્યનું જ પાલણ કરવું." ત્રીજો ભલો પુરૂષ કર્મવાદી હોવાથી, ઉપલા બન્નેવના સિદ્ધાંતો માનતો ન હોવાથી, બસ જે થાય છે તે કર્મ પ્રમાણે જ થાય છે, બંદગી કરનારો આસ્તિક શું, કે બંદગી નહીં કરનારો નાસ્તિક શું, બધા પોતાના કર્મને જ આધીન છે, એમ માનતો. ચોથો અશો આબેદ જે એક જરથોસ્તિ હતો તે ખુદાઇ બંદગીમાં ઉસ્તવાર રહી એક જ ખુદાને માનનારો હોવાથી બસ એટલું જ મંત્ર કહેવા લાગ્યો કે; "હુક્ષથ્રોતેમાઇ બાત ક્ષથ્રેમ"=સર્વોત્તમ પાદશાહોના પાદશાહ પરમેશ્વરને જ તેની પાદશાહી આમીન હોજો! "વસસ્ચ તૂ અહુરમઝદ ઉશ્તાચ, ક્ષએષ હવનામ દામનામ"=હે પરમાત્મા! ત્હારી ઉત્પન્ન કરેલી તમામ સૃષ્ટિ ઉપર તું ત્હારી ઇચ્છા પ્રમાણે સુખે રાજ્ય કરતો રહે! અમે તો બસ ત્હારાં દર્શનનાં જ ભૂખ્યાં છિયે. ત્હારી નજીક આવવાની જ બસ અમે તો તલબ કર્યે છિયે. હે માલિક! અમે તો ત્હારી કાયમની દોસ્તી શોધ્યે છિયે. ત્હારી ખુદાવંદી ત્હને જ મુબારક હોજો! એવી જ અમે તો બંદગી કર્યે છિયે. "દરેસામ થ્વા, પઇરિ થ્વા જમ્યામ, હમેમ થ્વા હખ્મ!" આ તકરાર દરમ્યાન એક ગાય કસાઇના હાથમાંથી છટકીને નાસી જતી ચારેંવ દીઠી. થોડીવારે હાથમાં છુરી લઇને ગાયની પાછળ દોડતો દોડતો આવીને કસાઈ પેલાઓને પૂછવા લાગ્યો:-"હે ખુદાના બંદાઓ! મ્હારી ગાયને આ ગમથી નાસતાં તમે દીઠી છે? તે કઈ બાજુએ ગઈ?" પેલા જીવ હંત્યા નહીં કરવાવાળાએ અસત્ય કહ્યું કે:-"મેં તો ગાયને દીઠી નથી." ત્યારે સત્યવાદી બંદો બોલી ઉઠયો કે; "હા, ગાયને મેં દીઠી છે; તેણી ઉત્તર દિશાએ ગઇ!" ખાતકીએ પૂઠે દોડી જઈ ગાયને પકડીને જબે કીધી. આ બનાવ બનવાથી બધા બંદગીખોર બંદાઓમાં પ્રશ્ન ઉભો થયો કે; "આ નઠારૂં કર્મ કરવામાં આગળ રહીને કોણે પાપનું કામ કરેલું કહેવાય?" પહેલા બેઉ તો પોતપોતાનું સિદ્ધાંત વાજબી મનાવવા લાગ્યા; પરંતુ કર્મવાદી કહે; "બેઉ સંતોએ એક દૃષ્ટિથી વાજબી કર્યું, ને બીજી દૃષ્ટિથી બેઉએ ગેરવાજબી કર્યું." એટલે છેવટે અશો આબેદ બોલી ઉઠયા:-"ક્ષથ્રેમ્યા અહુરાઇ આ યિમ દ્રેગુબ્યો દદત વાસ્તારેમ!=જે કોઇ શખ્સ ગરીબ લાચાર દુઃખમાં આવી પડેલાં પ્રાણીની પાશબાની કરનારો, અને સધિયારો આપી પોષણ કરનારો હોય છે,

તેજ પરવરદેગારની તમામ કુદ્રતની ખુદાવંદી તથા પાદશાહી સ્વીકારનારો કહેવાય. કોઈપણ પ્રાણીનો જીવ બચાવવા અર્થે જુઠું બોલવાથી લાગનારાં પાપની તોજેશ અને પ્રાયશ્ચિત ઓછાં જ હોય છે; અને ભક્તિ કરવી એજ શ્રેષ્ઠ ધર્મ હું તો સમજું છું.

માટે હે **નસર!** તું પણ ખુદાની મબલગ મોટી કરામતનો વિચાર કરીને તેની ભક્તિને જ શ્રેષ્ઠ સમજ. તેની સ્તુતિ કર. તેની જ તારીફમાં બંદગી કરનારો થા! સૂર્ય, ચંદ્ર, તારાઓ, રૂતુઓ, રાતો ને દિવસો, સહવારો અને સાંજો, એ સર્વ પોત-પોતાનાં કામો વખતસર કર્યાં જ જાય; દુનિયાને ૧૦૦૦ કે દસહજાર વરસે દેખાતા તારાઓ કે દોઢ હજાર વરસને અંતરે જણાતા ધૂમકેતુઓ વખતસર જ, એક મિનિટ પણ ઓછી વત્તી નહીં એવી રીતે પોતાને સ્થળે ફરતા મૂકાય; પાંચ અબજ માઇલની સૃષ્ટિનું ચક્ર લેનારા સેતારાઓ પણ મુંબઇમાં જે પળે એકવાર આવેલા, તે તેજ ઘડી પળે પાછા ને પાછા મુંબઇમાં જ દેખાય; એવી એવી અદ્દભૂત કારીગિરી કરનારા કિરતારની કારસાઝીથી છક્ક મક્ક થઇને "અહા! અહા!" ના જે દમ ખેંચવા તે બંદગી જ છે, અને તેવા તાજુબીના પોકારો રૂપી તે માલિકની સ્તુતિ પણ શું તું નહીં કરે ભાઇ?

"ભાઇ **વિરાફ!**" **નસર** કહેવા લાગ્યો :–"ત્યારે શું આવી કોઇ મહાન શક્તિને, આવા કોઇ મહાન કારીગરને પોતાની તારીફ કરાવવી, સ્તુતિ કરાવવી, કે વખાણ અને ખુશામત પોકરાવવી પસંદ છે શું? માનવીની સ્તુતિથી તેને શું લાભ થનાર છે? હું નહીં માનતો. તમારા ખુદા ઉપર ફીદા થયેલા એક ભક્ત બંદાને તો મેં એવું ગાતાં સાંભળ્યો છે કે :—

| | |
|---|---|
| અજબ હયરાન હઉં ભગવાન! તુમ્હે કયું કર રિઝાવું મયેં? | હે ભગવાન! હું અજાયબ થઇને હેરાન થઇ પડયો છું, કે હું ત્હારો ખાકી બંદો ત્હને શી રીતે રિઝાવી શકું? |
| કોઈ વસ્તુ નહીં અયસી, જીસે સેવામેં લાઉં મયેં. | કેમકે ત્હારી સેવામાં હાજર કરવા જેવી, કે ભેટ ધરવા જેવી મ્હને તો કોઇ ચીજ જ માલુમ પડતી નથી. |
| કરૂં કીસ તરહ આવ્હાન? કે તુમ મોજુદ હો હર જા; | હે નાથ! ત્હને હુંઢી લાવવાનું વારંટ પણ કઇ પ્રકારે કઢાઉં? કાંકે તું તો હરેક ઠેકાણે જ હાજર ને મોજુદ છે. |
| નિરાદર હય બુલાનેકો, અગર ઘંટી બજાઉં મયેં. | ત્હને બોલાવી મંગાવવા જેવો પણ તું નથી. નથી ત્હને આવકાર જોઇતો; પછી દેવળ કે આતસક-દેહમાં ઘાંટ વજાડીને ત્હને હું તેડી પણ કેમ શકું? |
| તુમ્હી હો મુરતિમેં ભી, તુમ્હી વ્યાપક હો ફૂલોમેં; | દરેક મૂર્તિમાં તું જેમ સમાયલો છે તેમ દરેક ફૂલોમાં પણ તું તો મોજુદ છે; ત્યારે તો આ |

| | |
|---|---|
| ભલા ભગવાન પર ભગવાન, તુમ્હે ક્યું કર ચઢાઉં મયેં ? | ફૂલોને મહાદેવની મૂર્તિ ઉપર ચઢાઉં, તે તો હે ભગવાન! ત્હારા ઉપર તુંને જ ચઢાવ્યા બરાબર છે! |
| લગાના ભોગ કુચ્છ તુમકો, યે એક અપમાન કરના હય; | ત્યારે હે નાથ! ત્હને કાંઈ પણ ભોગ ચઢાવવો કે નૈવેદ્ય મૂકવો એ તો એક જાતનું ત્હારૂં અપમાન કર્યા જેવું થાય છે! |
| ખિલાતા હય જો સબ સંસારકો, ઉસકો ખિલાઉં મયેં? | સારી જગતને, ને તમામ ખલકતને તું રોટી આપે છે, તો હું ત્હને સતુમ કે નૈવેદ્યનું ભોણું ધરીને ખવડાવી શકું એ કેમ બને? |
| તુમ્હારી જ્યોતિસે રૌશન હયેં, સુરજ ચંદ્ર ઓર તારે; | હે સાહેબ! ત્હારા પ્રકાશથી તો સૂર્ય, ચંદ્ર, અને તારા રોશન થઇને પ્રકાશે છે; ત્યારે |
| મહા અંધેર હય તુમકો અગર દીપક દિખાઉં મયેં; | એ તો મોટું અંધેર કહેવાય, કે ત્હારી મૂર્તિ સમક્ષ આરતી ફેરવીને કે ત્હને દીવો દેખાડીને હું ત્હને સુઝાડી શકું! |
| ભુજા ન હય, ન સીના હયેં, ન ગરદન હય ન પેશાંની; | નથી ત્હને હાથ, નથી ત્હને પેટ, નથી ત્હારી ગરદન, કે નથી ત્હારી મૂખમુદ્રા; |
| કે હય નિર્લેપ નારાયણ, કહાં ચંદન લગાઉં મયેં? | ત્યારે હે નાથ! તમે કે જેમને લેપ લાગી શકેજ નહીં એવા; તેઓને હું ચંદન તે ક્યાં ક્યાં ચોપડી શકું? |

હે વિરાફ! તમારા ખુદાનું સ્વરૂપ જ્યારે આવું જ છે ત્યારે તેને માણસ કઇ રીતે ભજી શકે?

વિરાફ:—ભાઇ નસર! જે ગઝલ તે ભક્ત ગાતો હતો, તે ખુદાની સ્તુતિને માટે જ ગાતો હતો, અને તેની શ્રદ્ધા તો અચળ હતી. અદ્વૈત એટલે એકલા એક ખુદા ઉપર, અને નહીં કે દ્વૈત એટલે ખુદા સિવાય બીજી કોઇ વાત ઉપર તે શ્રદ્ધા રાખતો હતો. નસર! હું ત્હને બંદગી એટલે ખુદાની સ્તુતિ જ એકલી કરવા કહેતો નથી, પરંતુ તેના ઉપર યકીનદારી ને શ્રદ્ધા રાખવા સારૂ જો તું બંદગી કરશે, તો મુશ્કેલી ને ભીડની વખતે તે ત્હારી ઢાલ સમાન થઇ પડશે; તેનાથી ત્હને હિમ્મત આવશે.

એક વાર એક પાદશાહને કોઇ પંડિતે કહ્યું કે; "જો તું તન મનથી પ્રભુની પ્રાર્થના કરીશ, અને પ્રભુની ઉદારતા ઉપર વિશ્વાસ રાખીને જો તું તેનું શરણું લઇશ તો તું ત્હારા ગમે એવા શત્રુથી પણ હારીશ નહીં." પેલા પાદશાહને ખુદા વીશે ચોંટ લાગવાથી આખી રાત તે બંદગીમાંજ મશગુલ રહેતો. કેટલેક વખ્તે તેના ઉપર શત્રુ રાજા ચઢી આવ્યો, એટલે પાદશાહ પણ પોતાના લશ્કર સાથે તેની સામે ધસ્યો. પરંતુ જેવી સાંજ પડી, કે સઘળું છોડી દઇને પ્રથમ ખાઇ લીધું, અને પછી નિમાજ પઢવા બેઠો. બહુ રાત સૂધી પ્રાર્થના કરતો દેખી વઝીર મંડળી વિગેરે સર્વે

મળી તેને કહેવા લાગ્યા કે; "હમણા તો આપ આરામ કરો, કેમકે સવારના પહોરમાં તો તમને જ્યારે લડાઇ ઉપર ચઢવું પડશે ત્યારે તમને ઉંઘના ઝોકા આવશે, અને લડાઇ હારી જશો!" પાદશાહે ટેકથી જવાબ દીધો :—"ઇશ્વર સ્મરણના જેવું ઉત્તમ બખ્તર મેં પહેરી લીધું છે; જે કોઇ ઇશ્વરની ભક્તિ રૂપ કવચ પહેરી લે, તે કદિ પણ યુદ્ધમાં હાર પામે જ નહીં, એ ગુરૂવાક્ય છે!" આ તેની શ્રદ્ધા હતી. આ વાતની ગુપ્ત બાતમી મેળવનારા દુશ્મનના બાતમીદાર જાસુસે સામી પક્ષના સરદારને જઇને અતિશયોક્તિથી કહ્યું કે; "અરે નાસો—નાસો! દુશમન તો જાદુગર છે, ને અલ્લા-તાલાએ પોતાનું પહેરવાનું બખ્તર તેને આપ્યું છે, તે પહેરીને લડાઇની ગોઠવણની પેલો બાદશાહ તો બધી માંત્રિક યુક્તિઓ કરી ચુકયો છે! આપણી યાંત્રિક યુક્તિઓ કાંઇ કામ લાગવાની નથી." આ ઉપરથી જોર પર આવેલો શત્રુ જીવ પર આવીને ભાગી ગયો, ને પેલા નિમાજી બાદશાહની જીત થવાથી તે પોકારીને બોલવા લાગ્યો;

"હે પ્રભુ! હું મોત રૂપી અંધકારમય ખીણમાં ફરતો હોઉં તો પણ કોઇએ આફતની મ્હને તો બીક લાગતી જ નથી; કેમકે તું મ્હારી સાથે જ છે. ત્હારી યાદ રૂપી પવિત્ર દંડ અને ત્હારા નામ રૂપી મજબુત લાકડી મ્હને શાંતિ જ આપે છે. તેમજ ચિંત્તાનો પણ મ્હને ડર નથી, કેમકે આકાશ ઉપર ઉડતાં આખી દુન્યાનાં કરોડો રંગના, કરોડો આકારનાં કરોડો પક્ષિઓ પોતે કંઈ અનાજ વાવતાં નથી, વળી તેઓ કાંઈ અનાજ લણતાં નથી, તેઓ કંઈ ભંડાર કે કોથારમાં અનાજ ભરી મેલતાં નથી, તો પણ હે ખુદા! તું તેમનું પોષણ કરે જ છે, તો શું હું માણસ, તેમના કરતાં પણ કંઇ છેક નાંખી દેવાનો છું!" હે નસર, ઈશ્વર ઉપરની આ જાતની શ્રદ્ધાથી આફ્ત વખ્તે માણસને હિંમત રહે છે. માટે

જાં છોડ દો, કે જીંદગી ફાની હય, પાક હય;
ઈમાન ન છોડીયો, કે વ્હો બાકી હય, ખાક હય!

"ભાઈ વિરાફ!" નસર બોલ્યો:—એ તો જેનાં જેવાં મત તેવુંજ તે મત-વાદીને લાગે. દુઃખમાંથી છુટકારો પામવા સારૂ જ જો બંદગી કરતા હોય, તો બંદગીખોર બંદાઓ તો ઉલટાં ઘણાં સંકટો પામે છે. માટે એ વાત પણ હું નહીં માનતો. તમે જ જૂઓ કે, મતવાદીઓ પૂર્ણ જુસ્સાથી પોતાના ધર્મના કાનુનોનો બચાવ કરીને જ ન અટકતાં એટલાં સુધી જણાવે છે કે; પરધર્મવાળા કાફર છે, નાસ્તિક છે, દુરવંદ છે, અને મ્લેચ્છ છે! આવા મતાંધ માણસો જૂદા જૂદા જમાનામાં—જૂદી જૂદી જરૂરિયાતો વખતે રચાએલાં સત્યનાં જૂદાં જૂદાં સુંદર રૂપો જાણવાથી બે—નસીબ રહે છે; અને જ્ઞાનરૂપી સાકરનો સ્વાદ ચાખવા પામતા નથી. જે સત્ય હસ્તી છે તેને તકરારથી નીસ્તીમાં લાવી શકાવાની નથી. માટે અમુક મનુષ્ય કિંવા ચોકકસ પંથ કે ચોક્કસ પ્રજાનો ખાસ પરવાનો કે કોઇ ખાસ હક્ક હોઇ શકે જ નહિ. જ્યાં મિથ્યા "હું—પણું" પ્રવેશ કરે છે ત્યાંથી સત્ય તો ચાલ્યું જ જાય છે. તકરારથી સાબીત કરો. સૃષ્ટિ રચના આપમેળે થઇ

છે, તે વીશે મેં બરાબર જાણ્યું છે. કંઇ અબજો અબજ વર્ષથી એક ને એક ગતિએ આ સૃષ્ટિનો કારોબાર પોતાની મેળેજ ગોઠવાયેલો ચાલ્યો જાય છે, અને જેમણે યુનિવર્સિટીની કેળવણી લઇને ખગોળવિદ્યા, ભૂસ્તરવિદ્યા વિગેરે વિદ્યા ભણી છે, તેમને વગર સમજે "ખુદા–ખુદા" કર્યાં કરવામાં વખત બરબાદ કરવો પસંદ હોતો નથી. માત્ર નીતિથી ચાલવું એજ ધર્મ; એટલુંજ હું તો જાણું છું. સંસાર સારી રીતે ચલાવવાનું ભૂલી જઇને "ખુદા–ખુદા!" બડબડવામાં શું સાર? હું કંઈ માનતો નથી.

વિરાફ–ભાઈ નસર! એકલી વિદ્યા જાણવાથી જ કાંઈ સાર્થક થતું નથી. એકલી વિદ્યાથી તો અપચો થાય; પણ વિદ્યા જાણ્યા પછી તેનો અમલ કરવાનું પગથિયું તમ નાસ્તિકો ચુકો છો તેથીજ તમને ખુદાની પરસ્તેશ કરવાની સમજ પડતી નથી. વિજ્ઞાન શાસ્ત્ર ભણવા માટે કોલેજની કેળવણી લેવી એ એક વાત છે, ને મીનોઈ જ્ઞાન મેળવવાની કેળવણી લેવી એ બીજી જ વાત છે.

એક રાત્રિએ ધણી ધણીઆણીનું જોડું સૈયામાં સૂતેલું હતું એવામાં એક ચોર ઘરમાં પેસતો સ્ત્રીને જણાયો. ખાતર પાડવાનો અવાજ થવા લાગ્યો ત્યારે ધણીઆણી પોતાના એમ. એ. થએલા ખાવીંદને કહેવા લાગી:–"કોઈ બદમાસ ખાતર પાડતો હોય એમ જણાય છે, ઉઠો!" ધણી કહે:–"ઠીક છે, ઠીક છે. હું બધું જાણું છું, સૌ થઈ રહેશે." બાયડી બોલી:–"ખાતરમાંથી અંદર આવ્યો જો!" ધણી:–"હું બધું જાણું છું, જાણું છું."

ધણીઆણી:–"મોટા પેટારા આગળ ચાલ્યો જો!"

ધણી:–મેં જાણ્યું; જાણ્યું. ઠીક છે. જોઇ લઇશ.

ધણીઆણી:–પેટારો ખોલ્યો જો! ધણી:–બધું હું જોઉં છું ને જાણું છું. ધણીઆણી:–"ઘરેણાં ને કપડાં સૌ કાઢયાં જો!" ધણી:–હા. તે પણ મેં જાણ્યું. ધણીઆણી:–ધાંસડો બાંધીને પેલો ચાલ્યો રે! "હા રે હા. હું બધું જાણું છું." "પણ પેલો તો ઘરની બહાર પણ નિકળ્યો ને!" "હા રે હા–તે પણ મેં જાણ્યું. છેવટે ચોર તો નિકળી નાઠો, ત્યારે ચિચવાઇને સ્ત્રી બોલી:–"તમારે મોઢે ધૂળ! એવું જાણ્યું તેમાં શું દળદર ફીટયું? જાણ્યું એ પણ ઠીકજ છે, ને ન જાણ્યું હોત તો તે પણ ઠીકજ!" જે ચીજ આપણે શિખ્યા, ભણ્યા, જાણ્યું, ને અનુભવ લીધો તેનો જરા પણ ઉપયોગ ન કર્યો, તે જાણેલું શા કામનું? જાણ્યું તો તેનું નામ, કે વખ્ત પર કાંઇ કામ આવે!

હેરાતના એક પાદશાહે સુભાન નામના એક પંડિતને વિનંતિ કરી કે; "આપ મ્હને કંઇ પણ શિખામણ આપો!" સુભાને કહ્યું; "આપ જો સંસારથી મુક્ત થવા માંગતા હો ને સ્વર્ગની પદવિ મેળવવા મ્હાતા હો, તો રાત્રે પરમેશ્વરની ભક્તિ કરી તેની પાસે દીનતાથી તમારી દાદ માગજો, ને દિવસે પોતાની કચેરી કરીને ગરીબોની તમે દાદ લેજો! સંસાર ચલાવતાં સંસારના સાધનોનો ઉપયોગ કરવો, ને ઇશ્વરની વાતોમાં ઇશ્વરી સાધનોનો ઉપયોગ કરવો જોઇએ. ઇશ્વર તો કહે છે કે;

સંસારમાં સરસો રહે, ને મન મ્હારી પાસ;
સંસારમાં લેપે નહીં, તે જાણુ મ્હારો દાસ.

સંસાર વહેવારમાં તો આગળ ને આગળ જ પડતાં રહેવું, પણ તમારૂં આખે આખું મન તો મ્હારામાંજ પરોવી રાખજો! સંસારમાં રહેવા છતાં જે કોઇ તેમાં આખે આખો લપટાઇ ન જાય તે જ મ્હારો સાચો ભક્ત છે. ભાઇ નસર! હું ત્હને ખુદાની બંદગીના લાભની વાત કહું તે સાંભળ.



# સબક ૨ જો.

## બાદશાહ અકબર અને ભક્ત ખેડુત.

"To you it is given to know the mysteries of the Kingdom of God, but to them it is not given......therefore speak I to them in parables (or allegories): because they seeing, see not, and hearing, they hear not, neither do they understand." (Bible.)

સેનેકા જેવા ઇશ્વર શોધક તો કહે છે કે; જે કાંઇ તમે માણસોને નહીં જણાવવા માંગતા હો, તે તમે ઇશ્વર પાસે ના માગો, અથવા જે કાંઇ તમે ઇશ્વરને નહીં જણાવવા માંગતા હો તે માણસ પાસે નહીં માગો! અકબર બાદશાહ એકવાર દૂરના પ્રદેશમાં શિકારે એકલો નીકળી ગયો. ત્યાં જંગલવાસીઓનાં કસ્તુરી પેદા કરનારાં એક મૃગનો તેણે શિકાર કીધાથી તે જંગલીઓ લાકડી ને લાઠીઓ લઇ તેને મારવા ઉલટી પડયા. અકબર નાસવા લાગ્યો, અને જંગલી મારાઓ પૂઠે દોડવા લાગ્યા. અકસ્માત એક ખેડુતના ઝુંપડાં આગળ ઘોડાને ઠોકર લાગવાથી તે પડયો, અને અકબર ઉથલાઇ પડયાથી, તેને સજડ વાગ્યું. એવામાં પૂઠે આવતા મારાઓને જોઇને ઝુંપડીવાળા ખેડુતે તેને પોતાના શેલડીના ખેતરમાં સંતાડી દીધો, અને ખેડુત પોતે ઘોડા ઉપર સ્વાર થઈ નાઠો. લોકોનું ટોળું પૂઠે દોડતું જ હતું, અને ઝુંપડીથી બે કોશ દુર ગયા કેડે ખેડુતે ઘોડા ઉપરથી ઉતરી ઘોડાને છુટો મૂકી પોતે પાસેના તળાવમાં નાહવા પડયો. લોકે ઘોડાને ત્રણ કોશ ઉપર પકડયો ખરો, પણ તેમનો શિકાર તે ઉપર નહીં દીઠો, એટલે નાસિપાસીથી આમ તેમ શોધ કરી ઘોડાને લઇને પાછા ફરવા લાગ્યા. તેમના ભેગો પેલો ખેડુત પણ નાહતો નાહતો નીકળી આવીને ચાલવા લાગ્યો. આખરે પેલા ખેડુતે ઘોડો માંગી લેવાથી બદલામાં અનાજ લઇને ઘોડો તેમણે તેને આપ્યો. સાંજ પડતાં અકબરને ઝુંપડીમાં લાવી ખવાડયો. અને

રાતે। રાત તેને ઘોડેસ્વાર કરી પલાયન કરાવ્યું. અકબરે પોતાનો જીવ બચાવનારને એક કટારી આપી કહ્યું કે; "જે શખ્સ પોતાના ભાઇને મદદ કરે છે, તેને ખુદા કયામતના દિવસે મદદ કરશે. હે ભાઇ! હું દિલ્લીનો અકબર પાદશાહ છું, અને તેં મ્હને બચાવ્યો છે તેના બદલામાં હું ત્હને પુષ્કળ દ્રવ્ય આપીશ; માટે ગમે ત્યારે દિલ્લી આવજે, ને આ કટારી બતાવશે તો ત્હને મ્હારી આગળ આવવા દીધામાં આવશે." પાદશાહે મહેલમાં જઇ હુકમ કર્યો કે, "મ્હારી કટારીની નિશાણુ-વાળો જે શખ્સ આવે તેને કોઇ પણ પ્રસંગે મ્હારી આગળ આવવા દેવો!" ખેડુતે તો વગર દરકારે પેલી કટારી ઝુંપડાંમાં ખોસી દીધી. લાંબે વખ્તે દાતરડું શોધવા જતાં તેના જોવામાં કટારી આવ્યાથી, ઝટ પાદશાહની બક્ષેશોની આશા વીશે તેને યાદ આવ્યાથી તે લઇ દિલ્લી આવ્યો. આ વખ્તે બાદશાહ નિમાજ કરતો હતો તો પણ દરવાને તૂર્તજ તેને પાદશાહના નિમાજ કરવાના ઓરડા આગળ ઉભો રાખ્યો. આ વેળાએ અકબરને ગુંટણ મંડિયે પડીને કલાકો વેર નિમાજ કરતો પેલા ખેડુતે દીઠો. નિમાજની છેવટે અકબરે ખુદાને અરજ ગુજારી કે:—

"હે માલિક! હે અકબરના પણ અકબર! તું ત્હારી ખલકત, ત્હારે હાથે ઉભાં કરેલાં બાંધકામો, ચંદ્રો, તારાઓ, સૂર્યો, જેને તેં નિર્માણ કર્યાં છે તેનો જ્યારે હું વિચાર કરૂં છું, ત્યારે મ્હને અજાયબી લાગે છે કે, મનુષ્ય અથવા મનુષ્યનો પુત્ર એ ત્હારી નજરમાં એવો તે શું છે, કે તેની તું ફીકર કાળજી રાખે છે, અને તેને જ તું ત્હારાં મુબારક દર્શન પણ આપે છે!

હે અલ્લા! માનવીના નાના દેહોને તું તેમના દિવસો આપે છે, તેમને ત્હારી મદદ આપવાનો દિવસ જ્યારે તું બંધ કરે છે ત્યારે તેઓ જીવતાં પણ બંધ પડે છે; કેમકે તેઓ ત્હારી જ રોશની, ત્હારા જ પ્રકાશ અને ત્હારી જ પ્રભુતાના અંશો છે, ત્હારા જ ચેરાગની ચિંગારીઓ છે. તોપણ હે પાક! તું તો તેમનાથી વધારે જ છે. ત્હારી કીર્તિ, ત્હારા ખજાના, ત્હારી શક્તિ, ત્હારી ખુબી, અને ત્હારાં ડહાપણની આગળ હું તો મુફલેસ છું—મુફલેસ છું—મુફલેસ છું! હું હાજતમંદ ગરીબ ઉપર ત્હારી ન્યામતોની બક્ષીશો ઉતાર, હે ગરીબ નિવાજ!"

આ બંદગી સાંભળતાં જ પેલો ખેડુત ચોંકયો. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે; અકબર જેવો અકબર પણ પોતાના કરતાં ચઢતા કોઈ એક "મોટા અકબર" પાસે માંગે છે, તે પાદશાહ અકબર વળી મ્હને તો શું નવાજવાનો હતો! **જેની** પાસે તે માંગે છે, **તેની જ** પાસે હું પણ માગું, કે મ્હારો બેડો પાર થઇ જશે!" આમ વિચારીને ત્યાંથી અકબર બાદશાહને મળ્યા વગર ચાલ્યો ગયો, ને પોતાની ઝુંપડીને જ ઉત્તમ નિમાજગાહ બનાવી ખુદાતાલાની નિમાજ કરવા લાગ્યો. રાત ને દહાડો તે ઝુંપડીમાં ભરાઇને નિમાજમાં જ વખત કાઢવા લાગ્યો. સાતમે દહાડે આવીને પડોસનાં ખેતરવાળાએ તેને કહ્યું કે; "શેલડી નરી સુકાઇ ચાલી, તું ખેતરે આવ,

ને પાક સંભાળ, અલ્લા અલ્લા કર્યા કીધાથી કાંઇ અલ્લા ત્હારી શેલડીને પાણી પણ પાવા આવશે વારૂં?" આ મ્હેણું સાંભળીને ખેડુત વિચારમાં પડયો. એટલામાં એક સાંઈ આવ્યો તે બોલ્યોઃ-" ખુદાકી રાહ પેં કુચ ખેરાત ખર્ચ કર! બઓત ઉમદા ખજાના વોહી હે ભાઇ!

> ઝે ગેતી જેહાં આફરીન બરતરસ્ત:
> બદ્દ ઝન બ હર કારે દુશ્વાર દસ્ત!

સારી જેહાનમાં બુલંદ દરજ્જાવાળો તે માલેકે પાક કીરતાર છે. હે બંદા! તું ત્હારી હરએક મુશ્કેલી કે ભીડમાં તેની હજુરમાં જ ત્હારો હાથ લાંબો કરજે! તેની મરજીને આધીન થશે તો ત્હારી મુશ્કેલીઓનો તે જ ઇલાજ બસ થશે.

બંદગી માટે આ ઉત્તમ બોધ સાંભળીને સાંઇને ખેરાત આપવા તે ખેડુત ઉઠયો ખરો, પરંતુ તે ફકીર કયાં ને કયાં અલોપ થઈ ગએલો જણાયો! એટલે વધારે જોસથી ખેડુતે નિમાજ પઢવી પાછી શરૂ કીધી. પ્રલયના વખતે ભારે પવનથી પર્વતો કદાપિ ડગમગીને ચલિત થઈ ઉખડી જશે, પરંતુ ઇશ્વર ઉપર જ બેઠેલાની ધીરજનાં ફળ મીઠાં છે એવું સમજનારા ધીર પુરૂષોનું મન ચલિત થનાર જ નથી. એટલામાં ખેતરનો રખવાળ આવી કહેવા લાગ્યો :— "તમે તો અલ્લા અલ્લા કરવા પડયો છો ને તમારા ચાર ચાર બળદો ભૂખે ભૂખે મરવા પડયા છે તેની કાંઇ ખબર લેશો કે નહિ?" નિમાજી વિચાર કરે છે કે; "અલ્લાતાલાની બંદગીમાં પણ કેટલી બધી ખલલ પડે છે! કેમ કરૂં!" એટલામાં બે સારંગીવાળા સારંગી વજાડતા વજાડતા ચાલ્યા જતા તેણે સાંભળ્યા :—

> "કેતે નદ નદી નારે ભરે હે સમુદ્ર ખારે,
> હંસન કો હેત એક માન સરોવરસેં;
> બન ઉપવન કેતે ગિનતી ન આવે એતે,
> કામનાકો કાજ એક કલ્પ તરોવરસેં;
> વર્ષારતુ શરદકાલ ભરે નીર જલ્દ જ્વાલ,
> ચાતુરક ન્યાલ એક સ્વાત બુંદ જલસેં;
> અર્જકી તો ગર્જ કોઉ જાને વઉર લોક,
> ગરીબકી અરજી એક ગરીબ પરવરસેં!"

ખેડુતે આ કવેત સાંભળી પાછી બેવડાં જોશથી અલ્લાતાલાની નિમાજ જારી કીધી. થોડી નિમાજ કીધી નહીં કીધી, એટલામાં ખેડુતની ઓરત આવી પોકાર કરવા લાગી કે; "ધંધા વગર ધાન્ય નથી, ને બચ્ચાં ભૂખાં મરે છે, તેની તમને કાંઇ કદર છે કે? હું કેટલા દહાડાથી લાંઘણ કરૂં છું, ને થાનમાંનું દુધ સુકાઇ ગયાથી બે બચ્ચાં તો ભૂખે ભૂખે મરણ પામ્યાં, ઉઠો! પરવરદિગાર લોકોના ઉપર જુલમ કરતો નથી, પણ લોકો પોતેજ પોતાના ઉપર જુલમ લાવી મૂકે છે."

આ ઘડી ઘડીનો કળકળાટ સાંભળી ખેડુતે નિમાજ તર્ક કરીને ખેતરે જવાનો વિચાર કીધો. તેણે બન્ધી પહેરી લીધી, અને હાથમાં ખરપી તથા દાતરડું લઈ જેવો ઝુંપડીની બહાર નિકળવા કરે છે, એવામાં એક સાધુ આવી ઓટલી ઉપર બેસી બોલવા લાગ્યો:– "હે નિમાજી! તું નાદાન નહીં થા! તે જ મનુષ્યને નાદાન કહેવો, કે જેનું અંતઃકરણ ગુપ્તપણે પરમેશ્વરની યાદ કરવાથી ગાફેલ હોય. તું તેને જ નાદાન કહેજે, કે જે કોઇનો પણ ડર રાખ્યા વગર પાપના કામોથી પોતે થઇને જ શરમાય નહીં, અને ઇશ્વરનું ભજન શુદ્ધ અંતઃકરણથી કરતાં છતાં નફાની ઉમેદ, કે પેલી દુનિયામાં આસાએશ મેળવવાની આશા નહીં રાખે. જમાનો યારી આપે તો જ આ સંસારનું સુખ તો ભોગવી શકાય. દુઃખ તથા ગમીના વખ્ત ઉપર સબુરી પકડવાનો અર્થ એ જ છે, કે તે ગમી આપણને ટાણો મારે છે કે;—

ઍ યઝદાન પનાહો ઍ યઝદાન ગેરાયઃ
ચુ ખાડી કે બાશદ તોરા રેહનુમાય.

હે ભલા આદમી! તું ભગવાનની જ સહાયતા માંગ. તું તેની જ પાસે ત્હારી જે કાંઇ માંગણી હોય તે કર! જ્યારે કે તું એટલે સુધી તેને ત્હારો રાહ બતાવનારો ગુરૂ કરી શકયો છે, ત્યારે તો તું પાછો નહીં હઠ!

પરમેશ્વરમાં અવિશ્વાસ રાખનારા અજ્ઞાની આદમીઓની માફક જે કોઇ સાચા નિમાજી છે તે તો ભયના પ્રસંગો આવી પડયાનું બ્હાનું કાઢીને આકુળ વ્યાકુળ થતા જ નથી. ઇંદ્રિયોથી જણાતા બહારના પ્રસંગોથી ગભરાઈ જઇને તેઓ ભયભીત થઇ આભરા ગાભરા થતા જ નથી. અજ્ઞાની પુરૂષો હરિના ભકતને પોતાના જેવા જ સમજે છે, પણ ગુલાબ અને કરેણના ફુલની સુગંધીમાં ફેર છે, દેવ અને દહિતમાં ફેર છે, રત્ન અને કોડીમાં ફેર છે, વિષ અને અમૃતમાં ફેર છે, વિદ્વાન ને મૂર્ખમાં જેટલો ફેર છે એટલો જ ભક્તમાં ને જગતમાં ફેર છે.

यं ब्रह्मावरुणेन्द्ररुद्रमरुतस्तुन्वन्ति दिव्यैस्त वै-
र्वेदैः साङ्गपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥

જે એક અનાદિ સર્વનું મૂળ કારણ, જેની સ્તુતિ બ્રહ્મા કર્યા કરે છે, તથા વરૂણ, ઇંદ્ર, રૂદ્ર, મરૂત, અને સૂર્ય ઈત્યાદિ સઘળા અધિષ્ટાન મહા શકિત રૂપ દેવો નિરંતર જેની સ્તુતિ કરે છે, જેનું વેદ વેદાંગ ઉપનિષદ અને સામવેદ ગાયન કરે છે, જેનું ધ્યાનસ્થિત યોગીઓ એક ચિતે અને મન બુદ્ધિના સંયમથી ધ્યાન કરતાં છતાં પણ તેના પારને પામતા નથી, જેને સુર અને અસુર પણ જાણી શકતા નથી, એવા મોટા ઇશ્વરને હું તો નમસ્કાર કર્યા કરૂં છું!

ગમે એવી બહારથી દેખાતી આફતો આવે તોપણ બંદગીખોર બંદાઓ અને ભકત લોકો તો પરમાત્માની કલ્યાણકારી સત્તામાં સ્થાપેલી પોતાની દ્રઢ યકિનદારી

ડગાવતાજ નથી. ખુદાની બંદગીમાં મશગુલ રહેનારાઓ તો અનુભવપૂર્વક જાણે છે કે, આ અપ્રિય સરખો ભાસતો આફતનો પ્રસંગ જીવ દ્રષ્ટિથી અપ્રિય અથવા દુઃખકારક જણાય છે, પરંતુ ખરેખરી રીતે તો ખુદાની સમદ્રષ્ટિથી તે દુઃખના પ્રસંગો તેવા ભયાનક નથી જ હોતા. ખુદાની સર્વજ્ઞ નજરમાં તો અકલ્યાણના પ્રસંગો તે કલ્યાણ સાધી આપનારા જ થઇ પડે છે. જેમ રાત્રિના અંધકારમાંથી જ પ્રભાતનો પ્રકાશ પ્રકટે છે, તેમ આ અંધકાર જેવા ભાસતા દુઃખના પ્રસંગો તો સુખને વાસ્તે જ હોય છે. જેમ તાપના દિવસો જઇને વરસાદના શીતળ દહાડા આવે છે, પરંતુ ઘણો જ તાપ પડે છે તે ઘણી જ વૃષ્ટિ થવાને ખાતર જ પડે છે, તેમ જ ત્હારા આ દુઃખી દેખાતા દહાડા વિત્યા પછી ત્હને સુખ જ થશે; કેમકે તું ખુદાનો નિમાજી છે, તો ખુદા પોતાની બંદગી કરનાર બંદાને દુઃખી શા માટે કરશે? બંદા! દુઃખો પાડી પાડીને તો ખુદા ત્હને કસી જૂએ છે! વાત કહું તે સાંભળ. એક પીર પોતાના મુરીદને નીચે મુજબ કહેતો સેખ સાદી સાહેબે સાંભળ્યો હતો કે; જે પ્રમાણે આદમીનું મન રોજી ઉપર જ લાગેલું રહે છે, તે પ્રમાણે જો રોજીના આપનાર પરવરદેગાર ઉપર લાગેલું હોત, તો માનવીઓ તો ફીરેસ્તાઓ કરતાં પણ આલા દરજ્જો પામત.

"ફરામુશ્ત ન કર્દ ઇઝદ દરાં હાલ:
કે બુદી નોત્ફએ મદફુનો મદહુશ.
રવાંનત દાદો અક્લો તબેઓ એદ્રાક:
જમાલો નોતકો રાય ઓ ફેક્રનો હુશ.
દેહ અંગોશતત મોરતબ કર્દ બર દસ્ત:
દુ બાજુઅત મોરકબ સાખ્ત બર દુશ.
કુનું પીન્દારી અએ નાચીઝ હીમ્મત?
કે ખાહદ કર્દનત રોઝી ફરામુશ."

ઓ બંદા! તું જ્યારે દટાઇ રહેલો નોત્ફો હતો, અને બેહોશીમાં હતો: અર્થાત, જ્યારે તું હજી તો માતાના પેટમાં હતો. ત્યારે પરમાત્માએ ત્હને વિસરી જઇને તજી નહીં દીધો હતો. પછી ત્હને રવાન તથા અક્કલ તથા તબીઅત તથા સમજ આપી; તે સાથે વળી રૂપ, ઇચ્છા, તથા જ્ઞાન અને ફીકર તથા અક્કલ આપી. વળી ત્હારા હાથ ઉપર ૧૦ આંગળાં બનાવ્યાં અને ત્હારી ખાંધ ઉપર બે બાજુઓ જોડી આપી. અરે વગર હિમ્મતના ઓ બંદા! હવે શું તું એવું ધારે છે, કે તે સાહેબ ત્હારી રોજીને ફરામોશ કરશે, અને ત્હને ભૂખે મારશે?

વિશ્વનું ભરણ પોષણ કરે છે તેથી જ તે માલેક વિશ્વંભર કહેવાય છે, અને તેથી જ જણાય છે કે, તે પ્રભુ આ વિશ્વના ભરણ પોષણ માટે કાળજીમંદ છે. હે નિમાજી! તું હજીએ ત્હારા કે ત્હારાં બચ્ચાં બળદ ને બોકડાંના ખોરાકની શોધમાં

ના ફીકર રાખ! ત્હારી હાજત ઇશ્વર જાણે છે: તું તો તે ઇશ્વરના રાજ્યની શોધમાં જ રહે, સઘળું તેની સાથે જ ત્હને મળશે."

આ બોધ સાંભળીને પાછાં ઓજારો નાંખી દઇ ચોવડાં જોમથી તે ખેડુત પાછો બંદગી કરવા લાગ્યો. બંદગી કીધા બાદ જેવો ઉઠી ઉભો થયો, કે તેની નજરે એક ફિરસ્તો દેખાઇને અલોપ થઇ ગયો.

થોડાજ વારમાં તે ઝુંપડી આગળ હીરા મોતીના હારો ગળામાં વિંટાળેલા, અને ઠાઠમાઠથી આવી ઉભેલા એક ઘોડેસ્વારને પેલા ખેડુતે દીઠો; જેણે ખેડુતને નમન કરી કહ્યું:—"હે ગ્વાળ! મેં તમને બોલાવ્યા છતાં તમે જ્યારે મ્હારે મહેલે આવ્યા જ નહીં, ત્યારે હું પોતે થઇને આવ્યો છું; હું પાદશાહ અકબર છું. જ્યારે તમે મ્હને મળવા ન જ આવ્યા ત્યારે તમારી નિસ્વાર્થ ભક્તિ જોઇ તમારા ઉપર અલ્લા પ્રસન્ન થયા છે. આ સઘળું દ્રવ્ય તમારે માટે ને તમારાં બચ્ચાંને માટે સાત પેઢી સૂધી નભે એટલું તેણે જ ખુદ મ્હારી જોડે મોકલાવ્યું છે અને હું લાવ્યો છું. તમે આ સર્વ રાખો, અને તમારી ખુદાઇ બંદગીમાં હરદમ મશગુલ રહો. જેણે મ્હને આ આપ્યું છે, તેણે જ તમારે હિસ્સેનું મ્હારી જોડે મોકલાવ્યું છે. હું જેનાથી પાદશાહી પામ્યો છું તેના જ આશીર્વાદ તમારા ઉપર ઉતર્યા છે!" આમ કહી પોતાના સિપાઇઓ પાસે ઉંચકાવી આણેલી સોનાના સિક્કાથી ભરેલી સઘળી થેલીઓ તથા સર્વ ઝવેરાત ઉતારી આપ્યાં. ભાઇ નસર! આવી રીતે ખુદાની બંદગી ખાલી જતી નથી.

"ભાઈ વિરાફ!" નસર પૂછવા લાગ્યો:—"શું ત્યારે નફો કરવા સારૂ ઇશ્વરની ભક્તિ કરવી જોઇએ? શું લાભ ને પ્રાપ્તિ કરવા સારૂ ખુદાતાલાને ફુસલાવવા ખાતર બંદગીની જરૂર છે? જો સ્વાર્થ સાધવા સારૂ બંદગી કરવાની જરૂર હોય તો તે હું નહીં માનતો."

**વિરાફ**:—હે ભુલેલા ભાઇ! એકલો સ્વાર્થ સાધવા સારૂ જ નહીં, પણ નિસ્વાર્થ ભક્તિની પણ ખાસ જરૂર છે. આપણા અશો જરથુસ્તે પણ વખતો વખત માલિકની મદદ માંગી છે. હે ભાઇ નસર! ખુદાની બંદગી ખાલી જતી નથી. એટલા માટે જ આપણે વોહુક્ષથ ગાથામાં ભણયે છિયે કે:—

ગે વહ્યો વંઘહેઉશ દઝદે યસ્યા હોઈ વારાઈ
રાદત, અહુરો ક્ષથ્રા મઝદાઓ અત અહ્માઈ
અકાત અષ્યો, ગે હોઇ નોઇત વિદાઇતિ
અપેમે અંઘહેઉશ ઉર્વએસે. (વોહુક્ષથ્ર ગાથા.)

જે મનુષ્ય પરમાત્માને ખુશી કરવા સારૂ તેને સર્વસ્વ અર્પણ કરીને આરાધે છે, તે શખ્સને પરમાત્મા પોતાના સર્વ બળથી સારાંના કરતાં પણ વધારે સારૂં અર્પી તેના હક્કમાં બહુ સારૂં જ કરે છે. વળી જે કોઇ તેની ભક્તિ કરતું નથી તે મનુષ્યના રૂવાનને દુન્યાંને આખર દહાડે, એટલે કયામતને દહાડે, ખરાબના કરતાં પણ વધુ

ખરાબ હાલતમાં મેલશે, જેથી તેને બહુ જ વેદના ને પીડાકારી હમણાના કરતાં વિશેષ ભોગવવી પડશે. માટે હે નસર! જે ધર્મમાં ખુદાએ આપણને પેદા કર્યા તે જ ધર્મમાં રહીને તે ધર્મમાં ફરમાવેલી રાહ ઉપર જો તું ચાલશે તો બેઉ જેહાનનાં સુખ મેળવશે; પણ જો અધર્મિ રહીશ તો તું દુઃખ સિવાય બીજો નફો પામીશ નહીં.

धर्म्म एव हतो हन्ति धर्म्मो रक्षति रक्षितः ।
तस्माद्धर्मो न हन्तव्यो मा नोधर्मो हतोवधीत्‌ ॥

જો એક મનુષ્ય પોતાના ધર્મનો જ નાશ કરે છે, તો ધર્મ પણ તેને ખડા ખાસ્તા કરે છે. અને જે માણસ પોતાના ધર્મનું રક્ષણ કરે છે, તેની રક્ષા તેનો ધર્મ જ કરે છે. એટલા માટે પોતાના ધર્મનો નાશ કરવો નહીં. ધર્મહત થયાથી તો આપણો જ નાશ થાય છે.

ખુદાની બંદગી કરવી એજ તે માલેકે મખલુકને ઓળખવાનો સહેલામાં સહેલો માર્ગ છે. તે સાહેબ માત્ર ભાવ ભકિતને જ વશ થાય છે; માટે ભકિત વડે તેને પોતાનો કરી લઇ, સઘળો ભાર તેના ઉપર નાંખી દઇ, નચિંત જીવે આપણે રહેવું જોઇએ. સર્વવેત્તા, સર્વ વ્યાપક, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન, અને પરમકૃપાળુ પ્રભુને શરણે જો કોઈ બંદો જાય, તો પછી તેને કોઇ જાતનો ભય રહેતો જ નથી. તેમ છતાં ઇશ્વરની કૃપા ઉપર જ આશા રાખવી, અને ફરજને ભૂલી જવી એ પણ વાજબી નથી. ફેનીલન કહે છે કે, જે કોઇ માત્ર મોટી મોટી સ્વાર્થી આશાઓ બાંધીને પોતાની ફરજ-ગુજારીનો ફાળો નહીં આપે તે છેવટે પસ્તાયા વગર રહેતો નથી.

> દેલા ગર બેરદમંદી ઓ હુશિયાર :
> બેકુન બંદગીએ હકતાલા અખ્તીયાર.
> અગર શુક્રે હક તા બ રૂઝે સુમાર :
> ગુઝારી ન બાશદ યકી અઝ હઝાર.

હે ડાહ્યા ભાઇ! તમે હુશિયાર છો તો ખુદાની ભક્તિ કરવાનું જ અખત્યાર કરજો. જો તમે જીંદગીના છેલ્લા દિવસ સૂધી પણ બંદગી કરો તોપણ તે બારે હકતાલાએ તમને જે જે નવાજેશો બખશેલી છે, તેના હજારમા ભાગે પણ તમે તેનો ઉપકાર વાળી શકશો નહીં. માટે તમે પગથિયે પગથિયે આગળ વધજો. ન્હાનાં બાળકને પણ ખુદાતાલાએ બે હાથ ને બે પગ મ્હોટાં માણસના જેવા આપેલા છે, પરન્તુ બાળકથી એકદમ દાદારનાં ફાંગિયાં ઉપર ચઢી શકાતું નથી, હજી તેણે તો ફસડિયાંજ મારવાના હોય છે, હજી તેને દાદર ઉપર ચઢિ જવાનો અધિકાર મળેલો નથી. તેમજ બાળ-રૂવાનને ઉચ્ચે દરજ્જે ચઢવાનો એકદમ અધિકાર મળતો નથી. સબબ આત્માનું બળ ધીમે ધીમે વધારવા થકી બંદગી એજ પહેલું પગથિયું પસાર કરવાની જરૂર છે. બાળક એકદમ દાદરે ચઢવા જાય તો તે જેમ હેઠળ ગબડી પડયા વગર રહેતું નથી, તેમ બાળ—રવાન એકદમ જ જો આત્મિક વૃદ્ધિને માટે વગર અધિકારે અને વગર બળ મળવે ઉંચે ચઢી જવાનું

કરે છે તો તે પણ હેઠળ ગબડી પડીને નુકશાન જ કરે છે. જેના જેવા સંસ્કાર તેટલે જ દરજ્જે તેણે કોશીશ કરવી જોઈએ.

શહેનશાહ કોન્સટનટાઇનના રાજ અમલમાં તેને ત્યાં કેટલાક ખ્રિસ્તી ધર્મ પાળનારા નોકરો હોવાથી તેણે જાહેરનામું કાઢયું હતું કે; "ખ્રિસ્તી ધર્મ પાળવો હોય તો નોકરી ઉપરથી બરતરફ થવું; અગર જો નોકરી કરવી હોય તો ખ્રિસ્તી ધર્મ તજી દેવો!" કેટલાક અધર્મી ખ્રિસ્તીઓએ પેટને લીધે ધર્મ તજી દઇને નોકરી પટ કરી, ને કેટલાક ધર્મીષ્ટ હતા તેમણે તો રાજીનામા આપ્યાં. કોન્સ્ટનટાઇને આ ઉપરથી રાજીનામા આપનારાઓને જ નોકરી ઉપર કાયમ રાખ્યા, ને ધર્મભ્રષ્ટ થનારાઓને બરતરફ કરી કહ્યું કે; "તમારા દીવ્ય ધણીને તજી દેવાને જો તમે તૈયાર થઈ ગયા તો કોઈ દહાડો વખત આવે તમે મ્હને પણ તજી દેવાને ચૂકો નહીં! જાવ! તે માલેકના નામનું નિત્ય રટણ કરો. તેનુ નામ લેવાથી જ તમે સુખી થશો!"

નામ કહત સુખ હોત હૈં, નામ કહત દુ:ખ જાત:
નામ કહત સુખ જાત દુરિ, નામ કહત દુ:ખ ખાત.
નામ કહત વૈકુંઠ સુખ, નામ કહત અઘખાન:
તુલસી નાતે ફિર સમુઝિ. કરહુ નામ પહિચાન.

ખુદાતાલાનું ફરમાન છે કે; "હે આદમીઓ! તમે મ્હારા ઉપર વિશ્વાસ રાખીને મ્હારા નામથી ગમે તે તમે શુભ માગશો તે હું તમને આપીશ. તમે જો મ્હારા વચનોનો તમારા હ્રદયમાં વાસો રાખશો, તો તમારી મરજીમાં આવે તે સારૂં માગશો જે હું તમને આપીશ. મ્હને તો સઘળાં અંતઃકરણ ખુલ્લાં દેખાય છે, અને સઘળાં જીગરોની ઇચ્છા મ્હને તો માલુમ જ છે. પાપી હોય તે પણ જો પશ્ચાતાપી અંતઃકરણના નિસાસા અને શોકમય ગમગીનીઓથી મ્હારૂં રક્ષણ માગતો આવે તો તેની ઇચ્છાનો પણ હું તિરસ્કાર કરતો નથી. તમારી ચિંતાઓ મ્હારા ઉપર નાંખી દો, કાંકે તમારે માટે મ્હને જ કાળજી છે."

નસર:-"ભાઇ પ્યારા! એવું કહેતાં ખુદાને કોણે સાંભળ્યા? એ તો ક્રાઇસ્ટ જેવા મહાન્ વિદ્વાને જોડી કાઢેલું તમે કહો છો. એ તો બુધ્ધિશાળી પુરૂષો પોતાની ચતુરાઇથી માણસોને બોધ દેવાને એવી એવી રચના કરી ગયા છે. તમારૂં સમજાવ્યું હું નહિ માનતો."

વિરાફ:-હે ભાઈ! ક્રાઇસ્ટ શું કે જરાથુસ્ત્ર શું, કૃષ્ણ શું કે રામ શું, બુદ્ધ શું કે મોઝીઝ શું, એ સર્વ આપણાં જેવાં મનુષ્ય તો હતાં જ, પરંતુ તેમના મન-શરીર અહુરમઝદનો અનુભવ થાય એવી લાયકાતવાળાં હોવાથી, તેમના મન-શરીરમાં અહુરમઝદની શક્તિઓ અને ડહાપણો એટલાં બધાં આવી ગયાં હતાં, કે તેઓનાં ફરમાનો જાતે જોનારાઓને જ તે અનુભવમાં આવ્યાં હતાં, અને જ્યારે એ બધાઓ ખુદાની બંદગી કરવી સજાવાર કહી ગયા છે, ત્યારે શું તું પામર નસર થઇને

એવું ગુમાન લઇ જાય છે, કે તેમની બુદ્ધિ, તેમના જ્ઞાન, અને તેમનાં ડહાપણ કરતાં તું કાંઈ વધારે છે? હું તો એટલુંજ માગું છું કે;

જુઝ અઝ બંદગી પીશએ મન મબાદ!
જુઝ અઝ રાસ્ત અંદીશેએ મન મબાદ!

પાક પરવરદેગારની એબાદતના ધંધા સિવાય મ્હારો તો બીજો કોઈ ધંધો જ ના હોતો! સત્ય સિવાય મ્હને ત્હારી માફક બીજો કોઈ ખ્યાલ જ ના હોતો.

## સબક ૩ જો.

### ભક્ત આધીન ભગવાન.

"Farewell! Farewell! but this I tell
To thee, thou wedding-guest,
He prayeth well who loveth well
Both man, and bird, and beast."

*Coleridge.*

વિરાફ:–ભાઈ નસર, તું ખુદા વીશે અને તેની ખુદાવંદી વીશે શંકાશીલ રહીને તેની બંદગીથી વિમુખ રહે છે, એ જોઇને મ્હને એક ભાઇ લેખે ત્હારા વીશે બહુ દયા આવે છે. પ્રેમનો ભંડાર તે મહાન ભાન (Inteligence) જે છેક હિમાલયની તળેટીની દરેક રજકણમાં પણ વસે છે, તે મહા શકિત જે એટલાંટિક મહાસાગરના છેક છેક ઉંડાં તળિયાંમાં રહેલી રજે રજમાં પણ રમી રહેલી છે, તે અનહિઠ અપારપણું પ્રાધો પ્રાધ કોશ દૂર તમામ સૃષ્ટિમાં સમાઈ રહીને એક નહીં કલ્પી શકાય એવા ગંજાવર કદના પ્રકાશનો ડહાપણથી ભરપૂર ગોળો, જેમાંથી આ બધાં પ્રકાશનાં કિરણો છુટી રહી જગતો ને જગતો બનેલી છે, તેને વિષે તું લગાર દરરોજ કલાક અરધો કલાક ધ્યાનમાં બેસીને પોતે ને પોતે મનન કરશે તો તું સચ્ચાઇને જોશે, અને તેના તે પ્રકાશને જોઈ તે પ્રકાશ તે તુંજ છે, તે મહાન પ્રકાશનું તું એક કિરણ છે, એમ ત્હને દેખાશે. આપણી ચામડાંની બનેલી આ આંખોએ નજરમાં નહીં આવે એવી, તથા જેને અડકીને સ્પર્શ કરી ન શકાય એવી અનદીઠ, સર્વ વ્યાપી, ચૈતન્યમય કંઇક ચોક્કસ સત્ય વસ્તુ છે, તે પૂર્ણ પ્રેમમય છે, પૂર્ણ જ્ઞાનમય છે, તથા અનંત શકિતવાળી છે. સંપૂર્ણ સુખ, સંપૂર્ણ જ્ઞાન, સંપૂર્ણ બળ અને સંપૂર્ણ સત્ય જે એકમાં એકત્ર થઇને રહેલાં છે, તે મહાન શકિત તે જ અહુરમઝદ છે, અને તેને વીશે તું જેટલો વખત તકરારમાં ગુમાવે છે તેટલો વખત તેની બંદગીમાં ગુજારે તો કેવું સારૂં! ત્હારા જેવા શિખેલા ભણેલા કેટલાક વિદ્વાનો પરમેશ્વરની હસતીના સંબંધમાં તર્કવિતર્ક કરીને ખોટી વઢવાઢ કરે છે, પણ જાણજે ભાઈ, કે પરમેશ્વર એ એક સત્ય સ્વરૂપ છે, તેને વાદવિવાદ કે તકરાર મારફતે ઓળખાવવા બેસવું એ ડહાપણ ભરેલું નથી. તેના વીશે શંકાશીલ પ્રશ્ન

કરવા એ "અતિ પ્રશ્ન" કહેવાય. એનું સ્વરૂપ કેવું છે એ નક્કી કરવાની જરૂર નથી. સત્યને કોઇ ચીજની મદદની બીલકુલ જરૂર નથી.

જનમ સબ ખોયો ખટપટમેં, પ્રભુકો ન રટયો અપને દીલમેં.—જનમ.
કહત કબીરા સુનો ભાઇ સાધો, પ્રભુ બસે અપને **મનમેં**.—જનમ.

જુબર્ટ કહે તેમ, "સત્યના હાથમાં હથિયાર આપવાની કાંઇ પણ જરૂર નથી." ભાઇ નસર! પૈસાની પુજા એ તો શેતાનની પુજા છે. ઉપલકિયા ને ઉપર ચોટિયા જ્ઞાન એ તો અસુરી જ્ઞાન છે. દીનદારી સિવાય એકલી દુન્યાદારી એ તો સ્વાર્થિ વેપાર છે. ત્હારો જીવ જે છે તે એક દમની હિમાયતમાં છે, અને દુન્યા જે છે તે એક વુજુદ એટલે કે આતશ છે, માટે દીનને દુન્યાં સારૂ નહિ વેચ. યકીનદાર યુસુફને જેમણે વેચ્યો તેઓ તેનો કેવો બુરો નતીજો પામ્યા, તે ઉપર વિચાર કર. કુરાનમાં કહ્યું છે કે; "ઓ આદમના બેટા! મેં શું ત્હારૂં વચન નહીં લીધું હતું કે, તું શેતાનની પુજા રખે કરતો?"

દાયમ હમે જા બા હમે કસ દર હમે કાર;
મદાર નેહોફ્તે ચશ્મે દેલ જાંને બ યાર.

કંઇ નહીં ભાઇ! તું દરેક જગાએ, સર્વ માણસો સાથે, બધાં કામોમાં મશગુલ રહે, પણ ત્હારાં દીલની આંખ અને ત્હારૂં ધ્યાન ધક તો એકલા એક ત્હારા યાર એટલે ખુદા સાથે જ લાગેલું રાખ! હે ભાઇ! જો તમે તમારા મહાન બાપ દાદારની ડોકે બચ્ચાંની પેઠેમ વળગી રહેશો તો, જેમ ઘણા વખત પહેલાં **એમરી**ના મેદાનોમાં, એટલે અસલના બાવા **આદમ**ના ઘરમાં, ખુદાના હુકમથી ફરેસ્તાઓ તેની બંદગીના અવાજો સાંભળતાંને વાર આવતા હતા, તેમ તમારા પોતાના ઘરમાં પણ આવશે.

"મોટા ભાઈ વિરાફ!" નસર કહેવા લાગ્યોઃ—"શું ત્યારે આંધળાં યકીનથી બધું માની લઉં ત્યારે જ હું તમારી નજરમાં ઠીક લાગું? કેમ? શાથી? એમ કાં? એવા સવાલો પૂછી ખાત્રી કીધા શિવાય બસ માની જ બેસવાનો આ જમાનો નથી ભાઇ. રોમન કેથલિક ધર્મના મંત્રોમાં સુધારા વધારા કરનારી **સીનાની કેઠરાઇન** કહો, કે ધર્મના પાખંડો ઉઘાડાં પાડનાર સ્કોટલંડના ધર્મ સુધારક **જોન નોકસ** કહો, તેઓને પોતાની માન્યતા ઉપર ચુસ્ત શ્રદ્ધા ને યકીન હોવાથી તેમને પોતાનું મત જ્યારે ખરેખરૂં લાગ્યું ત્યારે જ તેઓ પોપ જેવા પોપની પણ સામે માથું ઉંચકવાને ડર્યાં નો'તાં. માટે પેગંબર જરથોસ્ત બંદગી કરવા ફરમાવી ગયા માટે જ મ્હારે બંદગી કરવી જોઈએ, એ હું સાફ ના પાડું છું. કાળાં માથાંનો માનવી શું નહીં કરી શકતો, તેનો આપ પ્રથમ વિચાર કરો."

"સોક્રેટીસે કહ્યું છે તેમ," વિરાફ બોલ્યો; "જે માણસ વગર અભિમાને પોતાને સંપૂર્ણ કરવાનો ભારે પ્રયાસ ને પ્રયત્ન કરે છે તે જ સર્વમાં શ્રેષ્ઠ છે, અને

જે માણસ નિરાભિમાની રહી પોતાને સંપૂર્ણ કે પરિપૂર્ણ સમજે છે તે સૌથી સુખ્યારો છે; પરંતુ અહંકારથી પોતાને સર્વજ્ઞ માની બેઠેલો શખ્સ જરૂર જ દુઃખ ભોગવીને મરે છે." હે નસર! ત્હારૂં હું-પદ છોડશે નહીં ત્યાં સૂધી ત્હને અહુરમઝદની ઓળખ થશે નહીં; અને તેની ઓળખ થશે નહીં ત્યાં સૂધી ત્હને બંદગીનો રસ લાગશે નહીં. નેબુચદનઝર એકવાર બેબીલોનના રાજાની દરબારમાં આવીને ગરૂરી કરતો પૂછવા લાગ્યો હતો કે, "આ મહાન બેબીલોન, શું મ્હારા એકલાના બળ અને શક્તિથી આપ નામદારને માટે મેં પોતે નથી બાંધ્યું?" જેવું તેણે આ વચન ઉચ્ચાર્યું, કે તુર્તજ તેને માણસોના વસવાટથી દૂર હાંકી કાઢવામાં આવ્યો હતો, અને તેણે બળદો માફક ઘાસ ખાઇને જીંદગી પૂરી કરી હતી! મરતે દહાડે ગરૂડ પક્ષીના પીછાં જેવા તેના સઘળા બાલ દવથી ભિંજાઇને સફેદ થયા હતા, તથા પક્ષીઓનાં નખ જેવાં તેનાં નખ વધી ગયાં હતાં. માટે હે ભાઈ! નેબુચેદ જેવું હું-પણું છોડીને આંધળાં યકીનથી તો આંધળાં યકીનથી પણ તેની બંદગી કર, ને તેને જ મોટો ને મહાન સ્વીકાર. ખરાં યકીન ને દિલદારીથી તથા જાનફેશાની અને પાક નૈયતથી કીધેલી બંદગી ખરાબ માણસની તથા વહેમી અને ધાસ્તી ભરેલા વિચારોની સામે થવાને, આપણે માટે એક મજબુત હથિયાર થઇ પડે છે. વિલાપ વિપત્તિના વખતમાં ખરાં દિલની ભક્તિ આપણામાં એક જાતનું શૂર ઉત્પન્ન કરી આપણને હિંમત અને સધિયારો આપે છે; જેથી આપણી સામે ઉત્પન્ન થએલી મુશકેલીઓને ઘણે ભાગે દૂર કરવાને આપણે શક્તિવાન થઇએ છિયે. અશો જરથોસ્ત પેગંબરને મારી નાખવાને માટે જ્યારે તમામ દુષ્ટ શક્તિઓ ને દેવ દરૂજો મનસુબો કરીને આવ્યાં હતાં ત્યારે તે સત્યવાદી સદ્‌ગુરૂએ તે વેળાએ જે ઉપાયો કામે લગાડયા હતા, તેમાંનો સૌથી પહેલો ઈલાજ એ જ હતો, કે તેઓશ્રી "યથા અહૂ વૈર્યો" ના એજમતી ને બરક્તી કલામ મોટે સાદે ગાઇને ભણ્યા હતા, તેમ તું પણ ભણ ઓ નસર, નાસ્તિક નહિ થા!

> વીસાંસ્તય હ્મીઓ નામેનીશ પસ્તસ્ય
> પઇરિ-વારસ્ય વીસેન્તે. પઇરિ મઇન્યઓયાત
> દ્રુજત. વરેન્યયાતચ દ્વાંઇથ્યાત, ઝીઝીયુશતચ
> કયધ્યાત વીસ્પો-મહરકાઅનચ પઇરિ દ્વતત યત
> અંગ્રાત મૈન્યઓત: માનયેન અહે
> યથ હઝંગ્રેમ નરાંમ ઓયુમ નરેમ અંવ્યાક્ષયોઇત.
>
> (હોરમઝદ યશ્ત.)

જે પ્રમાણે એક માણસની ઉપર ચોકસી રાખી તેનું રક્ષણ બીજાં એક હજાર માણસો કરે, તેજ પ્રમાણે પરમાત્માના નામ માત્ર લેવાથી ગુપ્ત દુષ્ટ શક્તિઓ તથા ગીલાન જેવા દુષ્ટ લોકોના મારામાંથી ત્હારો બચાવ થશે. પરમેશ્વરનું નામ માત્ર ઉચ્ચારવાથી ત્હને નુકશાન પહોંચાડનારા પાપી મુદઇઓની સામે તે નામ બચાવની

એક ઢાલ રૂપ થઇ પડશે. તમામ મરકીવાળી મોત ઉપજાવનારી શકિતઓ જે અંગ્રેમૈન્યુશની સત્તા કહેવામાં આવે છે, તેની સામે પણ ત્હને ધૈર્ય રાખવા, હિંમ આપવા, અને ત્હને ટેકો આપી ત્હારો બચાવ કરવાને માત્ર ખુદાની બંદગી અં ખુદાનું નામ જ બસ છે. પૂરતું છે તે મુબારક નામ, દુઃખ દર્દોને કે સંકટ વિકટ દર્દે કરવાને!

**નસર**:—ભાઇ! ભાઇ! તમે મારી કુટીને મ્હારી પાસે બંદગી કરાવવા જ માગે છો, અને ખુદાનું માત્ર નામ લીધાથી પણ માનવી જાતનું સાર્થક થવાનું જણાવે છો, તો વગર ખાત્રી થવે તે હું કેમ માનું? એવું એવું હું તો કાંઇ માનવાનો નથી

**વિશફ**:—એટલા જ માટે હે ભાઇ, ત્હારી શંકાનો અંધ કવિ **મીલ્ટન** જવાબ આપી ગયા છે કે; "**સત્ય** ઉપર હુમલો કરી શકાશે, પરંતુ તેને નુકશાન તે કદિયે કરી શકાશે નહીં. ગેરવાજબી જબરદસ્તીથી તેને ઘેરી શકાશે ખરી, પણ તેને કેદ પકડી શકાશે નહીં." નામની બરક્તને લીધે તો વેપારીના **નામ**નું માત્ર એ પાટિયું હજારો રૂપિયે વેચાય છે. **નામ** લીધાના ગુણથી તો કુંપનીનાં માત્ર ગુડવીલન મોટી કિમ્મતો અપાય છે. **નામ**ની માત્ર શાખ ઉપરથી તો લાખોની ધીરધાર ચાલે છે. **નામ** માત્રના વિશ્વાસથી તો આખું જગત ચાલે છે.

ચિન ભાવ બિનુ ચરશિયા, સેદેજ પુકારે રામ;
વાકો પદ પય પિવત બહુ, એસી પરતાપ હરિ **નામ**.

ખુદાનું માત્ર નામ લેનારનો કેટલો બધો દરજ્જો કહેલો છે, કે કુવામાંથી કોશ ખેંચનારો કોશિયો, જ્યારે ખુદાની કૃપાથી કુવામાંથી થાળાં સૂધી કોશ જેવો ઉપર આ છે, કે બળદ હાંકનારને તે વાતની જાણ કરની વેળાએ "**આવે એ એ રામા!**" કરીને ખુદાનું નામ, મનમાં કે ચિત્તમાં રાખ્યા વગર, કે ભાવ ભક્તિ રાખ્યા વગર કે પોકારે છે, તો ઉભારમાંથી ને કોશિયાના પગ ધોવાએલું જે પાણી વહે છે તે પાણ પીવા પણ સૌને બહુ જ ભાવે છે, પછી તે કોશિયાનો પગ કોહેલો સડેલો કે કો નિકળેલો કાં નહીં હોય, તેની પણ કોઇ તપાસ કરતું નથી. ખુદાનું માત્ર **નામ** લેવાનો પ્રતાપ એટલો બધો છે, તો એક ચિત્તે તેનું સ્મરણ કીધાથી કેટલા બધ લાભ થાય!



# સબક ૪ થો.

## શ્રદ્ધામાં જ વસે ખુદા.

He that shuts Love out, in turn shall be
Shut out from Love, and on her threshold lie
Howling in outer darkness.— *Tennyson.*

ખુદા તો ભાવનો ભૂખ્યો છે. પ્રભુ તો પ્રેમનો તરસ્યો છે. શ્રદ્ધા બસ શ્રદ્ધા અને આંધળાં યકીનની પણ પોતાના તરફની ફીદાગીરી, અને વિશ્વાસ ઉપર જ તે મોહી પડે છે. પોતાનો ભક્ત કોઇ પણ રીત વાપરીને તેના ઉપર ભરોસો રાખે છે તેને તે માગ્યું આપે છે, પરંતુ અશ્રદ્ધા અને અવિશ્વાસથી તે પ્રસન્ન થતા નથી.

એક જંગલી પ્રદેશમાં મહાદેવનું દેહરૂં હતું. ત્યાં મહાદેવની સેવા ચાકરી અને પુજા કરવાને એક બ્રાહ્મણ ૧૨ વર્ષથી નિત્ય જતો, અને પોતાને પુત્રની અને ધનની પ્રાપ્તિ થાય એવી નિત ઉઠીને પ્રાર્થના કરતો. પરંતુ સાંજને છેટે જ્યારે દેહરાંમાં ઘંટ વગાડી બારણું ઢાંકીને શેહેર ઘેરે જતો ત્યારે તૂટેલે દિલે બડબડતો કે; "એ પત્થરની મૂર્તિ શું આપવાની!" આવી તેની ઓછી યકીનદારી યાને અશ્રદ્ધાનું કાંઇ પણ ફળ મળ્યું નહીં. દેહરાં આગળ થઇને એક કઠિયારો જંગલમાંથી લાકડાં વાઢીને દરરોજ માથે ભારો મૂકી પસાર થતો હતો, તેણે એક સાંજે પેલા બ્રાહ્મણને રોકીને પૂછ્યું :-"અલ્યા બામણા! નિત રોજ તું આ દેહરીમાં ભરાઇને શું કરે છે?" બ્રાહ્મણ કહે:-"ભાઇ! મહાદેવની **સેવા ચાકરી** કરૂં છું. મહાદેવની **સેવા ચાકરી** કર્યે તો મહાદેવ છોકરાં આપે, ધન દોલત આપે, ને બધુંએ આપે!" કઠિયારાને આ વાતની આંધળી શ્રદ્ધા લાગવાથી જંગલમાંથી આવતાં બરાબર લાકડાંનો ભારો ભોંયે મૂકી, એક લાકડી લઇને દેહરાંમાં ભરાઇ મહાદેવને ખૂબ મારવા ને બડફાડવા લાગ્યો. તેના મનમાં કે છોકરાં જેમ મસ્તીખોર થાય તેની **સેવા ચાકરી** (!) કરવી એટલે મારવાં, બડફાડવાં, તેમજ કાંઇ **સેવા ચાકરી** મહાદેવની કરવાની હશે! કેટલેક મહિને તેને ત્યાં પુત્રની વૃદ્ધિ થઇ, અને જળાઉ લાકડાંને બદલે જંગલમાં ઉગેલાં **ચંદન**નાં ઝાડો આપો આપ મળી આવતાં. આગળ કરતાં ચંદનના ભારાની કિમ્મત તેને ચોવડી અગાઉ લાગી. એટલે પછી તો તે કઠિયારો ઘણા ઉત્સાહ અને ઘણી શ્રદ્ધાથી દેવની **સેવા ચાકરી** કરવા લાગ્યો. જેમ જેમ વર્ષો પસાર થતાં ગયાં તેમ તેમ તેની ઝુંપડીમાં તો બચ્ચાં બાળાંની રેલછેલ થઇ ગઇ, અને પૈસો પણ ખૂબ કમાવા લાગ્યો. એક દહાડાના સમયે તે મહાદેવને બડફાડતો હતો એવામાં બ્રાહ્મણ આવી લાગ્યો. તેણે આ પ્રમાણે દેવને દુઃખ આપી અપમાન કરતાં જોઇ ક્રોધે ભરાઇ કઠિયારાને ધમકાવ્યો કે; "કેમ રે અલ્યા, છેક ફાટ્યો કે? દેવને કેમ બડફાટયા?" કઠિયારો કહે:—"હે બામણા! દેવની **સેવા ચાકરી** કરવા તેંજ મ્હને કહ્યું હતુંને! હું ત્હારો પાડ માનું છું, કે તેં મ્હને આ ઉત્તમ રસ્તો બતાવ્યો, અને દેવની સેવા ચાકરી કરી હું નિત ઉઠીને માંગતો કે; 'મ્હને દીકરા આપ! દોલત આપ!' અને દેવે મ્હારી અરજ સાંભળી, મ્હારી **સેવા ચાકરીથી** ખુશી થઇ મ્હને ધન દોલતે ને બચ્ચાં છોકરાંએ નિહાલ કીધો, એમાં મેં શું ખોટું કર્યું?" બ્રાહ્મણે તુર્તજ દેવના ચરણે માથું મૂકી રોઇ દીધું કે; "બાર બાર વર્ષ થયાં મ્હેં ત્હારી **સાચી** સેવા ચાકરી કરી પણ શ્રદ્ધા બગર કીધી, વિશ્વાસ ને યકીન

વગર કીધી, તેનું મ્હને કાંઇ ફળ ન મળ્યું, અને આ દુબળે ખોટી સેવા ચાકરી કરી પણ વિશ્વાસ, યકીન, અને શ્રદ્ધાથી કીધી તેનું તેં ફળ આપ્યું! હવે મ્હને ક્ષમા આપી મ્હારા ઉપર દયા લાવ!"

તુલસી દેવલ રામકે, લાગે લાખ કરોર;
કાક અભાગે હગિ ભરે, મહિમા ભયઉ ન થોર.

લાખો ને કરોડો રૂપિયા ખરચીને પ્રભુના માટે દેવલ બંધાવ્યું હોય, પરંતુ અભાગ્યો કાગડો તે દેવલ ઉપર બેસીને અધી મૂતરી ઉઠે તોપણ દેવનો મહિમા અને દેવની મહેર લહેર કાંઇ ઓછી થતી નથી જ!

ભાઇ નસર! આપણા જરથોસ્તી શાસ્ત્રોમાં તો સકામ ભક્તિ તેમ જ નિષ્કામ ભક્તિ બન્ને કબુલ રાખેલી છે. માટે તું શ્રદ્ધાથી સ્વાર્થ માટે ભક્તિ કરશે તેનું દુન્યાઇ ફળ તેટલા પૂરતુંજ મળશે; પરંતુ સ્વાર્થ રહિત નિસ્વાર્થ ભક્તિ કરીશ તો આ જેહાનનું સુખ અને તે જેહાનનું શ્રેય એમ બન્ને સુખો આપોઆપ મળશે. અહુરમઝદની યકીન રાખીને બંદગી કરવી એ જ મનને શુદ્ધ કરનારૂં સર્વોત્તમ સાધન છે. વગર સ્વાર્થે ભકિત કરવાથી અધમમાં અધમ પાપી પણ શુદ્ધ થઇ મુકિત પામે છે. માટે જેઓ પાપ વૃત્તિના હોય, જેઓ બંદગીનું મોટપ પોતે સમજવા માંગતા જ ન હોય તેમણે બીજા ભકતને ભક્તિ કરતાં કે બીજા કોઈ બંદાને બંદગી કરતાં તેના મનમાં ખત્રો નાંખવો નહીં, એ પણ તેમને માટે કાંઇક પુન્ય જ ગણાશે.

કોઈ જુલમગાર પાદશાહે એક ખુદાના લાલથી જાણવા ઇચ્છયું કે: "મ્હારે માટે બંદગીઓમાં કઇ બંદગી ઉત્તમ છે, કે જેથી હું પરમાત્માને ખુશાલ કરી શકું?" પેલા ફકીરે ઉત્તર દીધો; "ત્હારે માટે તો છેક બપોર સૂધી પથારીમાં સુઇ રહેવું એજ ભકિત સર્વથી મ્હોટી છે; કાંકે તેટલો વખત તું ત્હારી દુઃખી પ્રજાને દુઃખ નહીં દઈ શકશે! એટલી જ બંદગી ત્હારે સારૂ ઘણી મોટી થઇ પડશે. એટલો વખત તો ત્હારાથી દુઃખી થએલાં કરારે શાંતિમાં રહેશે!"

"ઝલેમારા ખુફ્તં દીદમ નીમ રોઝ; ગોફ્તમ ઈં ફેત્નસ્ત ખાબશ બુર્દ બેહ.
આં કે ખાબશ બેહતર અઝ બીદારી અસ્ત; આં ચુનાં બદ ઝીંદગાની મુર્દે બેહ."

(સાઆદી.)

મેં એક દુઃખના દેનાર દુષ્ટને બપોર વેર ઉંઘેલો દીઠો ત્યારે હું બોલ્યો કે; આ કજીયાખોરો ફીત્નેઅંગીઝ ઉંઘમાં જ પડેલો ભલો! એનું ઉંઘવું એ જાગવા કરતાં બેહતર છે. તે તો સુવેલો જ ભલો. ભલેને, યુનિવર્સિટીના ઉંચા અભ્યાસથી તું એમ. એ; કે બી. એ. થયો હો, અને તે જાતનાં શિક્ષણથી ખુદા અને તેની બંદગી વીશે વસવસો થયો હો, તોપણ અભણ દેખાતા ખુદા–પરસ્તોની વચમાં માથું મારી તેમને પણ વગર યકીનના તું કરીશ મા. યકીન ચોર એ મ્હોટામાં મ્હોટો ચોર છે. વડો કુલપતી અબ્રાહામ, અબ્રાહામનો પુત્ર ઈસાક, અને ઈસાકનો પુત્ર

જેકબ એ સઘળા વાંચી લખી પણ જાણતા નો'તા. સાદી ત્રિરાશી પણ નો'તા કરી શકતા. બાઇબલમાં કહેલા મનુષ્યોના મૂળ વડવાઓ પણ અભણ હતા, પરંતુ તેઓ ઈશ્વર ભકિતથી ખુદાઇ જ્ઞાનમાં અને મીનોઇ મજામાં હાલના ગ્રેજ્યુએટો કરતાં લાખ દરજ્જે આગળ વધી ગયા હતા.

જળ વડે જેમ અંગ શુદ્ધ થાય છે, સત્ય વડે જેમ મન શુદ્ધ થાય છે, વિદ્યા અને તપ એ બેનો જોગ મળવાથી જેમ આત્મા શુદ્ધ થાય છે, અને જ્ઞાને કરીને જેમ બુદ્ધિ શુદ્ધ અને નિર્મળ થાય છે, તેમ ભક્તિએ કરીને દુઃખના લાગેલા ડાઘ, પાપનાં પડછાયાં, અને મનોવિકાર જરૂર જરૂર દૂર થાય છે.

## સબક ૫ મો.

### પાપનો પસ્તાવો કરી, ફર પાછો!

"In the morning this is a golden key to open the heart for God's service, and in the evening it is an iron lock to guard the heart against sin."—*Secker.*

**નસરઃ**—ભાઈ વિરાફ! ત્યારે તમારા કહેવા મુજબ તો પાપમાંથી છુટકારો પામવાને સારૂ જ બંદગી કરવાની જરૂર છે; તો પછી કર્મનું બંધારણ કેમ રહે? બંદગી કર્યે તો પાપ નષ્ટ થાય એ હું નથી માનતો. શુદ્ધ કર્મ વગર કાંઈ થઇ શકતું જ નથી.

**વિરાફઃ**—હે નસર! બંદગી કરતાં જે બંદો પોતાના પાપોનો પસ્તાવો કરતો જાય છે, ગુન્હાની માફી માંગતો જાય છે, અને તે ગુન્હા નહીં કરવાની કબુલત જેમ જેમ ખુદાતાલાને આપતો જાય છે, તેમ તેમ તેણે પાપ કે ગુન્હા કીધા જ નથી એવું તે દૃઢ કરતો જાય છે. તે બંદો આવી જાતની બંદગી કર્યા કીધાથી એવી સ્થિતિ પ્રાપ્ત કરે છે, કે પાછું તે જાતનું પ.પ તે કરે જ નહીં. જેને ખુદા ઉપર દૃઢ શ્રદ્ધા ને મજબુત યકીન ચોંટે તે તો ઇશ્વર ઉપર મજબુત આધાર રાખતો જ થઇ પડે છે; પરંતુ તેવી દ્રઢ યકીનદારી ન હોતાં હજી પણ જો તે વસવસો રાખતો હે.ય તો તેની બંદગી તેનાં પાપી કર્મોને કાપી નહીં શકે. પાપોની તોજેશ પૂરી કરવા સારૂ બંદગી તો અવશ્યની જ છે, પણ સાથે યકીનની તો ખાસ જરૂર છે.

એક વાણિયા અને મિયાંભાઇ વચ્ચે શરત પડી. વાણિયો કહે કે, "મ્હારો **રામ** જ ખરો છે!" મિયાંભાઇ કહેઃ "મ્હારો **રહેમાન** જ ખરો છે!"

"જો ત્હારો **રામ** ખરો હોય તો જોઉં, આ ઝાડ ઉપર ચઢીને **રામ** નામ લઇને કૂદકો મારને! ત્હારો બચાવ રામ કરે છે ખરો કે, તે હું જોઇ લઇશ!" લોક લોક ભેગું મળ્યું. વાણિયો તો ઝાડ ઉપર ચઢયો ને **રામ**નું નામ લેઇને આંધળાં

યકીનથી, આંખ મિચીને, કૂદકો મારી ભોંયે પડયો; અને સાજો સમો ઉભો થઇને મૂછો મરડીને મિયાંભાઇને કહેવા લાગ્યો;

"હવે ત્હારા **રહેમાનનો** તો પ્રતાપ બતાવ, જોઉં!" મિયાંને ખેલાલત લાગી. તેણે વિચાર્યું કે; "એનો **રામ** તો બળવાન ને તેજસ્વી દેખાય છે ખરો, કેમકે એનો હાથ કે પગ કંઇ ભાંગ્યો નહીં, મગર કોણ જાણે મ્હારા **રહેમાનમાં** એટલું પાણી નહીંએ હોય, તો પછી મ્હારી તો પાંસળી નકામી જ ભાંગશે!" આવું ડામાડોળ ઇમાન રાખીને ઝાડે ચઢયો, અને મનમાં તો રામનાં જ નામની મોટાઇનો વિશ્વાસ રાખી, બહારથી મોટેથી લોક સાંભળે તેમ રેહમાનનું નામ બોલી, ઝાડ ઉપરથી ભૂસ્કો માર્યો; એટલે મિયાંભાઇના તો બન્ને હાથ પગ ભાંગી ગયા. કારણકે તેનું દ્રઢ ઇમાન નો'તું. પરંતુ મિયાંજી એવું જ ગુમાન લઇ ગયા કે, **રામના** જ નામમાં કરામત છે, **રેહમાનના** નામમાં કંઈ કરામત કે બરકત નથી. ત્યારે વાણિયો કહેઃ—"હે મિયાંજી! શા માટે અમથા કૂટાઇ મરો છો! રામ ને રહેમાન તો સૌ એક ને એક જ, પણ તમારાં યકીન ડામાડોળ તેને રામે શું કરે, ને રહેમાને શું કરે?

"સાચું હરિનું નામ, ભાઇ સાચું હરિનું નામ;
ખોટી કાયા, ખોટી માયા, ખોટાં ધન સુખ ધામ—ભાઇ.
સાચ તજીને ખોટાં માટે, ભટકે તું શું કામ?
કાળા આવ્યા, કાળા જાશું, અંતે ઠાળું ઠામ—ભાઇ.
પ્રભુ ભજન ભવસાગર તારે, પણ તેનું નહિં ભાન.
ઘડી પલકનો નહિ ભરૂસો, **કાં ન રટિ લે રામ!**—ભાઇ."

સંસાર વહેવાર નિભાવવાની જ તમને સ્પૃહા હોવાથી તમે ભક્તિ કે જ્ઞાનના ખરેખરા અધિકારી થતા નથી. ભક્તિ જ્ઞાનના ખરેખરા અધિકારીને તો પોતાના વહેવાર બગડો કે સમરો તેની સ્પૃહા હોતી જ નથી. સંસાર વહેવારને સાધવા ઉપર તેનું નિશાન તો ટાંકેલું હોતું જ નથી. પરમેશ્વરનું અખંડ ચિંતન કરવું, અને તે માલેકને જ અંતરમાં તથા બહાર જોવા, એજ તમારો મૂખ્ય આશય અને કર્તવ્ય રાખો ભાઇ. અને આ કર્તવ્ય તથા આશય સિદ્ધ કરતાં તમારો વહેવાર બગડે કે સુધરે તેના ઉપર, ઓ ભાઇ! તમારી નજર રાખશો જ ના; તમારી દ્રષ્ટિ તો પરમાત્માના સ્વરૂપ સાથે અખંડ સંલગ્ન થઇ રહેવી જોઇએ. તમારાં આવાં વર્તનથી તમારો સંસાર વહેવાર તે માલેક કદિ બગાડશે જ નહીં; પરમાત્મા પોતે થઇને જ તેનું તો નિવારણ કરશે, તમે તે એકના ઉપર જ યકીન બાંધીને નિર્ભય રહી શકશો.

આદમીઓની રૂચિ જુદી જુદી હોવાથી તેમણે પોત પોતાની રૂચિ પ્રમાણે ખુદાની પાસે જવાના જૂદા જૂદા માર્ગો પસંદ કરેલા છે. કોઈ સાંખ્ય, કોઇ યોગ, કોઈ શૈવ, કોઇ વૈષ્ણવ, કોઇ મુસલમાન, કોઇ જરથોસ્તી, કોઇ ક્રિસ્તી, એ પ્રમાણે

અનેક માર્ગો છે, તેમાંના કોઇ એક માર્ગને એક માણસ શ્રેષ્ટ કહે છે, તો કોઈ બીજા માર્ગને જ પસંદ કરવાને લાયકનો જણાવે છે. કોઇને સરળ માર્ગ પસંદ પડે છે, તો કોઇને કડક ને કઠણ માર્ગ પસંદ પડે છે; પણ જમીન ઉપર પડેલું પાણી જેમ અનેક માર્ગે થઇને આખરે સમુદ્રમાં જ જાય છે, તેમ ગમે તે માર્ગ પસંદ કરે, તો પણ આખરે સર્વને એકઠા મળવાનું મધ્યબિંદુ તો પરમેશ્વર જ છે; તેના સિવાય બીજી ગતિ છે જ નહીં.

આપણું મન આખો દહાડો અહુરાના જ વિચારો કર્યા કરે એવું કરવું એ આપણા પોતાના જ હાથમાં છે; બીજો કોઈ આપણે માથે હાથ મૂકીને અહુરાનાં દર્શન કરાવે એમ માની વગર ભક્તિએ અચાસી પડી રહેવું મિથ્યા છે. હે નસર ! તું ત્હારા આત્મા વડે જ ત્હારા આત્માનો ઉદ્ધાર કર. ત્હારા જ પ્રયત્નથી ત્હારાં મનને પાપ મુક્ત કરીને શુદ્ધ વિચારો કરતું તેને બનાવ. નવાઈ જેવું તો એ છે, કે જે કામને તું કઠિન માની બેઠો છે, તે કામ તું પોતે પાર પાડવા માગે તો નહીં પાર પડવાનું અને બીજો તે કામ જો હાથ ધરશે તો પાર પાડી આપશે, એવું તું સમજતો થઈ ગયો છે; પરંતુ ત્હારૂં કામ ત્હારે જ હાથે જેટલું પાર પાડી શકાશે એટલું બીજાથી કદિ પાર પાડી શકાવાનું નહીં. ત્હારી જ બંદગી ન્હને કામ લાગશે.

કાનકો કામ ન નાક કરે, અરૂ નાકકો કામ ન કાનતૈં હોઇ;
આંખકો કામ ન જીભ કરૈ, અરૂ જીભકો કામ ન આંખતૈં હોઇ.
હાતકો કામ ન પાંઉં કરે, અરૂ પાંઉંકો કામ ન હાતતૈં હોઇ;
જ્ઞાન ન ઔર વિષે રસ ઈંદ્રિય, કયોં કરકે વહ ચેતન હોઇ ?

ભાઇ નસર ! આપણી પોતાની શ્રદ્ધાથી કરેલી ભકિત જ આપણને કામ લાગશે, ને પાપ મુકત કરશે, પણ શ્રદ્ધા યાને યકીન વગરનું તો બધું ખોટું જ છે. એબલે જે શ્રદ્ધાથી યજ્ઞ કર્યો, નોહાએ જે શ્રદ્ધાથી આર્ક (કમાન) ઉભી કીધી, અબ્રાહામે જે શ્રદ્ધાથી પોતાના ઘરનો ત્યાગ કર્યો, તે શ્રદ્ધા એક યા બીજી પુરાવાવાળી માન્યતામાં યકીન હોવાથી જ તેમણે ધાર્યું તે પાર પાડયું હતું. ગમે એવાં દુઃખ કે વિટંબણાને તેઓએ પોતાના યકીનથી જ હલકાં ગણ્યાં, ને જે સત્ય તેમને સત્ય લાગ્યું તે જ તેમણે કર્યું. દરરોજ હાવન ગેહમાં ભણતી વેળાએ મ્હને તો “ અમવન્તેમ, વેરેથ્રાજનેમ, વિત્બએષંઘહેમ, વીસ્પ ત્બએષાઓ તઉર્વયન્તેમ, વીસ્પ ત્બએષાઓ તિતરેન્તેમ;=પરમેશ્વરની ભકિતથી હિંમત આવે છે, કેમકે તે ફત્તેહ આપનારી, દ્વેષને દૂર કરનારી, તમામ ખાના–ખરાબીઓને તોડનારી, તમામ આફ્તોને ટાળનારી સચોટ માલુમ પડી છે. ક્રાઇસ્ટે પોતાના આખાં બાઇબલનો સાર એક વકીલને એટલો જ કહ્યો હતો કેઃ—“ ત્હારા ઇશ્વર પ્રભુ ઉપર ત્હારાં સઘળાં અંતઃકરણથી, ત્હારા અખંડ આત્માથી, ત્હારાં સઘળાં મનથી તું પ્રીતિ રાખજે. આ આજ્ઞા સૌથી પહેલી ને વળી મ્હોટી છે; અને બીજી પણ તેના જેવડી જ

મોટી આજ્ઞા છે તે એ કે; તું ત્હારા પાડોશીને પોતાની માફક જ ચ્હાજે અને તેને પણ સારો માર્ગ બતાવજે!" ભાઈ! આ બે આજ્ઞા ઉપર સઘળા ધર્મ અને પેગંબરોના શિક્ષણનો આધાર છે. માટે જ હું ત્હને બંદગી કરવાનો સારો માર્ગ બતાવવાની મ્હારી ફરજ સમજું છું. જો ત્હારૂં દિલ પાક હોય, અને પ્રેમભક્તિ ને રાસ્ત-બંદગી મજબુત હશે તો ત્હારો કોઈ પણ પાસો અવળો પડશે જ નહીં; ને પડશે તો જણાશે નહીં; ને જણાશે તો તું જ ખમી લેશે. મ્હોટાં તુફાન પછી આપણે એકદમ સંધું શાંત પડી ગએલું વારંવાર અનુભવ્યે છિયે, કે રાતના ગભરાટોને આપણી સહવારો આનંદમાં ફેરવી દે છે. માટે

ચુનાન રવ કે પૂરસદત રૂઝે શુમાર;
ન પીચી સર અઝ શર્મે પરવરદેગાર.

હે ભાઈ! તું આપણી બંદગીના રૂડા માર્ગે ચાલ્યો જા, કે જે દહાડે કયામતનો વખત આવશે, અને "તેં ખુદાને યાદ કર્યો કેમ નહીં?" એમ સવાલ કરવામાં આવશે, ત્યારે ત્હને ખેજાલત લાગીને શરમથી ત્હારૂં મોઢું ત્હને નીચું કરવું નહીં પડે!

**નસર**—"ભાઈ વિરાફ! જેઓ બંદગી નથી કરતાં તેઓ કાંઇ ભૂખ્યાં સુતાં નથી. સૂર્યનો પ્રકાશ મેળવવાને પણ નાલાયક એવા પાગલ પાપી મનુષ્યો કેટલાં બધાં પડેલાં છે, તોએ સૂર્ય તો તેમના ઘરમાં તડકો ને પ્રકાશ બન્ને નાંખે છે જ. ત્યારે બંદગીથી વધુ શું થવાનું છે?" નહીં ભાઈ, નહીં. એમાં ત્હારી સમજ ફેર થાય છે. વિરાફ બોલ્યો:—

ખુદાવંદે રૂઝી બ હક મુશ્તગેલ;
પરાગંદે રૂઝી પરાગંદે દેલ.

રોજી અને દોલતના સાહેબો તો હમેશાં હકતાલાની યાદમાં જ ગુંથાયલા રહે, અને પરાગંદે રોજીવાળા યાને વગર પુંજીવાળાઓ જ હમેશાં દુઃખી ને પરાગંદે દીલથી રહે છે. આ દુન્યાંની દૌલતને જેમ ઉંઘમાં લોકો સારી કે માઠી વસ્તુ લેખે જૂએ છે, પણ જાગ્યા પછી કાંઈ વસ્તુ રહેતી નથી, તેવી જ આ દુન્યાની દૌલત છે. જેના વડે સર્વ સાચાં સુખની પ્રાપ્તિ થાય છે, તથા પારમાર્થિક મુક્તિ અને મીનોઈ સુખ પણ પ્રાપ્ત થાય છે તે ધર્મ અને ભક્તિથી જ થાય છે, એકલી દૌલતથી નહીં. માણસ જેમ જેમ સુધરતું જાય છે, તેમ તેમ તેની ધર્મભાવના અને ઇશ્વર ઉપરનો પ્રેમ અને વિશ્વાસ પણ સુધરતો જાય છે. ભાઇ નસર! તું ખુદાતાલાના ભેદના ઉંડાણમાં હમણા ઉતરી શકતો નથી, માટે એ ગુહ્ય ને ગુપ્ત વાતમાં વાદવિવાદ કરવાનું છોડી દઇ આજથી જ જરા જરા બંદગી કરવા લાગ!

જેહાંદાર તા ઇન જેહાન આફરીદ;
કિલીદે દરે રાઝે ઊ કસ ન દીદ.

આ જગત્ જ્યારથી તે માલેકે પાકે ઉત્પન્ન કર્યું છે ત્યારથી આજ વેર તે સાહેબના ભેદ ભરમોના છુપા દરવાજાની કુંચી કોઇને હાથ લાગી નથી. એ તો એવું છે કે; માણુસને જેમ જેમ પોતાના આત્મા ઉપર શ્રદ્ધા વધતી જાય છે અને ભકિત વડે પોતાને તુચ્છ જીવરૂપે માનતો જ્યારે માણુસ બંધ પડે છે, ત્યારે જ તે પોતાને વધારે ને વધારે ઉચ્ચ સામર્થવાળો માનતો થાય છે, અને તેમ તેમ તેના શરીરનું પણ ઉચ્ચ બંધારણ થતું જાય છે. ખુદાના નામની એવી બરકત છે.

રામ નામ તો રત્ન હે, જીવ જતન કર રાખ;
જબ પડેગી સંકડી; તબ રાખે રઘુનાથ.

પ્રથમમાં તો ભાવ રાખીને ભકિત કીધાથી, તેમજ કુદ્રતનો આદરભાવ પૂર્વક અભ્યાસ કરવાથી, મનુષ્ય જીવનને અંગે રહેલાં સુખનાં સાધનોમાં એટલો બધો વધારો કરી શકાય છે, કે છેવટે આપોઆપ તે અહુરાનું તેને જ્ઞાન થઇ જાય છે. ત્હારા દિલમાં ભાવ રાખીને જો તું અહુરા–નામનો જપ કરશે, તો ત્હારાં સર્વ દુઃખો નાશ પામશે, અને પછી ધીમે ધીમે જો તું દ્રઢ યકીનદારીથી તેને ભજવા માંડશે તો જરૂર જ પાપ મુકત થઇને ખુદાના ખોળામાં માથું મૂકવાને તું ભાગ્યશાળી થઇશ. તું હાલ તો કથીર જેવો છે, પણ ભકિતભાવથી તપ જપ કરશે તો તું કંચન જેવો થઇશ. જે અહુરા અગ્નિમાં છે, જે જળમાં છે, જે આખા જગત્માં પ્રસરી રહેલો છે, જે ઓસડમાં છે, જે વનસ્પતિમાં છે, તે અહુરાને તું વારંવાર નમસ્કાર કર! ભાઇ, ત્હારૂં અંતઃકરણ પણ ત્હારા ઇશ્વર રૂપ જ છે. માણુસ પાપી કર્મ કરવા તરફ દોરાય ત્યારે એ જ ઇશ્વર તેને પાછું વાળીને ઠપકો આપે છે, કેમકે માણુસનું દરેક પાપ એ "અંતઃકરણ–ઇશ્વર" જૂએ છે ને જાણે છે. એટલા માટે તે અહુરાની પ્રાર્થના કરવાથી જ માણુસની વૃત્તિઓ જરૂર શાંત અને પવિત્ર થશે. ભાઇ! ફકત "દુઃખે સંભારે રામ" એમ સંકટ સમયે જ અહુરાને યાદ કરવો એ ડહાપણ ભરેલું નથી. સુખના દિવસોમાં પણ તે માલેકનો આભાર માનવાનું માણુસે ચુકવું જોઇતું નથી. ભાઇ નસર! હમણા તું અજ્ઞાન છું, માટે એકદમ જ અહુરા વીશે ખરૂં નરૂં કરવા નહિ બેસ. ફરીથી કહું છું કે;

તૂ રાઝે જેહાં તા તવાની મ જૂઇ;
કે ઉ ઝૂદ પીચદ ઝે જૂઇયન્દ રૂઇ.

હમણા ને હમણા જ તું બનતાં સુધી ખલકતની કુદ્રતનો ભેદ શોધવાની માથાઝીક ના કર; કારણ કે, વગર અધિકારે ખાલેકે મખલુકનો ગુપ્ત ભેદ શોધનારાથી તો તે સાહેબ પોતાનું મોઢું તુર્તજ ફેરવી નાંખે છે. માટે તું ભ્રાંતિમાં ને ભ્રાંતિમાં ત્હારૂં જીવન બરબાદ નહીં કર.

"ચશ્મેકે દિયેસેં જૈસેં, છોટાઉ બડોસો લાગે,
દૂસરો નિહારે બડો, છોટો સોઇ લગતુ હૈ;

કાંચહીકી ધરનીમાંય, નીર સમ ભાસ પરે,
નીરમાંય કહૂં કહૂં, કાંચ જૈસો જગતુ હે;
નૈયાકે ચલેસેં તીર, તરૂવરહિ ચલિત લાગે,
બાદરકે દૌરે માનૌં, ચંદ્રમાહિ ભગતુ હે;
જૈસેં ઈંદ્રજાલ વારે, પાંખતેં પંખેરૂ ભાંખે,
તૈસેં બ્રહ્મ ચેતનમાંય, ભાસત હે જગતુ હે."

અંતર્ગોળ ઉપનેત્ર જેવી આંખે ચશ્મો ચઢાવ્યાથી નાનો પદાર્થ ભ્રાંતિથી મ્હોટો દેખાય છે. બહિર્ગોળ ઉપનેત્ર જેવી આંખે ચશ્મો લગાડવાથી મોટો પદાર્થ ભ્રાંતિથી નાનો દેખાય છે. બિલોરી કાચની ભૂમિમાં જળની ભ્રાંતિથી જળ દેખાય છે. વહાણ કે રેલવેગાડી ચાલે છે ત્યારે આસપાસનાં જાણે કે ઝાડો ચાલતાં હોય નહીં શું એવું ભ્રાંતિથી માલુમ પડે છે. વાદળાંના દોડવાથી જાણે કે ચંદ્રમા ચાલતો હોય અને તારાઓ દોડતા હોય એવું ભ્રાંતિથી ભાસે છે. તથા ઇંદ્રજાળથી જેવી રીતે, પાંખનું પક્ષી દેખાય છે તેવી જ રીતે બ્રહ્મ ચેતનને વિષે જગત્‌માં આપણી ભ્રાંતિ થાય છે. આ મર્મ જાણી લે ભાઇ, જાણી લે !

# સબક ૬ ઠો.

## અહુરીશુરની આરાધના માર્ફતે બંદગીનું ફળ.

"Heaven is the magazine wherein God puts
Both good and evil; prayer's the Key that shuts
And opens this great treasure; 'tis a key
Whose words are *Faith*, and *Hope*, and *Charity*."

**નસરઃ**—ભાઇ વિરાફ ! તમારા પાંચ સબકોથી મ્હારા વિચારમાં અલબત્ત કેટલોક ફેર પડયો છે, પરંતુ આપણા લોકો એક ખુદાને મૂકી ખોરશેદ, મેહેર, માહબોખતાર, આતશ, પાણી, હવા, વિગેરેની નિયાએસો ને યશ્તો ભણવાથી શું સાર્થક કરવા માંગે છે ? તે ભણવાથી ખુદાની શું બંદગી થાય ? પાણી કે આતશ પાસેથી માંગવાથી તે શું આપી શકે ? પથ્થરથી બનેલા સેતારાઓ અને ચંદ્રમા પાસે મુરાદ વ્હાવાથી શું મળે ? જો એકલા એક ખુદાની બંદગી આપણી પાસે કાંઇ હોય, ને તે કરવામાં આવે તો સમજ્યા, ઠીક જ છે, પરંતુ તેશતર તીરને નામે તારાઓ અને સેતારાઓની બંદગી કરવી એ શું વાહિયાત વિચાર નથી ?

**વિરાફઃ**—ભાઇ નસર ! ત્હને કંઇક અસર થઇ, તેમ કંઇક કસર પણ રહી. અજ્ઞાનોનો ભક્તિભાવ વહેમમાં રહેલો છે, પરંતુ જ્ઞાનીઓની ભક્તિ તો પવિત્રાઇમાં રહેલી છે. પરમેશ્વર કાંઈ ભક્તિ કરવાની જુદી જુદી રૂઢીઓને જોતા નથી, પરંતુ

મનુષ્યના મનના ભાવ અને પ્રેમને જૂએ છે. ઉચ્ચમાં ઉચ્ચ ધર્મની પવિત્ર મીલકત ધરાવનારાની ઢોંગી ભક્તિ તરફ તે બાડી નજરે પણ જોતા નથી, પરંતુ જો એક મૂર્તિપુજક પણ હોય, ને તેની ભકિત સાચાં હૈયાંની હોય તો તે બંદગી પ્રભુને બહુ પ્રિય છે. આજના જમાનામાં તો સુધરેલા સમયનું એ જ સુત્ર થઇ પડયું છે કે, જેનું કાંઇ પણ ફળ પ્રત્યક્ષ તુર્તાતુર્ત દેખાય એવું રોજ ઉઠીને કાંઈને કાંઇ કર્યા કરવું.

એક યોગી તપ કરવા બેઠો હતો, તે ૧૨ વર્ષ પૂરાં કીધા પછી ઉઠયો, અને પાણી પીવા માટે એક કુવાની પાસે ગયો. પાસે દોરડી ન હોવાથી આમ તેમ શોધવાને આભરો ગાભરો પડવા લાગ્યો, પણ રસી કાંઇ તેને હાથ લાગી નહીં. તેજ સમયે એક તરસું હરણ તે કુવાની પાળે આવી લાગ્યું. કુવો ઉંડો જોઈ તે નાચાર થયું; આકાશ તરફ ઉંચે ખુદા તરફ ડોળા ફાડીને જોતું સ્તબ્ધ ઉભું તે બસ ડોળા ચઢાવી ઉભું જ રહ્યું, પણ પેલા તપેશ્રીની માફક બીજી દોડાદોડી નો'તું કરતું. ઘણી વારે ખુદાની દયા તેના ઉપર ઉતરી, અને કુવાના પાણીની ધારા સરસર કરતી ઉંચે ચઢી આવી, અને તે વાચા વગરનાં મૂગાં પ્રાણીનાં ઉંઘાડેલાં મોઢામાં તે પડવા લાગી. તરસ છિપાવ્યા પછી પાછું ઉંચે આકાશ તરફ ઘણીક વાર જોઇ જોઇને ત્યાંથી તે હરણું ચાલ્યું ગયું. આ કૌતક દેખી પેલા યોગી હતા તેમને પોતાની ભક્તિનું અભિમાન થવાથી ઇશ્વર ઉપર તપી જવા લાગ્યા, અને અશ્રદ્ધાથી બકવા લાગ્યા કે; "આ કેવો અન્યાય! બાર બાર વર્ષ હે પ્રભુ! ત્હારી સેવા ચાકરી કરી કરીને મૂઓ છતાં મ્હને તરસો રાખ્યો, અને આ જંગલી જેવાં હરણાંની તરસ ભાંગી તો ભાંગી, પણ વળી પાણી પણ પોતાની મેળે તેના મોઢાંમાં કેમ રેડાયું? આ કેવો ગેર ઇનસાફ!"

એટલામાં આકાશવાણી થઇ રહી કે:—"ત્હારો યોગી તરીકે મ્હારા ઉપર જ જો દ્રઢ વિશ્વાસ હોત તો તું રસીને ઢુંડવા ન જાત, પરંતુ મ્હને જ શોધતો મ્હારી આશા ઉપર ઉભો રહેત! તથાપિ મ્હને શોધવાને બદલે તું તો રસી શોધવા પડયો; અને હરણું તો બાપડું બીજું ખાંખોર્યું શોધવા ન જતાં મ્હારા તરફ જ મ્હોં વકાસીને વિશ્વાસે ઉભું રહ્યું, ને તેનું માગ્યું તેને મળ્યું! પાણી ઉપર પણ મ્હારા નિમેલા દેવતા ફરેસ્તાઓ મુકરર કરેલા મવક્કલ છે, પાણીની ભક્તિ કરનારો પણ તેના મવક્કલ ફરેસ્તા મારફતે મ્હારી જ ભકિત કરે છે!"

ભુખેકો હર ભોજન દેત હે, પ્યાસેકુ પાણી;<br>
ઉનકી દરયા યું કહે, **"મેં નેકી કર જાણી."**

હે નસર! આતશ કે પાણી એ સર્વ ત્હને જડ વસ્તુ જણાય છે; અને તેની આરાધના કરવી ત્હને મિથ્યા જણાય છે, પરંતુ તે અગ્નિ કે જળના સમુહના મવક્કલ ( અધિષ્ટાતા=Presiding deity ) ફરેસ્તાઓ તો રાત ને દહાડો તેમની આસપાસ હોય છે જ. તું જો ગેબી શકિતઓને માનનારો હોય, આ જડ જગત્

ઉપરાંત અનદીઠ મીનોઇ જગતો અને શકિતઓની હયાતિ માનનારો થાય તો હું ત્હને માત્ર આવાં અરૂદ્વિશુરની આરાધનાના કેવા કેવા ફાયદા છે તે આપણા અવસ્તાના પુસ્તકમાંથી ત્હને કહી સંભળાઉં છું.

આવાં અરૂદ્વિશુર નદી જે મુરાદ બર લાવનારી ને મુશકેલીની આસાન કરનારી ગંગા જમના જેવી મહા પવિત્ર નદી ઇરાન દેશમાં પુજ્ય ગણાતી હતી, તેની મારફતે ભલા પાદશાહો પણ ભલી મુરાદ માગતા હતા, ને તે મુરાદ સફળ થતી હતી. પરંતુ બુરા, દુષ્ટ, ત્રણ મોઢાંના (એક મોઢું પોતાનું ને બે મોઢાં જેના ખભા ઉપર રહેલાં સર્પ રૂપી દર્દોના મોઢાં) ઝુહાક પાદશાહે બાબીલોનમાં સો ઘોડા, હજાર બળદ, અને દશ હજાર મેઢાં બોકરાંનું બળિદાન એ પાક નદીને આપીને, આટલા બધા ભોગ ધરાવીને શું માગ્યું? "ઓ ખુબીવાળી, ઘણો જ ફાયદો કરનારી, નિર્મળ અરૂદ્વીશૂર! તું મ્હને મ્હારી માત્ર આ એક જ મુરાદ બક્ષ, કે **સાતે કેશ્વરોને (સાતે ખંડોને) હું મનુષ્ય વગરના ઉજડ વેરાન કરી શકું!"** નિર્મળ અરૂદ્વીશૂરે (પાણી ઉપર મવક્કલ કરેલા ફરેસ્તા મારફતે) નાપાક ઝુહાકની આ દુષ્ટ માગણી, બુરી ઇચ્છા, અને અવર બંદગી કબુલ રાખી નો'તી. આ તો ખુદાતાલાની ઇચ્છા વિરૂદ્ધની માગણી કહેવાય. આ તો એકદમ પરમેશ્વરપણું છિનવી લેવાની મુરાદ થઇ! એટલે પાણી ઉપર નિર્માણ કરેલો ફરેસ્તો (મીનોઇ શક્તિ) નાખુશ રહ્યો.

બે તર્સ અઝ ખુદાયે જેહાન આફ્રીન;
કે તખ્ત આફ્રીદો કોલાહો નેગીન.

**હે ઝોહાક!** આ સૃષ્ટિને ઉત્પન્ન કરનારા પાક પરવરદેગારની કુદ્રતથી ડરીને ચાલ, કેમકે ત્હારૂં આ તખ્ત અને તાજ તથા નગીના સર્વ કાંઇ તેણે જ ત્હારે માટે સરજેલાં છે. ત્હારી શુભ મુરાદ હશે તે જ પાર પડશે, અશુભ મુરાદ વ્યર્થ જશે, અને ત્હારૂં ભુંડું ચિંતેલું ત્હારા જ માથામાં વાગશે.

જીંદગી ખાસ અઝ બરાએ બંદગીસ્ત;
જીંદગી બી બંદગી શરમીંદગીસ્ત.

આપણું જીવવું ખાસ શુભ બંદગી કરવા થકી જ છે, કેમકે શુભ બંદગી વગરની જીંદગી એ તો મ્હોટી શરમીંદગી જ છે. ભાઇ નસર! વિશ્વાસ રાખીને હવે સાંભળ.

માટીનો બનેલો માનવી પણ બંદગીને લીધે ખુદાઇ જીંદગી ગુજારી શકે એમ કહેવામાં હું ઉતાવળો કહેવાઇશ નહીં. એક ફકીરને જેમ બંદગીની જરૂર છે, તેમ જ એક પાદશાહ, એક પહેલવાન, કે એક પેગમ્બરને પણ બંદગીની અગત્ય જણાય છે; અને તે બંદગી, એક નહીં વર્ણવી શકાય એવી શક્તિની હોવી જોઇએ. જો અલંકારિક લખાણનો અનર્થ નહીં થતો હોય, તો ખુદ ખુદાતાલાએ આ પૃથ્વિ કે સર્વ સૃષ્ટિ પેદા કરતી વેળાએ, એક અણદીઠ સ્વશક્તિ, જેનું વર્ણન નહીં આપી

શકાય એવી ખુદ શક્તિ, જે પરમાત્મા પરબ્રહ્મની પોતાની સાથેની જ પોતાનામાં હયાતી ભોગવનારી હતી, તે શક્તિ પાસે કાંઇક માગી લીધું, અને આ સૃષ્ટિ રચનાનું પેદા થવાનું કારણ બન્યું. પરંતુ ઈનશાનમાં તેટલી સ્વશક્તિની સમજના અંધારાંને લીધે, જે એક ઉજ્જવળ શક્તિના છાયામાં રહી તેની બંદગી કરવાની છે, તે માત્ર **એક ખુદાની** છે. સૅંટ પૅાલનું કહેવું છે કે; "જે માણસે પ્રભુની નજીક આવવું હોય તેણે એટલું તો યકીન રાખવું જ જોઇએ, કે તે સાહેબની શોધમાં જે માણસ ખંતથી મચ્યો રહે છે તેને તે જરૂર બદલો આપે છે જ." એવું એવું માનીને જ બંદગી કર; ઓ ભાઇ! જેથી ત્હારા ખ્યાલમાંએ નહીં હોય એવું નવનવું સુખ તું જરૂર જ ભોગવીશ. આપણા પાક પેગમ્બર સાહેબે પણ બંદગીમાં જ શાંતિનું સુખ સમાયલું જાહેર કર્યું છે. સર્વ ધર્મોપદેશકોએ ઈશ્વરની ભક્તિમાં જ શાંતિ અને સુખ સમાયલાં જાહેર કરેલાં છે. તેમણે બંદગીના ત્રણ પ્રકારો પાડેલા છે. ૧–હુમતેથી બંદગી કરવાની રૂઢી. ૨–હુખ્તેથી ભકિત ભાવ બતાવવાની રીતિ. ૩–હુઅરેશ્તથી ભકિત કરવાનો માર્ગ. એ ત્રણે પ્રકારની બંદગી કરનારો સર્વોત્તમ ભકત ગણાય, તોપણ જેનાથી ત્રણે માર્ગે બંદગી નહીં જ થઇ શકતી હોય તેણે નિદાન બંદગીના સાધારણ થતા અર્થમાં પણ બંદગીવાળી જીંદગી અખત્યાર કરવાની જરૂર છે. ઈશ્વર અને તેની પેદાયશ વીશે સારૂં વિચારો, સૌનું સારૂં ઇચ્છો, અને કુલ જેહાનનું ભલું ચિંતો, તે પણ એક પ્રકારની બંદગી જ છે. પરંતુ માણસનું મન, નિર્મળતાથી સર્વનું ભલું ઇચ્છવા જેવું પોતાનું અંતઃકરણ સ્વચ્છ રાખવાને, તથા પોતાના અંતઃકરણને સદમાર્ગે ચાલતું કરવાને, રેતીમાંથી તેલ કાઢવાના કામ કરતાં પણ વિશેષ ભારે ગણવામાં રોકાયલું રહે છે. **બન્યન** કહે છે કે; બંદગીમાં તો વગર દિલે માત્ર મોઢેથી શબ્દ ઉચ્ચારવા કરતાં, શબ્દ વગરનું અંતઃકરણ વધારે સરસ છે. વળી ઇશ્વર અને તેની પેદાયશ માટે સારૂં બોલવાનું કામ, જેને આજનો જમાનો બંદગી જ ગણે છે, તે કામ બંદગી જેવું છે ખરૂં, પરંતુ તે રૂડું બોલવું એટલે મોઢે મીઠું બોલીને અંતર્યામ મેલું રાખવું એ કેવળ અઘટિત છે. **રીચટર**ના કહેવા પ્રમાણે, સાચી બંદગીથી આપણું દિલ ચોખ્ખું થઇ હલકું પડે છે, અને આપણે પોતાને જ સધ્યારો અને હિંમત આપીએ છિયે. પાછળ આવતી બલા, આપદા, વિપત્તિ, કે આફત સામે ટકી રહેવાને બંદગીથી તો એક ઢાલ બરાબરની હિંમત રહે છે; તો જો કે થનાર વસ્તુ તે તો થવાની જ, પરંતુ જે થવાનું તે ભુંડું થવાનું છે એવો આપણામાંથી ખ્યાલ જ નિકળી જાય છે. વળી ઇશ્વર અને તેની પેદાયશ માટે સારાં કામો કરવાં એ પણ એક જાતની બંદગી ગણવામાં આવે છે. ખરાં અંતઃકરણવાળો એક સિપાહ બચ્ચો જો કે રણભૂમિમાં હજારોનાં ગળાં કાપી લોહીની નદી વહેવડાવે છે, તોપણ તે તેનો ધર્મ અને તેનું કર્તવ્ય હોવાથી તે કામને તેની બંદગી ગણવામાં આવે છે. ભગવદ્ગીતામાં જયારે અર્જુન પોતાના સગાંસ્નેહિઓ સાથે યુદ્ધ કરવાની

આંચકી કરે છે, ત્યારે શ્રી કૃષ્ણ ભગવાન તે યોદ્ધાને પોતાનો ધર્મ બજાવવા સારૂ લડાઇ લડવા પણ ફરમાવે છે. એ પ્રમાણે આપણા પોતાના ધર્મ અથવા કર્તવ્ય, (તે યથાયોગ્ય કરવાના કામને) ભકિત બરાબર જ ગણવા કહેવામાં આવ્યું છે. તેમ છતાં, બંદગીની સંજ્ઞામાં સુકૃત્યને મેળવવાની ભૂલ બતાવવામાં આવે છે. **લોર્ડ એસ્લીએ** એડજહીલની લડાઇ વખ્તે પહેલો બાર છોડયો ત્યારે પ્રથમ તેણે એક ટુંકી બંદગી કરી હતી કે; "ઓ ખુદા! તું જાણે છે કે, આજ રોજે હું કેટલો બધો રોકાઇ જઇશ! તેથી જો હું તુંને ભૂલી જાઉં, તોપણ તું મ્હને ના ભૂલી જઇશ!" ટુંકમાં, ભકિત સર્વદા શુભ ઇચ્છાવાળી જ હોવી જોઇએ.

જૂઓ, કે ઘાતકી અધર્મી તુરાની અફ્રાસીઆબે પણ હંગે અફ્રાસીઆબ નામના ગુફામાં, પોતાનાં ક્રૂર કામો પાર પાડવાનાં ભોંયરાંમાં, સો ઘોડા, હજાર બળદ, અને દશ હજાર ન્હાનાં ગોસ્પંદો કહેતાં બકરાં મેઢાંનો ભોગ આપી અર્દ્વીસૂર પાસે એવું વરદાન માગ્યું હતું કે; "ઓ ખુબીવાળી, ઘણોજ ફાયદો આપનારી નિર્મળ અર્દ્વીસૂર! તું મ્હારી એટલી જ મુરાદ પાર પાડ, કે વોઉરૂકશ દરિયાની વચ્ચો વચ્ચમાં જે બુલંદ ખોરેહ છે તે હું લઇ લઉં! જે ખોરેહ ઇરાન દેશના મુલકોમાં જન્મેલા તથા આયંદે જન્મનારા લોકોનું છે, તથા જે ખોરેહ અશો પેગમ્બર જરથોસ્તનું છે, તે પણ હું લઇ જાઉં!" અર્થાત્, સઘળા ઇરાનીઓની કીર્તિ, જાહોજલાલી, તથા તેમના અશો ખોરેહને લીધે પ્રાપ્ત થએલા તેમના સર્વ સદ્ગુણો, જેને લઇને ઇરાનીઓ મશહૂર છે, તે સઘળું હુંજ છિનવી લઉં, અને તેમને બેઇજત ને બેઆબ્રુ કરૂં!" પરન્તુ તેની આ દુષ્ટ માગણી અર્દ્વીસૂરે એટલે કે અર્દ્વીસૂર ઉપર મવક્કલ કરેલી ફરેસ્તાઇ શક્તિ મારફતે, અહૂરાએ મંજુર રાખી નો'તી. ખુદાની કુદ્રતથી જે કોઇ એવી બેહુદી માગણી કરીને પોતાની ઇંદ્રિયોની વાસના તૃપ્ત કરવા માગે તે ખુવાર જ થાય. શુભ માગો તો શુભ મળે, અશુભ માગો તો અશુભ જ મળે.

**धर्म्मार्थौ यः परित्यज्य स्यादिन्द्रियव शानुगः।**
**श्रीप्राण धनदारेभ्यः क्षिप्रं सपरिहीयते॥**

જે મનુષ્ય ધર્મ અને અર્થનો ત્યાગ કરીને પોતાની સ્વાર્થી ઇન્દ્રિયોની વાસનાને આધીન થાય છે તે લક્ષ્મીથી, પ્રાણીથી, ધનથી અને સ્રીથી પણ જલદીથી છૂટો પડી જાય છે. માટે હે ભાઇ, દુષ્ટ માગણીવાળી બંદગી તું કરીશ જ ના, જો કરીશ તો ઉલટું ત્હારૂં જ નરસ થશે.

એક ભાષણ કર્તા સારા ઉપદેશો થકી અંતઃકરણ પૂર્વક સારૂં ભાષણ કરતો હશે તો તે ભાષણને પણ બંદગી ગણવામાં આવે છે. એક ખેડુત ઉંઘાડા ખેતરમાં ચત્તોપાટ પડીને કોઇવાર ચંદ્રના ચાંદરણાની વખાણ કરતો, તો કોઇ વાર ચંદ્ર ઉપર વાદળાંઓનું પડ લેપાવાથી અંધારૂં નિહાળતો; અને તુર્ત જ વરસાદના ઝીણાં છાંટામાં ભિંજાઇ જવા બાદ, થોડી વારમાં પાછું પોતાના શરીર ઉપર ચાંદરણાંને

ઓઢતો જોઇ, મનમાં કુદ્રતની જે ઉંડી અજાયબીની હાયનો એક શ્વાસ મૂંગો મૂંગો, પડયો પડયો કાઢે છે, તેને બંદગી ગણે છે. **જેનોફન** જણાવે છે કે, હે ભાઇ! ત્હારૂં દરેક કામ કરવા પહેલાં પ્રભુને યાદ કરીને તેની બંદગી કર; અને બંદગી એવી નિષ્ઠાથી કર, કે તે સાહેબ તે કામનો સારો છેડો લાવે. જેથી કરીને **સેંટ-પોલના** કહેવા પ્રમાણે, તે સાહેબને તું ત્હારી અરજ, તથા શુક્રગુજારી, જો બંદગીની સાથે સાથે કરશે, તો તે દયાળુ ઇશ્વર ત્હને જરૂર જ સહાય થશે.

આમ છતાં બંદગીની ખરી સંજ્ઞા તો ઉપલા દાખલાઓથી પણ જૂદી જ કહેલી છે. બંદગી તે શું, અને તે કોની કરવી જોઇએ? પ્રથમ એકલા ખુદાનું, પછી તેનાં મહા કૃત્યોનું, અને પછી તે મહા કૃત્યો ઉપરથી ઉપજતા ઉપકારના ઉભરાઓનું ધ્યાન કરીને, મનન પૂર્વક જે એકની સ્તુતિ કરી, આપણે તેનામાં અને તે આપણામાં ભેળાઈ જાય એવી ભકિત કરવી, તે જ ખરી બંદગી છે. પણ આપણું **મન** તે કામ માટે મજબુત જોઇએ. પ્રથમ તો ખુદાનાં અસ્તિત્વ વીશે આપણું યકીન પોલાદ જેવું દૃઢ જોઇએ. પછી ખુદા, તેની કુદ્રત, તથા બંદગી કરનારનું પોતા વિષેનું જ્ઞાન અને અનુભવ અવશ્ય થવાં જોઇએ. નસરઃ--પણ આવો અનુભવ શી રીતે લઇ શકાય તે તો તમે સમજાવતા જ નથી. **વિરાફ**:--ભાઇ! તેનો કાંઇક ખ્યાલ હું ત્હને આપીશ. ૧ લું--આપણે પોતે, આ જગત્, સઘળી સૃષ્ટિઓ, અને ઇશ્વર એ સૌ **ફકત એક જ ચીજ છે;** અને આપણે ખુદાથી જૂદા નથી, તેમ ખુદા આપણાથી જૂદા નથી, એવી જાતનાં ઉચ્ચ પ્રકારનાં જ્ઞાનનું પ્રાપ્ત થવું જોઇએ. ૨ જું--આ જગત્, સૂર્ય, ચંદ્ર, ગ્રહો, મા બાપ એ સર્વ કાંઇ જ નથી; એ તો આપણા મનના ચાળા છે, સ્વપ્ના સરખું છે, એવી જાતનું પ્રૌઢ જ્ઞાનનું સંપાદન થવું જોઇએ. આપણે કલ્પના કરી તેથી આ સર્વ ખેલ વસ્તુતઃ ખરો કે ખોટો લાગે છે. મનની વાસનાથી જ જે જોવાનું તે આપણે જોઇએ છિયે, સાંભળવાનું સાંભળ્યે છિયે, સુંઘવાનું સુંઘીએ છિયે, અને એક ચીજનો સ્પર્શ થવાથી લાગણી થાય છે, એ વીશેના સંગીન જ્ઞાનનું હાંસલ થવું જોઇએ. ૩ જું--એ વાસના જે દહાડે નાબુદ થાય છે, તે દહાડે ખરૂં શું અને ખોટું શું તે આપો આપ જણાઈ જાય છે, જેથી ખુદામાં તમે અને તમારામાં ખુદા તો સાકર અને દુધનાં મિશ્રણની માફક મળી જશે, એવી જાતનું યકીન થવું જરૂરનું છે. એ વાસના પેદા કરનાર એક મહાન અનદીઠ શક્તિ છે તેને **ખુદા** ગણો, જેણે નહીંનું હા કરી મેલ્યું છે, જેણે એક ઝીણામાં ઝીણી રજકણ, અણુ, કે પરમાણુમાં આખી દુન્યાંની દુન્યાં વાસનાને લીધે પેદા કરેલી જાણો; જે સિદ્ધાંતને લીધે જગત્ એક નહીં, એક લાખ નહીં, એક પ્રાધ નહીં પણ ગણત્રિજ નહીં થાય એટલાં જગતો વાસનાથી પેદા કરેલાં છે એમ માનો; હજારો સૂર્યો, લાખો ચંદ્ર અને અગણિત તારાઓ વાસનાને લીધે જ અસ્તિત્વ પામેલા છે એમ ભાન લાવો. એવાં અગાધ જ્ઞાન, ઉંચા એલમ, અને મ્હોટી બુદ્ધિ પ્રાપ્ત થયા વિના ઇશ્વરનું

ખરેખરૂં સ્વરૂપ દેખાવું કઠણ છે. આ પ્રકારના વિચારોમાં ગોથાં ખાઈ એક જણ કહેશે કે, એક રજકણ લાખો કે કરોડો વર્ષે એક પાદશાહ કે એક પીર કે એક પેગંબર કે એક ફરેસ્તો પણ બની શકે છે. જ્યારે બીજો કહેશે કે, જે કપડાંને દરજી આજે સિવે છે, તેજ કપડું એક દહાડે દરજી થઇને પેલા દરજીને કપડાંની હાલતમાં સિવશે; જે હથોડાએ લુહાર આજે લોઢાંને ટીપે છે, તેજ હથોડો એક દિન તે લુહારનેજ ટીપશે. જે કપડાંને ધોબી આજે પથ્થર ઉપર પછાડીને ધુએ છે, તે જ કપડાં એક વખત તે જ ધોબીને પથ્થર ઉપર ઝીંકશે. અને તેનો ભેદ પૂછશો તો એવું જ કહેવામાં આવશે કે, ધૂળની એક રજ (અણુ) પણ કાળયોગે આદમીનો અવતાર લઇ શકશે, અને એક મનુષ્ય અવતાર હશે તે પણ એક રજકણ થઈ શકશે. ઇશ્વરના જ વિચારમાં ગોથાં ખાતો ત્રીજો શખ્સ હવે કહેવા લાગ્યો, કે પાણીનું એક ટીપું લો! રેતીનો એક કાંકરો લ્યો! તેમાં અગણિત શહેરો, નગરો, દરિયાઓ અને પ્રજાઓ વસે છે; અને વાસનાથી તેમાં બજારો તથા હાટો મંડાયલાં છે. એ સૌ તે રેતીના કાંકરામાં વાસો કરનારી એક જાતની પ્રજાની વાસનાઓ ફળી વળવાથી તેઓને ખરેખરાં જ લાગે છે. આપણને તેમ બનવું અશકય લાગે છે, એટલું જ નહીં, પણ હસવા સરખું લાગે છે. જેની જેવી કલ્પના તેવું તેને દેખાય એ વાસનાનું મૂળ સ્વરૂપ છે. તુસ પહેલવાનની વાસના આવાં ઇઝદ ઉપર દ્રઢ ચોંટેલી હોવાથી તેણે અરદ્વીસૂરની આરાધના કરી લડાઇના મેદાનમાં દુશમનોની સામે લડતી વખ્તે પોતાના જ ઘોડાઓને માટે જોર, શરીરની મજબુતી, અદેખાઓને જેર કરવાનું, દુશમનોને મારી નાખવાનું, સામે લડનારા વેરીઓને નીચે તોડી પાડવાનું કૌવત એ સઘળું માંગતાં તેણે આરાધના કીધી હતી કે, "ઓ અરદ્વીશૂર! વએસકના બહાદુર બેટાઓને કુંગદેઝ નામના કિલ્લાના ક્ષથ્રોસુક નામના સર્વથી ઉંચા દરવાજા આગળ, હું શત્રુને જેર કરનારો થાઉં, તેમજ તુરાન દેશના લોકોને પચાસથી સો ગણા, સોથી હજાર ગણા, હજારથી દશ હજાર ગણા, તથા દશ હજારથી અગણિત ગણાઓને હું મારી નાખું એવો વર તું મ્હને આપ!" હવે પેલી ગમ વએસકના બહાદુર બેટાઓએ તે જ પાક કુંગદેઝના કિલ્લાના તે જ ક્ષથ્રોસુક દરવાજા આગળ સો ઘોડા, હજાર બળદ, અને દશ હજાર ન્હાનાં ગોસ્પંદોથી અરદ્વીસૂરને આરાધીને તેણી પાસે એટલીજ મુરાદ ચાહી કે, "અમે જોરાવર તુસ પહેલવાનને માર મારીને જેર કરનારા થઈએ, તથા ઈરાની મુલકોના પચાસથી સો ગણા, સોથી હજાર ગણા, હજારથી દશ હજાર ગણા અને દશ હજારથી અગણિત ગણા લોકોને અમો મારી નાખ્યે!" પરંતુ એ બન્નેની ખોટી માગણી તે ખુદાએ શાથી કબુલ રાખી નો'તી? ભંગીને ભુખ ભાંગની જ. જે સર્વદા સમાહિત મનનો, નિસ્વાર્થી તથા વિવેકી હોય છે, તેનીજ ઈન્દ્રિયો સારથિના સારા ઘોડા પ્રમાણે વશીભૂત થાય છે, સ્વાર્થિઓની નહીં જ. નર-ફરેસ્તા કે નારી-ફરેસ્તાની આપણે જે

આરાધના કરતા હોઇએ તે ફરેસ્તાને સર્વ ફરેસ્તા કરતાં મ્હોટો કહેવો, તેને લઘુતા આપવી જ નહીં, પણ તેની સેવા કર્યા કરવાથી જરૂર લાભ થાય છે, એમ યકીનથી માનવું, નાસ્તિક વિચાર રાખવો જ નહી. ત્યારે હે ભાઇ ! તું હવે નાસ્તિક વિચાર નહીં કર. કાંકે આપણુ સર્વ રબના રજની ખાક છિયે.

હઝાર ખીશ કે બીગાંને અઝ ખુદા બાશદ,
ફેદાએ યક તને બીગાંને કાશના બાશદ.

એક હંજાર સગાં વ્હાલાં હોય તેઓ જો નાસ્તિક વિચારનાં હોય તેમને તો, જે કોઇ સગો વ્હાલો નહીં છતાં આસ્તિક એટલે ખુદાનો દોસ્ત હોય, તેના ઉપરથી તે બધાં સગાં વ્હાલાંને ઓવારી નાંખવાં જોઇએ. સંગેમરમરનો એક પત્થરો પડેલો છે, ત્યાં દશ શિલ્પશાસ્ત્રિઓ ઉભેલા છે. મનમાં તેઓ કલ્પનાઓ કરે છે તે જૂઓ. એક જણ ધારે છે કે એ ટુકડામાંથી એક મનુષ્યની મૂર્તિ સારી કોતરાશે; નીચલા ભાગોમાંથી પગો કોતરાશે, અને ઉપરનો ભાગ સાંકડો છે તેમાંથી માથું કોતરાશે. બીજો વિચાર કરે છે કે, એમાંથી એક પેટી કોતરાશે. ત્રીજો કલ્પના ચલાવે છે કે, એમાંથી પ્રિયા પ્રિતમનું શય્યામાં સુતેલું એક જોડું સુંદર રીતે ઘડાશે. ચોથો એવી વાસના કરે છે કે, એમાંથી એક હોજ કે કુંડ ઉત્તમ બનાવાશે. એ પ્રમાણે જેણે માણસ કોતરવાની કલ્પના ચલાવી હોય તેને પેલા પત્થરામાં આબેહુબ માણસનો ચિતાર દેખાય છે. જેણે પેટી ધારી હશે તેને પેટી, અને જેણે પ્રિયા પ્રિતમનું જોડું ધાર્યું તેને તે સૌ તેમાં જ આબેહુબ દેખાશે. એ મુજબ દશ કોતરનારાઓ જુદાં જુદાં હજારો હજાર રૂપો કોતરવાનું તે પથ્થરમાં જોઈને કલ્પે છે; તો જો કે પથ્થર તો એક જ છે, અને જેમ ને તેમ પડેલો છે, તો પણ તેમાં વાસનાથી કરીને આકૃતિઓ તો તરેહવાર કોતરાઈ ચુકી છે; અને સર્વને કોતરવાનું તે પણ જુદું જુદું જ સુઝ પડયું છે. પત્થરો તો માત્ર એક જ છે, પરંતુ તેમાં જુદી જુદી જાતની મૂર્તિઓ નહીં કોતરેલી છતાં કલ્પના અને વાસનાથી કોતરાઇ ગઈ; તેજ પ્રમાણે જુદાં જુદાં જગતોમાં જૂદા જૂદા આકારો તે કલ્પના અને વાસનાનું મૂળ છે, એમ સમજાવવામાં આવે છે. વળી મીઠાઇગરને ત્યાં ખાંડના શીરામાંથી રમકડાં પાડે છે તે જૂઓ. શીરો તો એક જ છે, તોએ તેમાંથી જ હાથી થાય છે, ઘોડા નિકળે છે, ખુરશી બને છે, મકાઈ જુદા અને તરેહવાર વસ્તુઓ બનાવવામાં આવે છે, તોપણ શીરો તો એક જ છે, માત્ર આકૃતિ જૂદી કલ્પવામાં જૂદાપણું આવ્યું. તે જ પ્રમાણે જગતમાં જે જે કાંઇ દેખાય છે તે તે માત્ર એક જ ઇશ્વર આત્મામાં ભિન્ન ભિન્ન અનુમાન થયલાં દેખાય છે, તો જો કે ઇશ્વર રૂપી શીલા, અને ઇશ્વરરૂપી શીરો તો એક જ છે; માત્ર વાસનાથી તરેહવાર મૂર્તિઓ અને રમકડાં પડેલાં આપણે જોઇએ છિયે. વળી તે સર્વ જૂદાં નહીં છતાં, જૂદાં હયાત નહીં છતાં, આપણુને જૂદાં જૂદાં દેખાય છે. તેવો જ આ ખોટો, ખ્યાલી, અને સ્વપ્ના જેવો સંસાર છે. વળી માટી કે મીણના પુતળાં જૂઓ. માટીના બનેલા

એક જ ખાંડમાંથી હજારો પુતળાં બનાવી શકાય છે. કુંભાર પણ કાદવના એક જ લોચામાંથી તરેહવાર વાસણો બનાવી કાઢે છે. અને હવે સર્વનો સામટો સરવાળો કાઢશો તો મૂળમાં તો એકજ પથ્થર–ખાંડનો એક જ શીરો–માટીનો એક જ ગાર–અને ધૂળનો એક જ લોચો છે; પરંતુ વાસનાથી કરીને તેઓને બહુ રૂપો જૂદે જૂદે પ્રકારે અપાયાં છે. તેજ પ્રમાણે મૂળ તો માત્ર **એક જ ખુદા છે**, અને વાસનાએ કરીને આપણે તેને આપણાથી જુદો માન્યે છિયે, અને તેને જોઈ શકતાં નથી, કેમકે જે જોવાની વસ્તુ તે જ આપણે પોતે છિયે, તો વળી જે જોવાની વસ્તુ હોય તે પોતે પોતાને જ જોનાર કેમ હોય ? માટે જ **એમ બ્રોઝે** બંદગીનું લક્ષણ એવું કહ્યું છે, કે ખુદાની બંદગી, એ આપણા આત્માની પાંખની બરાબર છે, જે પાંખો વડે આપણો આત્મા આકાશ ઉપર ઉડે છે, બંદગી એક જાતની એવી સમાધિ છે, કે જે સમાધિ ચઢાવતાં જ આપણે પ્રભુને જોઇ શકયે છિયે, એવું પણ આપણને સમજાવવામાં આવ્યું છે. અને એ સિદ્ધાંતો લક્ષમાં લઇ કોઈ તો એવું પણ સમજાવે છે કે, વાસનાનો ઉપલો ભેદ કાઢી નાંખવાને, આજે સોસિએલીસ્ટો, એનાર્કીસ્ટો, નિહીલીસ્ટો, બોલ્સવિસ્ટો, અને કોમ્યુનિસ્ટો વિગેરે મન મોજીલાઓ એક ઉમદા નેમ રાખી, સર્વને પાછાં એક જ પંક્તિ ઉપર **એક** સરખાં કરવાનો દાવો કરે છે, તેમાં તેમની નેમ જેટલે દરજ્જે ઉમદા છે તેટલો જ તેમનો નેમ પાર પાડવાનો માર્ગ પણ જો ઉમદા હોત, તો તેઓ આ જમાનામાં પેગંબરોની પંક્તિ ઉપર હોત. અશો જરાથુસ્ત્ર તેમ જ **સોક્રેટીસ** એવી વળણ તરફ મત આપતાં કહે છે કે, આપણી બંદગી માત્ર આપણ પોતાને જ માટે નહીં હોવી જોઈએ; પરંતુ સામાન્ય તમામ દુન્યાંની પેદાશને માટે હોવી જોઇએ; કેમકે આપણું ભલું શેમાં સમાયલું છે, તે તો આપણા કરતાં આપણો ખુદા વધારે સારી રીતે સમજે છે. ઉપર જણાવેલા "ઇસ્ટો" થી ઉલટું જ, સર્વને **એક ખુદામાં** ભેળી નાંખવાના વાંધા વગરના માર્ગો પાક પેગંબરોએ બહાર પાડી એમ જ સમજાવ્યું છે, કે જ્યાં સૂધી આપણું અજ્ઞાનપણું દૂર થાય નહીં ત્યાં સૂધી તો આપણે ખુદાથી જુદા અને ખુદા આપણાથી જુદા જ છે, અને તે જુદાપણાનું અજ્ઞાન દૂર કરવા માટે જ બંદગીનો માર્ગ ઉત્તમ છે. એક જરથોસ્તનું–એક બુદ્ધનું–એક ક્રાઇસ્ટનું એક મોહમુદનું–એક વસિષ્ટ કે વિશ્વામિત્રનું કામ, રૂપમાં જુદું, પણ હેતુ, ક્રમ, અને કર્મમાં તો **એક જ** હતું. રે ભાઇ, તે **એક**ને જ ભજો! તે એકના એકની જ ભક્તિ કરો ! તે એકના એકની જ સ્તુતિ કરો ! અવસ્તામાં આપણને સમજાવવામાં આવ્યું છે કે, અર્દ્વીસૂરને વિક્રનવાજ નામના ટોળાઓએ આરાધવા માંડી હતી, કાંકે જોરાવર અને ફત્તેહમંદ પાદશાહ ફરેદુને જ્યારે વિક્રનવાજને ગીધ પક્ષિના આકારમાં ઉંચે ઉડાડી દીધો હતો, ત્યારે તે વિક્રનવાજ પોતાને ઘેર પહોંચવાને માટે ૩ દહાડા અને ૩ રાત સુધી ઉડયા જ કીધો; અર્થાત્, નાસ્યા જ કીધો. ત્રીજી રાતને છેડે તેણે અર્દ્વીસૂરની આરાધના કરીને એટલી જ મુરાદ માગી કે; "અગર જો પરવરદેગારની

પેદા કરેલી જમીન તરફ તથા મ્હારા પોતાના મુકામ તરફ હું જીવતો સહી સલામત પહોંચીશ, તો ત્હારે માટે પવિત્ર કીધેલી, અને બરાબર ગાળેલી હોમને લગતી (શોમ રસની) જીવામને લગતી ભેટોમાંની હજારો ભેટો ત્હારા રંઘહ નામના ઘાટ ઉપર હું લાવીશ!" ગંગા અને જમનાના ઘાટો ઉપર પણ એવાં વ્રત લેવાય છે, દુઃખના અને મહા સંકટના વખતમાં ખરાં દીલથી દુઃખી થઇને આર્જવ કરેલી બંદગી તેણીએ માન્ય રાખી, અને તે સુશોભિત, ઘણી હિંમત આપનારી ખુબસુરત દેખાવની, ઉંચે વેરથી વસ્ત્રાલંકાર પહેરેલી, સીધાં કદવાળી, સુંદર તાજ સાથની કન્યાના રૂપમાં તે રાહ ચુકેલા ગભરાયલા વિક્રનવાજની આગળ આગળ ચાલવા લાગી. તેણીએ તે વિક્રનવાજની બન્ને બાજુ પકડીને આંખના પલકારામાં તેના ઘર આગળ જ આબાદ, વગર જખમ થવે, તંદોરસ્તી ભરેલો જલદીથી લઈ જઈ મૂકયો હતો. માટે તું ખાત્રીથી જાણજે વ્હાલા ભાઈ, કે એક જરથોસ્તી લેખે દુન્યાદારીને ખાતર ત્હારૂં ઈમાન અને યકીન ડામાડોળ કરવું એ ગુન્હાનું જ કામ છે.

હરકે પરહીઝો એલ્મો જોહોદ ફરૂખ્ત;
ખરમની ગીરદ કર્દો પાક બેસુખ્ત.

જેણે પોતાની પહરેઝગારી તથા એલ્મ તથા પવિત્રાઈ વેચી, તેણે અનાજની ખળી એકઠી કરીને પછી બાળી મૂકી, તેવું થાય છે; માટે એ અધર્મી માર્ગેથી તું ફર પાછો!

# સબક ૭ મો.

## કલ્પના ચલાવી ફેરવો, મનની માળા.

" Father of light and life! thou Good Supreme!
O teach me what is good! teach me Thyself!
Save me from folly, vanity, and vice,
From every low pursuit! and feed my soul
With knowledge, conscious peace, and virtue pure,
Sacred, substantial never fading bliss." (Thomson)

**નસરઃ**—ભાઇ વિરાફ! કાંઈ પણ ચમત્કાર દેખવા વિના માત્ર નમસ્કાર કરવાનું તમે કહો તે શી રીતે થાય?

**વિરાફઃ**—ભાઈ, બીજ રોપ્યા વિના ઝાડ કેમ ઉગશે? કર્મ કીધા વિના પરિણામ કેમ જણાશે? ખુદાની ખુદાવંદીનું જ્ઞાન પ્રાપ્ત કીધા વિના ખુદાની મહાન શક્તિનું ભાન ત્હને કેમ થશે? પહેલાં તો તું તેના ગુપ્ત ભેદો સમજ.

કોઈ શાસ્ત્રિ કહેશે કે, જે મા—બાપ આજે અહિંયાં આપણા ઉપર

મા—બાપપણું ભોગવે છે, તે જ મા—બાપના આપણે કદાપિ પૂર્વ જન્મમાં મા–બાપ હોઇશું. જે મટ્ટી આપણા પગ હેઠળ આજે અહિંયાં કચડાય છે, તેમાં જ કદાપિ આપણે આપણા પૂર્વના રૂસ્તમ અને શોરાબ પહેલવાનોને, કિંવા નોશેરવાન અને શાહપુર જેવા પાદશાહોને કચડતા હોઇશું; અથવા ભવિષ્યમાં મહારૂષિ કે મહામુનિ થનારાઓને કદાપિ કચડતા હઇશું; અથવા એવી રજકણો પગે દાબતા હઇશું, કે જે રજકણો લાખો યોનિયોમાં જન્મ લઇને રાજા પાદશાહ કે પીર પેગંબરોના દરજ્જા લેશે. વાસ્તે ઓ **નસર**! એવી વિલક્ષણ ભ્રાંતિની પેદાશને પેદા કરવાવાળા ખાવિંદને જ તું ભજ! વળી કોઇ શાસ્ત્ર તે સાહેબને નમવાના પ્રયોજન લેખે આપણને એવું જણાવશે કે, કંઈ કંઇ જપ જાપ અને તપ પરિતાપ કરતાં કરતાં એક રજકણ, એક અણુ, કે એક પરમાણુ (*atom*) માંથી લાખો લાખ જન્મ પછી અને કરોડો કરોડ હાડમારી પછી, આપણે **આદમી** જેટલી ઉંચી પદ્વિએ પહોંચવા પામ્યા છિયે તે માટે, તથા હવે પછી ફીરેસ્તાઇ પદ્વિઓએ ચઢવાને પાર પડવા માટે, અને તે પરમાત્મામાં પાછાં મળી જવા માટે, તે સાહેબના ઉપકાર અર્થે તથા આજોજી અર્થે, તે તમારા ઉપરીને નમો! **હરમીસ** પણ એવું કહેતો આવ્યો છે, કે ખુદાતાલાની આગળ કાંઇ પણ નજર કરવા લાયક ખાસ ચીજ જો આપણ આદમીઓ પાસે હોય, તો તે એકલી **બંદગી જ** છે. ઇંડાં વગર મરઘી પેદા થતી નથી, અને મરઘી વગર ઇંડું પેદા થતું નથી; અર્થાત્, માય છે તે બચ્ચાંને જન્મ આપે, અને તે જ બચ્ચાં માયને જન્મ આપે, એવા અદ્ભુત ચમત્કારો શું નમસ્કાર કરવાને પૂરતા નથી? આ સંસારનો મિથ્યા વાસનાનો ખેલ રચવા માટે તેના ચમત્કારિક કર્તાને શું તમે નહીં ભજો? જે ઇશ્વરે દરિયામાં પ્રાધોપ્રાધ ટન પાણી ભરેલું છે છતાં, તે જ દરિયામાં મુસાફરી કરનારા ઘણીવાર પાણીની જ તરસે મરી જાય, અને તેવા જ પાણીના પૂર્ણ ભંડારમાં એક મોટી કે નાની સરખી આગબોટ ઉપર લાગેલી આગ બુજાવી શકાતી નથી; એવા વર્ણવી નહીં શકાય તેવા ચમત્કારિક કાયદાઓ ચલાવનાર, અણહદ શકિત ધરાવનાર ધણીની બંદગી શું તમે નહીં કરો? એક વર્ષના ન્હાના બાળકને તેની માતાના ખોળામાં રમતું છોડી, તેના પિતાની લાડકવાયી ચૂમી લેવાનું બંધ કરી, એકદમ તે બાળકને એક જંગલમાં એકલવાયું રહેવા દઇ, તેના માતપિતાને મારી નાંખી, તે મુવેલી માતાના મુવેલા ખોળા ઉપર રમતું અને મુવેલી ધાવણ ધાવતું છોડી મેલવાનો ભેદી કાયદો ચલવનાર સાહેબને તાબુખીથી શું તમે નહીં ભજો? ઓ **નસર**! તે સાહેબ એક વરસના બાળકને છોડી, બીજી ગમથી એક સો વરસના, પળે પળ ગુનાહ અને પાપો કરનારને રોજી રજકે, માનપાને, અને દૂધપૂતે ભરપૂર કરવાનો વિચિત્ર પણ ભેદી નિયમ ચલાવવાનો કાયદો રાખનાર બારે હકતાલાને ઓ ભલા, તું પૂર્ણ એતેકાદથી ભજ! તેને જ ભજવાથી તું પોતે જ પોતાને શાંતિનું સુખ આપશે. માંગ અને મળશે. શોધ અને જડશે.

ઠોક અને ઉઘડશે. એ વેણો પવિત્ર યકીન ધરાવનારાં જ છે. **નસરઃ**–પણ ત્યારે બધાં જ ઇશ્વર પાસે તરેહવાર માંગે છે અને તે બધાંને જ માગેલું તો મળતું નથી તેનું કેમ? **વિરાફઃ**–પણ વાત તો હાં છે, કે માંગવા માંગવામાં ફેર છે. **સેંટ જેમ્સ** કહે છે તેમ તમે માંગો છો અને મળતું નથી, તેનું કારણ એ જ છે કે, તમે માંગો છો તે અયોગ્ય માંગો છો. જે માંગો તે યકીનથી માંગો, ડગમગપણે ના માંગો. માગ્યા પ્રમાણે મોડે વહેલે મળશે જ એવી માગનારની પ્રભુ વીશે યકિન જ કયાં છે!

નસરઃ–"પણ ત્યારે ઇશ્વર પાસે માગવું, કે પાણી અને આતશ પાસે માંગવું?"

વિરાફઃ—સંભળ. જામાસ્પે પોતાની સામે બળવાન લશકરને આવતાં જ્યારે દીઠું હતું ત્યારે ગભરાઇને આવાં અર્દ્વીસૂર **મારફતે** યકીનથી માગ્યું હતું કે; "જેમ બીજા સર્વ ઇરાનીઓએ આગલા વખ્તમાં ફતેહો મેળવીને દૈત્યોને પુજનારા દુષ્ટ માણસોને સજા કરી હતી, તેવી ફતેહ મ્હને આ દુષ્ટ લોકોને જેર કરવા માટે તું આપ!" તેની ભલી મુરાદ તે જ વેળાએ બર આવી હતી. તેમ જ **પોઉરધાક્ષિતના** દીકરા **અષવઝંદધહે**, તથા **સાયુઝદ્રિના** બે બેટાઓ **અષવઝદંધહે** અને **થ્રિતએ** તેણીની આરાધના **મારફતે** માગ્યું હતું કે; "તુરાની લોકોના **દાનુ** તાએફાવાળાઓના જે ત્રણ સરદારો નામે કર અસબન, વર અસબન, અને દૂરએકત છે, તે જુલમગારોને આ મહા જગયુદ્ધમાં હરાવવાને અને દુઃખ પામેલાંઓને છોડાવવાને અમે શકિતવાન થઇએ!" તે ભલી, બીન સ્વાર્થી મુરાદ હતી, જેથી તે પ્રાપ્ત થઇ જ હતી. તે લોકોને કાંઇ ફાયદો નજર આવ્યો હશે ત્યારે જ આવી બંદગી કરી હશે ને!

> રે નસ યોં રહિ ભવ બિખે, ભગવત પથ તૂં લીન;
> જિમિ કુપાર મધિ ધાર નિત, યમુના ખેલત મીન.

ઓ નસર! તું સંસાર સમુદ્રમાં વસીને અહુરાની પેદા કરેલી અદ્ભુત શકિતઓ અને પેદાશોની શેતાયશના માર્ગમાં એવી રીતે લીન રહેજે, કે જેમ સમુદ્રમાં **જમનાજી**ની ધારા વહે છે તોપણ તે ધારામાંનાં માછલાં તે જ ધારામાં રમે છે, અને મૃત્યુની બીકથી ખારાં જળમાં જતાં નથી. તેમ જ હે નસર! સંસારમાં રહીને અહુરાની રચેલી ઉત્તમ પેદાશો અને તેના ઉપર મવક્કલ કરેલા ફરેસ્તાઓની આરાધનાના માર્ગમાં જ હાલ તો તું એક ચિત્તે ખેલ્યા કર! એક ચિત્તે હાલ તો ખુદાને યાદ કર, પછીની વાત પછી.

**નસરઃ**—પણ એક ચિત્ત કેમ રખાય? **વિરાફઃ**–હે ભાઇ! ખુદાને જો તું એવાં એક ચિત્તથી પુજે, કે જેવાં ચિત્તથી એક કનકવો ચકાવનાર, પોતાના કનકવાના ચકવા ઉપર, તેની ગોળાંટ ઉપર, તેના ઉપર સામેવાળાની ભેળવાયલી જાળ ઉપર, જે દ્રઢતાથી ધ્યાન રાખી કનકવો ચકાવતાં તેની આસપાસ શું શું થાય છે, તે તે કાંઇ જોતો કે જાણતો જ નથી, તેમ તું પણ ઉંચે આકાશ તરફ એક ચિત્ત રાખી ત્હારા

કનકવા રૂપી ખુદા ઉપર ધ્યાન લગાડ; અને સંભાળ રાખ, કે તે કનકવાને બાંધેલી ત્હારા મનમાંની દોરી તૂટી ન જાય, કિંવા બીજો કોઇ દેવ દરૂજ કહેતાં શયતાંની શક્તિ ત્હારા **મન** રૂપી કનકવામાં પોતાની દુષ્ટ જાળ નાંખી ત્હારો તાર તોડી ન નાંખે. અને તેટલા માટે ત્હારો તાર મજબુત માંજો પીચલો બનાવજે; પછી માંગ અને જરૂર મળશે જ. ચિતળ કે બાંગડી પહેરાવનારના જેવાં ધ્યાનથી તું ઇશ્વરનું ધ્યાન ધર. ચિતળ પહેરનારી ગમે એવી રડે, તેણીની નાની આંખ્યોમાંથી ગમે એટલાં આંસુ ટપકે, તેણીના કોમળ નાજુક હાથ ગમે એવા લાલ લોહી જેવા થઈ જાય, તોપણ તે તરફ નજર નહીં કરતાં, તે એટલી જ ચીજ ઉપર નજર રાખે છે, કે રખેને આ નાજુક ચિતળ ભાંગી જાય! કેમકે ન્હાનું જેટલું ચિતળ મસ મ્હોટા હાથના પોંચામાંથી સાંકડા હાથોમાં ઘાલવાનું કામ જેવું બિકટ, અને પૂર્ણ ધ્યાનવાળું છે, અને તેથી તે ચિતળવાળો જેમ ધીમે ધીમે તે ચિતળ પોંચામાંથી ઉતારે છે, તેજ પ્રમાણે આ સંસારરૂપી પોંચામાંથી મન રૂપી ચિતળને ધીરે ધીરે ધ્યાન ધરીને ઘાલવું, અને પછી ચિતળ પહેરાયા બાદ, જે પ્રમાણે રડતી નાજનીન હસતી રમતી દેખાય છે, અને ખુશી ખુશાલીમાં આવી પોતાના હાથની શોભા જૂએ છે, તેમ ત્હારો આત્મા ઐશ્વર્યાત્મામાં પરોવાઇ જવાથી ત્હને બેહદ ખુશાલી ઉપજશે. ચિતળ જે વખ્તે ઘણોજ જોર આપે છે તે વખ્તે એક સોહવાસન સ્ત્રી એટલી બધી આકળી ગાભરી થઇ જાય છે, કે તેણી ઘડીભર ચિતળ વગરના રાંડેલા હાથે રહેવાનું પસંદ કરે છે, પરંતુ ચિતળ પહેર્યા બાદ તે પોતાના આગલા વિચાર માટે ધિક્કાર કરે છે, તેજ પ્રમાણે જીવાત્મા માટે ખુદાઈ રસ્તો ઘણો બિકટ છે, ઘણી હાડમારી નડે છે, પરંતુ એક વાર તેમાં **મન** પરોવાયા પછી તેની મજા, તેનું સુખ, તેની શાંતિ, એ સૌ ઔર જ જાતના જણાશે, કે જેવાં સુખના નમુનાનું કાંઈ પણ સુખ અને આનંદ આ સંસારમાં અનુભવમાં આવતું જ નથી. એવી **મન**ની શુદ્ધિ આ જન્મમાં નહીં, તો બીજા જન્મમાં પણ થશે, એમ જાણીને ખંતથી મંડયા રહેવું જોઈએ. **નસરઃ**—પણ **મન** તો મારી શકાતું નથી, અને પાપો તો થતાં જ જાય છે, એટલે બંદગી શા થકી કરવી? અને તેવી કરેલી બંદગીની કે પુન્યની અસર તો કંઈએ થવાની નથી તેનું કેમ? **વિરાફઃ**—એવું એવું ત્હારે બીલકુલ મનમાં લાવવું જ નહીં, કેમકે પાપ પુન્યનું **તોલ** અને **માપ** જ હંમેશાં દાદારની દરઘામાં તો થાય છે; ત્યારે બંદગી કીધાથી જો મણભર પાપમાં શેરભર પણ પુન્ય થાય તો એક શેર પાપ જે ઓછું થયું તે ખરૂં. તેની સજા જેઠલી ઓછી થઇ તે સહી. કારણ કે, તમે કોઈ પણ કામ કરશો તેનો બોબદલો તો થવાનો જ. હજારો પાપ કરીને એક પણ સવાબનું કામ કરશો તો તે પણ વ્યર્થ જવાનું નથી, તેનો પણ બદલો તમને ગુજરે મળશે. એ કારણસર તમારાં **મન**ને તમે **એક**ની સાથે ચોંટાડી દેવાનો રોજરોજ અભ્યાસ પાડવાનો પ્રયત્ન કરો. પહેલાં તો તમારા સપાટામાંથી એ **મન** નાસી નાસી જશે,

પરંતુ તમે કાચબાવાળું કરો, કે જે કાચબો પોતાનું આખું અંગ કોટલાંમાં રાખી પોતાને એકમાં સંકોચાવી દે છે, તેમ તમે પણ મનને સંકોચવાની કસરત કરતા રહો; પછી જેમ મેથ્યુ હેનરી કહે છે તેમ, તમે બંદગીને સવારની કુંચી બનાવો, અને સાંજની ચાળણી બનાવો. એટલે કે, સહવારનું પહોર છે તે જાણે એક તાળું છે, તેને બંદગી રૂપી ચાવીથી ઉઘાડો. અર્થાત, સવારમાં ખુદાતાલાની બંદગી શરૂ કરો, અને સાંજે તો જેમ ચાળણીમાંથી હરેક વસ્તુ ચાળી નાંખવામાં આવે છે તેમ બંદગી રૂપી ચારણીમાંથી દુર્ગુણરૂપી સર્વ કચરો ચાળી નાંખી રાતે સુખે ઉંઘાવ! તેમ થવા સારૂ થોડું થોડું પણ કાંઇ રોજ રોજ મનના સ્થિરપણા માટે કર્યા જાવ. મન, ચિત્ત, વાસના, ધ્યાન, એ સર્વ દ્રઢ થયાં, કે ખુદાનો પ્રકાશ રૂબરૂ તમને દેખાશે; સાકાર રૂપે કે નિરાકાર રૂપે, બહારની દ્રષ્ટિથી કે અંતરની દ્રષ્ટિથી તેને તમે દેખતા થઈ જશો.

**નસર**:—પણ શું ખુદાનો પ્રકાશ આતશના ને પાણીના જથ્થામાં જ ભરેલો છે? અરદ્વિશૂરની આરાધનાનું તે વળી ફળ કેવું હોય?

**વિરાફ**:—સાંભળો ભાઇ; પ્રાધો પ્રાધ કે અસંખ્ય ગણા જળના નિર્મળ જથ્થા ઉપર શું પ્રભુએ કોઇ મહાન ફરેસ્તાની શક્તિને નિર્માણ નહીં કરી હશે, કે અંતર્જ્ઞાનિ ગોશ્તફ્રીઆંને પણ રંઘહના ઘાટ ઉપર અરદ્વીશૂરની આરાધના કરી ઇચ્છા જણાવી હતી કે; "ખરાબ અક્કલવાળા, દોજખી અખ્ત જાદુગરને જેર કરનારો હું થાઉં! તે અક્કલવાળા પરંતુ આડે માર્ગે દુષ્ટ રીતે અક્કલને વાપરનારા અખ્ત જાદુગરે અદાવત અને અદેખાઇથી મ્હને ૯૯ પશ્નો કર્યા છે, તેના પ્રત્યુત્તર આપવાને મ્હને તું બુદ્ધિ બક્ષ!" ગોશ્તફ્રીઆનને એ અખ્ત જાદુગરે જુદા જુદા અઘરા ૯૯ સવાલો પૂછીને તેના જવાબ માગ્યા હતા, જે જવાબો જો તે ગોશ્તફ્રીઆન ન આપે તો તેના જીવ જાનનો સોદો હતો. આથી આવા કટાકટીના, બેઆબ્રુ થવાના, મુશકેલ પ્રસંગે આવાં અરદ્વીશૂર મારફતે અહુરાએ તેની દ્રઢ ભાવના પાર પાડી હતી. અર્થાત્, તમે જો પરમેશ્વર પાસે તેની મહાન કુદ્રત મારફતે મુરાદ માગો, અને જો તે મુરાદ પોતાનું તેમ પારકાં સર્વનું ભલું જ ચ્હાવા જેવી ભલી હોય તો જ તે મંજુર થાય. બીજાને દુઃખ દેવાની દુવા ફળિભુત થતી નથી, પણ તેનું પરિણામ ઉલટું આવી ખાડો ખોદે તે જ તેમાં પડે છે.

---

## સબક ૮ મો.

### દિવસની બંદગી રાત્રે, અને રાતની બંદગી દિવસે ફળ આપે.

"When prayer mounts upon the wing of fervour to God, then answers come down like lightning from God."—W. *Secker.*

अनसूयुः कृतज्ञश्च कल्याणा निच सेवते ।
सुखानि धर्म्ममर्थंच स्वर्गंच लभते नर ॥

જે અસૂયા વગરનો અને થએલા ઉપકારોની પિછાન કરનારો કૃતજ્ઞ છે, તથા સારાં કર્મ કરે છે, તે સુખ, ધર્મ, અર્થ, અને સ્વર્ગ બધું જ મેળવે છે.

અલંકાર રૂપે કહેવામાં આવ્યું છે કે, દાદાર અહુરમઝદે એકવાર આવાં "અરૂદ્રીશૂર" નામની ગંગા જમના જેવી પવિત્ર નદીને ફરમાવ્યું હતું કે; "આકાશ ઉપરના તારાઓ આગળથી થઇને તું પૃથ્વી ઉપર જા; ત્યાં સ.રી ઇઝતવાળી, પરણવાને લાયક કન્યાઓ ત્હારી સોડેથી પાદશાહી મુકામ તથા તંદોરસ્તી ભર્યો જોરાવર પતિ માંગતી આવશે. તેમજ કષ્ટાતી વ્યાતી જનતી જવાન સ્ત્રીઓ ત્હારી પાસેથી આસાનીથી અને દુઃખારો થયા વિના છોકરાં જનવાનું એક ચિત્તે, એક ધ્યાને મનન પૂર્વક મથન કરતી માગતી આવશે; તો તેમની ભલી ઉમેદો હે અરદ્રીશૂર! તું તેમને મ્હારા તરફથી જરૂર બખશજે. કેમકે તેઓ ખરાં દિલથી મુરાદો માંગતી આવશે."

**નસર**:—ધ્યાનપૂર્વક, મનનપૂર્વક, અને એક ચિત્તની મ્હને વ્યાખ્યા સમજાવશો ભાઇ?

**વિરાફ**:—એક દૃષ્ટાંત આપવાથી આ સિદ્ધાંત તમે સમજી શકશો ભાઇ. **ભર્થરી** રાજા મોટો ઇશ્વર ભાવિક અને ઈશ્વર ભકતો યોગીરાજ રાજા હતો. તેના જેવો જ ભાવિક અને આત્મજ્ઞાનિ પોતાના પુત્રને કરવાની ઇચ્છાથી, બીજા કોઈ રાજાએ ઘણી મીનતજારીથી તે રાજા પાસે તે પુત્રને ખાસ મોકલી આપ્યો. ભર્થરી રાજાએ તે પુત્રને કહ્યું કે; "હું ત્હને મ્હારો ચેલો ત્યારે જ કરૂં અને આત્મજ્ઞાન તો ત્યારે જ આપું, કે જ્યારે આ થાળ પાણીથી તળાતળ કોરે કોર ભરીને હું હ્યાં મૂકું છું. એ થાળમાં હવે જો પાણીનું એક ટીપું નાંખીશ તો તે પણ ઘોળાઇ જશે, એટલી બધી આ થાળ ભરેલી છે. એ ત્હારા માથા ઉપર ચઢાવી, આજ સાંજે મ્હારાં આખાં નગરમાં ત્હારે ફરી આવવું, મગર તેમાંથી પાણીનું એક ટીપું પણ નહી ઘોળાવું જોઇએ! ત્યારે જ હું ત્હારો ગુરૂ, ને તું મ્હારો ચેલો થઈ શકીશ!" પુત્રે તેમ કરવા કબુલ કર્યું. બીજી ગમથી રાજાએ નગરમાં દુહાઇ ફેરવી, કે આજની રાત સર્વ લોકોએ તહેવારના જેવી પાળવી. રસ્તે, શેરીએ, કે ચકલે ચૌટે બધે નાચરંગ, ગાનતાન, ખાણીપીણી અને દીવા રોશનીનો ઠાઠ મચાવવો; એટલે ટુંકમ મ્હોટો મહિમા કરી દેવો. પછી ગોઠવણ પ્રમાણે પેલા રાજપુત્રે સાંજને સમયે મહા રાજની રૂબરૂ પેલી થાળ ધીરે ધીરે—ધીમે ધીમે, ધ્યાન ધરીને માથા ઉપર એવી તો સફાઇથી ચઢાવી, કે એક પણ ટીપું ઘોળાયું નહીં. એટલુંજ નહીં, પણ આખા શહેરમાં જ્યાં ગમે ત્યાં તે છોકરો ભટકી ભટકીને થાળ સહિત મહારાજના મહેલમાં પાછો ફર્યો. રાજાએ તેની થાળમાં પાણીનું એક ટીપું નાખી જોયું તો **તે ટીપું પણ બહાર ઘોળાયા વિના ન રહ્યું!** જ્યારે તે રાજપુત્રને મહારાજાએ સવાલ

કર્યો કે; "નગરમાં તેં શું શું જોયું? કાંઈ નાચરંગ કે ગાનતાન કે દીવા રોશની કાંઇપણ જોયાં સાંભળ્યાં કે કેમ?" રાજપુત્રે કહ્યું; "હું તો કાંઇએ જાણતો નથી; મેં તો નાચરંગ જોયાં નથી, લાઇટ પણ નિહાળી નથી, કે ગાનતાન પણ કાંઇ સાંભળ્યું નથી. હું તો જ્યાં ચલાયું ત્યાં ધ્યાનમાં ને ધ્યાનમાં ચાલ્યા જ કર્યો. કાંકે મ્હારૂં તો બધું ધક ધ્યાન આ થાળ ઉપર ચોંટી બેઠું હતું, કે રખેને એકાદું ટીપું ઘોળાય! રખે પાણી છળકાય! અને ત્હારા કોઇ બાતમીદારો તે જૂએ, એવી બીકથી મ્હારૂં સર્વ ધ્યાન ધક તો ઉપર થાળ ઉપર જ હતું, તેથી નગરમાં શું શું બન્યું તે હું તો કાંઇએ જાણતો નથી!" એટલાથી જ મહારાજા હર્ષથી પોકારી ઉઠયા; "જા! બેટા! તું એજ પ્રમાણે પ્રભુ ઉપર ધ્યાન રાખ, તું તેને જલદી પહોંચશે!" મતલબ'કે, એટલું બધું ચિત્ત ખુદા ઉપર રોકીને તમે માંગો તો તમને તે જરૂર મળશે, શોધો તો તે જડશે, અને તેના દરવાજા ઠોકશો તો તે ઉઘડી જશે! તેમાં પણ વળી વચગાળેનો માર્ગ એક ફીલસુફે શોધી કાઢી કહેલું છે કે; "વગર ધ્યાને બંદગી કરવી એ ઢોંગ છે, અને વગર બંદગીએ ધ્યાન ધરવું એ ખોટી જાતનો ગર્વ છે." ખાણું ખાતી વેળાએ હોજરી ઉપર જેમ એક ખાધરો, અને દડાદાવ રમતાં દડો ઝીલિવા ઉપર જેમ એક ક્રીકેટીઅર પોતાની નજર દ્રઢ રાખે છે, તેવી જ દ્રઢ નજર તે કીરતાર ઉપર રાખી બંદગી કરો, અને તમે માંગો તે જરૂર મળશે જ. એવી મનની બંદગી વગર, મહેનત બરબાદ જશે. એકસો ને એક વરસ વેર કાં નહીં તમે માળા ફેરવી ફેરવીને તેના દાણાના મોઢાં ઘસી ઘસીને પહોળાં ચહોળાં કરી નાંખો, પણ તે સાહેબ તમને મળવાનો નથી, તે સાહેબ તો માત્ર એક ઘડી કે અર્ધી ઘડી, પણ ખરેખરાં નિર્મળ મનથી બંદગી કરનારને જ મળવાનો.

**मनका फेरत जनम गयो, गयो न मनका फेर;**
**करका मनका छोड कर, मनका मनका फेर.**

માળા ફેરવતાં ફેરવતાં જન્મ ગયો, પરંતુ મનનું ચળવળ તો ગયું નહીં, એટલે કે મનની શાંતિ તો થઇ નહીં; માટે **હાથમાંની** માળા છોડી દે, અને **મનની** માળા ફેરવ. **નસર**:—"ભાઇ! બંદગી તો એક ફરજગુજારી છે, એમ ગણી નિમી આપેલું ભણતણ કલાક અર્ધો કલાક, જ્યાંથી ત્યાંથી વગર ધ્યાને ભરડી જઈ કાશળ પતાવવામાં અથવા ફરજીઆતને વહેમની નજરથી માની લઈ બડબડાટ કરીને પરવારી જવામાં, તમે સૂચવો છો તેવી બંદગીનો હેતુ તો ઉંધો જ વળશે. એક શાયરે કહ્યું છે કે;

ચું હર સાઅત અઝ તુ બજાઇ રવદ દેલ; બ તનહાઈ અંદર સફાઈ ન બીની,
વરત માલો જા હસ્તો ઝર ઓ તોજારત; ચું દેલ બા ખોદાઈસ્ત ખેલવત નસીની.

જો કદાંચિત તું એકલો ખુદાઇ દરઘામાં બંદગીમાં બેઠો હોય અને તે વેળાએ ત્હારૂં દિલ તથા ધ્યાન ઠેકાણે નહિ હોય, તો તેવી બંદગીથી કાંઇ પણ વળવાનું

નથી; બલકે ધંધાધાપાનાં હરેક કોઇ સારાં કામમાં રોકાયલો છતાં, તે કામો કરતી વેળાએ જો ત્હારૂં ચિત્ત કીરતારમાંજ પરોવી દઇને તે સાહેબને યાદ કરતો હોય, પછી જો તું ખેતરમાં ખેતી કરતો હશે તો તે ખેતર જ ત્હારૂં એબાદતખાનું છે; જે કારખાનામાં તું કામ કરતો હશે તે કારખાનું જ ત્હારી દરઘા છે. પાપીની બંદગી નકામી છે. પાપો થતાં જ જાય ત્યારે એક પાપી બંદગી કરે કે ન કરે તે સૌ સરખું જ છે."

**વિશફ**:—"હું તો પાપી છું, મ્હારાથી તો એવા ગુન્હા થયા છે, કે ગમે એટલી બંદગીથી ધોવાવાના નથી," એવા એવા વિચાર કરીને બંદગી નહીં કરવી, એ મોટી ભૂલ છે. ઘણા ગુન્હા થયા માટે તો ઉલટી ઘણી બંદગી કરવી જોઇએ; તેવા વખ્તે સમુળી બંદગી કરવી જ નહીં અને હારી ખાવું, એ શર તા પા હેમકાઇ છે. એક શાયરનું કહેલું છે કેઃ—

બાઝ આ! બાઝ આ! હરાંચે હસ્તી બાઝ આ!
ગર કાફરો નાપાકો, બુતપરસ્તી બાઝ આ!
ઇન દરઘહે મન દરઘહે ના ઉમેદી નીસ્ત;
સદ બાર અગર તોબેહ શીકસ્તી, બાઝ આ!

કદાપિ તું કાફરી યકીનનો હોય, કદાપિ તું નાપાકી યકીનનો હોય, કદાપિ તું પુતળાં પુજક હોય, તોપણ તું પાપથી પશ્ચાતાપ અને પસ્તાવો કરી, **ફેર પાછો!** ઇશ્વરની દરબારમાં નિરાશી કિંવા નાઉમેદી છે જ નહીં. કદાંચિત સો વાર તેં તોબા કરીને વળી ફરી ફરી ગુનાહ કીધા હોય, તોએ તું પાછો ફરી **ફરીને તોબા કર અને ફેર પાછો!** ખુદા માફીનો બક્ષનાર છે. જેટલે દરજ્જે તમે બંદગીની ચાલુ કોશેશ કર્યા જશો, તેટલે દરજ્જે તમારા ગમે એટલા મોટામાં મોટા ગુનાહ હશે, તે પણ દિન ઉગે મોટા જથ્થામાં કપાતા જ જશે. વળી ઘણાઓ બંદગી કરી કરીને આખી જીંદગી દળિદ્રાવસ્થામાં ગુજારે, તો તેથી એમ નહિ માનવું કે તે બંદગી નિષ્ફળ ગઇ. તેજ બંદગી તેમને તેમની ભવિષ્યની જીંદગીમાં કહો, કે હિંદુ શાસ્ત્ર પ્રમાણે બીજા જન્મોજન્મમાં કહો, પણ તે ઘણી કામ લાગશે. વાસ્તે "બંદગી કુન, બંદગી કુન, બંદગી; જીંદગી બીબંદગી શરમીંદગીસ્ત." બંદગી કરો, બસ બંદગી કરો; વગર બંદગીવાળી જીંદગી એક શરમીંદગીજ છે. એક ભાઇને આમ લાગે, કે બંદગીના બદલા જેવું આગળ કે પાછળ કાંઇ છેજ નહીં. કદાપિ તેને એમે લાગે, કે ખુદાની હસ્તી જ નથી, માટે વગર હસ્તીવાળી કોઇ ચીજની બંદગી કરવાની જરૂર નથી, વાસ્તે તેણે બંદગી નહીં કરી. બીજા ભાઇને લાગ્યું, કે બંદગીનો ફાયદો મળે છે, અને ખુદાની હસ્તી છે જ, સબબ બંદગીની જરૂર છે; તે કારણથી તેણે બંદગી કરી. હવે બીજું એમ માનો કે, ખુદાની હસ્તી નથી, એમ મુવા બાદ પેલા બંદગીબોરને જણાયું, તો તેથી પેલા બંદગી કરનારને કાંઇ ખોવાનું રહ્યું નહીં. જેટલો

વખત તેણે બંદગીમાં ગુમાવ્યો એટલો વખત તો તે ખરાબ વિચારો, વચનો, અને કામોથી અળગો રહ્યો હતો. હવે બીજી બાજુ તપાસો. ખુદાની તો હસ્તી છે, એમ જ્યારે પાછળથી જણાયું, ત્યારે બંદગી નહીં કરનારને તો પૂરેપૂરૂં ખોવાનું જ રહ્યું. "દુન્યાંકા તલબ કરનેવાલા રન્જુર; આકેબતકા ચાહનેવાલા મજદુર; મગર હય તાલેબે મઓલા મશરૂર"=આ દુન્યાંની જ માયામાં લપટાઇ રહેલાઓ આખરે તો દુઃખી જ થયા છે, તેમ વળી પોતાનો જ માત્ર સ્વાર્થ સારો ઇચ્છનારાઓ તો મજુર જેવા જ રહ્યા છે; પરંતુ ખુદાતાલાની જ તલબ કર્યા કરનારા તો હમેશાં આનંદી અને સુખી જ રહ્યા છે. એક કુંવારિકા પરણવા પહેલાં સોહવાસન થવાની આશામાં જ, પોતાનો ધણી નક્કી નહીં થયેલો છતાં, હાથે ચીતળ ઘાલી સોહવાસન બને છે; તે ભવિષ્યના એટલા જ શુકનથી, કે તેણીનો કોઇપણ દહાડો પરણવાનો વારો આવશે જ; કેમકે નહીં જણાયલો એવો તેણીનો કોઇ ધણી છે જ છે, અને વખત આવશે એટલે આપો આપ લગ્ન થશે. તે ઇચ્છા પ્રમાણે તેણીને મોંડે વહેલે ધણી મળે છે જ. એ જ પ્રમાણે તમે પણ પ્રથમથી જ ખુદા જેવા એક છુપાયલા ધણીને માટે બંદગી રૂપી ચીતળ પહેરીને ફરશો, તો તમારી શોભા પેલી સુંદરાના જેવી સોહવાસન રૂપે જ પ્રગટશે. પરણ્યા વગર સોહવાસન થવાના આનંદમાં ચીતળ પહેરનારી થવા માટે **સેંટ પોલે** કહેલું છે કે; "તમારૂં શરીર જેમ અંગોળ કરીને સ્વચ્છ કરો છો, તેમ અંતઃકરણને પણ સાથે સાથે જ સ્વચ્છ કરીને પૂર્ણ એતેકાદથી તે મુરબ્બી ધણીની આગળ તમે જવા માંગશો, તો તે ખુશી સાથે તમારી મુલાકાત લેશે. જે કોઇ ખુદાની આગળ આવે તેણે પ્રથમ તો માનવું જ જોઇએ કે, મ્હારા ધણી ઇશ્વરની હયાતિ છે જ છે. પછી જેઓ તેને ખંતથી શોધે છે તેઓને તે બક્ષનારો પણ તેવો જ છે. ટુંકમાં, આસ્થાથી, યકીનથી, શ્રદ્ધાથી ઇશ્વરના નામ ઉપર જ માત્ર કાંઇ પણ સારૂં કામ કરો, સારૂં બોલો, અને સારૂં વિચારો. તમારી બંદગી ફળની આશા વગર **તેને** જ અર્પણ કરો; તમારી જીંદગી તેના ઉપરથી ઓવારી નાંખો, અને તે જ તમને તારશે. **નસરઃ**–"ભાઇ **વિરાફ**! ખુદાનાં દર્શન થયા વિના, ખુદાની ખુદાવંદી દીઠામાં આવ્યા વિના, તેની હસ્તીનો અનુભવ પૂર્ણ થયા વિના, તેને માટે એક અજ્ઞાનીની પતિજ કેમ થઇ શકે વારૂં?" **વિરાફ**:—ભાઇ **નસર**! તમે કહેશો કે, તે સાહેબ એક વાર દેખાય, તમને મળે, અને પોતાની હયાતિ સાબીત કરી દેખાડે તો **પછી** હું ત્હેને પુજીશ! એ સિદ્ધાંત ઉપર ચાલવું એ તો વાંઝણીના છોકરાને પરણાવીને તેનો પરિવાર જોવાની ઇચ્છા રાખવા જેવું છે. હિમાલય પર્વતની હસ્તી છે, તેની તરેહવાર બલિહારી છે, પરંતુ તે જોવાની તમારી ઇચ્છા થાય, તો હિમાલય નજીક **તમારે** જ જવું જોઇએ; તે પર્વત ઉપર ચઢવા વેદનાની **તમારે** જ વિપત્તિ વેઠવી જોઇએઃ નહીં કે હિમાલયને તમારી આગળ તમે ઉંચકી મંગાવીને જ તેની હયાતિ અને બલિહારી માનો! તમારે પુરૂષાર્થ તો કરવો જ જોઇએ. પુરૂષાર્થ વિના દૈવનું

ચલણુ ચાલતું નથી. ભાઈ! તમે જન્મ્યા પછી સમજની ઉમ્મરમાં આવ્યા બાદ તમે કેમ જાણ્યું, કે હું તમારો ભાઇ થઉં છું? આપણાં મા-બાપ અને ભાઇ બ્હેનોને તમે કેમ ઓળખ્યાં કે એ સઘળાં તમારાં મા-બાપ અને ભાઇ બ્હેનો છે? તેઓ જ તમારાં મા-બાપ ને ભાઇ બ્હેનો છે એમ તમે કયાં જોવા ગયા હતા? તે તેઓ જ છે એમ તમે શા આધારે ખાત્રી કરી હતી? તમને તમારાં બીજાં વ્હાલાંઓએ તેમની પિછાન કરાવી ત્યારે જ તમે જાણ્યું કે નહીં? જેના પ્રતાપથી તમે નવ માસ સૂધી એક અંધારી, ગંદીલી, ગલીચ, હવા ઉજાશના આવ જાવ વગરની કોટડીમાં જીવતા જાગતા રહી શકયા, અને તમે જન્મો તે આગમચ તમારા ઘટતા ખોરાકને માટે માતાના સ્તનો દૂધથી ભરી રાખ્યાં, તેવા પ્રતાપિને તમે બંદગીથી નહીં સંભારો તો કેમ સંભારશો? દુન્યામાં જે જોશો તે ઉલટ સુલટ સિદ્ધાંત ઉપર ઇશ્વરે રચેલું તમને જણાશે; તેથી તેના તેવા કાયદાથી કંટાળી નાસ્તિક નહિ બનશો. બુતપરસ્તીમાં પણ જો એક ઇશ્વરનું સ્મરણ હોય તો તે બુતપરસ્તી પણ ખુદા પરસ્તી જ છે. આતશની પરસ્તેશમાં પણ જો એક ખુદાનું ભજન થતું હોય તો તે આતશ પરસ્તી પણ ખુદા પરસ્તી છે. ઉંડાં જ્ઞાનથી એ સઘળું તપાસીને જૂઓ. દુબળાં, નરડાં, કોળી આદિલઇ હલકી મનોવૃત્તિ ધરાવનારી પ્રજાઓને ખુદાની મ્હોટાઇ અને મહાબળનો ખ્યાલ આપવાને તરેહવાર કલ્પિત આકારના, વીશ પચીશ હાથ પગવાળા, પખાલ જેવાં માથાંવાળા અને તરબુચ જેવી આંખોવાળા, તથા પંખા જેવા મોટા કાનોનાં પુતળાં બનાવી ખુદાના બળનું ભાન કરાવ્યું, તેના ધાકનું માન બેસાડયું, ત્યારે જ એક દુબળો નરડો પણ પાપનો કાંઇએ ડર રાખીને સારાં કામો કર્યો જશે; બાકી ઇશ્વર નિરંજન, નિરાકાર, અને જ્યોતિસ્વરૂપે આખી જગતમાં સ્ફુરી રહેલા એવા મોઢાં માથાં વગરના ઇશ્વરને તો તેઓ માનવાના નહીં જ. તેની છાયાં અને છાપ તેવા અતિશય અજ્ઞાનો ઉપર પડવાની ન જ હતી. તેવા અજ્ઞાનો તે સાહેબના ભેદને નહીં સમજે તો એટલું મહા મોટું પુતળું જોઈને પણ તેઓ ઉદ્દગારો કાઢે કે; "બાપ રે! આવી આવી મ્હોટી આંખોવાળો ઇશ્વર તો બધું જ જોઈ શકવાનો! આવડા મોટા કાનોવાળો તો સર્વ સાંભળી જ લેવાનો! માટે ગમે એવા ખૂણામાં ખોટું કામ કરીશું તો તે પણ જોવાનો જ જોવાનો!" એવી એવી બીકથી તેને પુતળાંનો ખ્યાલ થતો નથી, પરંતુ ખુદાનો જ ખ્યાલ થાય છે, અને પુતળાં તે પુજે છે ખરો, પણ ખુદાના ખ્યાલથી જ પુજે છે. જોકે આધ્યાત્મિક વિદ્યા વડે જોતાં મૂર્તિનો તે પથ્થરો પણ ખુદાનું જ અંગ છે. પત્થરો અને **પોતે** કાંઈ જુદાં નથી. "રૂપ વગરનો તે ખુદા હોય? આકાર વગરની તે કાંઇ ચીજ હોય?" એવા અજ્ઞાન અતિ પ્રશ્નો તેમને સહેજે જ ઉત્પન્ન થાય, એવા ઈરાદાથી આ ખેલ **બુદ્ધ વ્યાસ** જેવા આગલા પંડિત શાસ્ત્રીઓએ રચેલ છે. **નસરઃ**–ખુદાતાલાને કોઇએ દીઠો નથી, તેનું કાંઇએ રૂપ નથી; અને આ તો **મહાદેવનું** પુતળું, આ તો **શંકરની** મૂર્તિ, એમ ખુદાતાલાનો ગમે તે આકાર માણસે વગર જૂએ કોતરી કયાંથી કાઢયો? વળી મૂર્તિ કોતરનારા પણ ખુદ

જ્ઞાનીઓ કે યોગીઓ હોતા નથી, કે જેઓને ઇશ્વરની જરાએ છાંયા પડી ગઇ હોય. બલ્કે, કેવળ અજ્ઞાન સલાટ લોકો મન ભાવતા પત્થરાની મન ભાવતી મૂર્તિ કોતરી કાઢે, તે તે વળી ઈશ્વરની આબેહુબ છબી કયાંથી હોય? આવા મૂર્તિપુજકો અને નદીનાળાંને માનનારાઓની તથા અરદ્રીશૂરના આગળ નમનારા દુષ્ટ લોકોની ઇચ્છાઓ અને ભક્તિ પણ નીચ માંગણીવાળી જ થઈ પડે!"

**વિરાફ:**—ભાઇ, અલંકારિક રીતે આ શંકાનું પણ આપણા ધર્મશાસ્ત્રમાં નિવારણ કરેલું જ છે. **આવાં અરદ્રીશૂર** એવા દુષ્ટ માણસોને પોતાની આરાધના કરવા, પોતાને ઇજેલી ચાશની કરવા, પોતાની નીચ ઇચ્છાની નીચ માગણી કરવાની સાફ ના પાડે છે કે; "બીજાંઓને દુઃખ દેનારાઓએ, ગરમ મીજાજવાળાએ, ઠગાઈ કરનારે, હિંચકારાએ, નીચ માણસે, બદચાલની સ્ત્રીઓએ, અધર્મિ માણસે, કોહોડિયા માણસે, પોતાની દુષ્ટ ઇચ્છા જણાવી ઉમેદ પાર પાડવાની મ્હને ખાહેશ જણાવી હતી જ નહીં." તેમ જ છતી આંખે આંધળા, છતે કાને બહેરા, બુરા, ઘાતકી, બખીલ, શેહવત પરસ્ત એટલે વિષયી ને હવસી માણસે કરેલી ઈચ્છા ને ઉમ્મેદ તેણી બર લાવતી જ નથી; પરંતુ જે ઇશ્વર પરસ્ત હવોવના ખાંદાંનવાળાઓએ, જે ધર્મી નોદરના વંશવાળાઓએ દ્રઢ ઇચ્છાથી બંદગી કીધી, તે હવોવવાળાઓને દોલત ને સુખ પ્રાપ્ત થયાં, તે નોદર કુટુંબવાળા ગુસ્તાસ્પને દરિનની પાદશાહી સાથે, તેજી ઘોડા પણ માગ્યા મુજબ મળ્યા હતા. સલાટ લોકો મહાદેવ કે મારૂતિની મૂર્તિ ખુલ્લાં મેદાનમાં મોટા પત્થરાઓ નાખીને જ્યારે કોતરે છે ત્યારે કકડતા તાપથી તપી રહેલા પત્થરા ઉપર ખાસડાં સાથે જ બેસીને, મૂર્તિની છાતી ઉપર પગ મૂકીને તેઓ આકૃતિઓ કોતરે છે, પરન્તુ તેજ પત્થરાની અને તે જ મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા, કોઇ મહાત્મા, રૂષિ, કે પ્રવીણ બ્રાહ્મણોએ પોતાનો પ્રાણ તે પત્થરની મૂર્તિને અર્પણ-કરવાની ક્રિયા કીધા પછી, મૂર્તિ પરથાયા પછી, તેના થાનકે ખાસડાં સાથે તે સલાટથી તે જ મૂર્તિની આગળ પણ જઇ શકાતું નથી. બલ્કે સાષ્ટાંગ નમસ્કાર તે જ મૂર્તિ સમક્ષ તેને હવે કરવા પડે છે. તેજ પ્રમાણે અશો મોબોદે સાધારણ આતશોની પ્રાણ પ્રતિષ્ઠાની ક્રિયા કરીને આતશબેહરામ પરથે છે, ત્યારે તે પુજવા લાયક થઈ પડે છે, અને તેની મારફે તે ખુદાની બંદગી થઇ શકે છે. ખુદાવંદીને અનુભવવાના માર્ગો એવા જ છે. મિથ્યા માની લીધેલાં જીંદગીનાં ચિંતનનો ત્યાગ કરી, તમારી જીંદગીની જગોએ ખુદાવંદીને તમે જોતા થાવ ભાઇ, કાંકે તમારાં સાધનો માત્ર આજ માર્ગ ભણી તમને દોરે છે. જપ તપ કરો, ભક્તિ કરો, યોગ કરો, ઇચ્છામાં આવે તે સાધન કરો, પરંતુ સર્વ ધર્મવાળાનાં લક્ષ્ય–સ્થાને (Goal) પહોંચવાના માર્ગો એવા જ છે, કે બસ શ્રદ્ધા રાખો; ઈમાન ને યકીન નહીં છોડી દો.

સચ્ચાઇ હય કુવ્વત, તો સિદાકત મેરા ખંજર;<br>
ઇમાન હય ઝંડા મેરા, નેકી મેરા બખતર.<br>
ટૂટ જાઉંગી, કટ જાઉંગી, શિકવા ન કરૂંગી!<br>
ઇમાન છુટેગા, તો મરેં સૌ બાર મરૂંગી.

# સબક ૯ મો.

## કુદ્રત ઉપરથી કર્તાની હસ્તી.

"He that cometh to God, must believe that He is, and that He is a rewarder of them that diligently seek him." *St. Paul.*

**નસરઃ**—ભાઈ વિરાફ! જે પરવરદેગારને અક્ષાયદેહ, બક્ષાયશગરે, મેહેરબાન કહ્યો છે, તથા ન્યામતનો બક્ષનાર, ગુન્હાની માફીનો આપનાર, આપણુ માણસ જાત ઉપર દયા રાખનાર, અને વળી ન્યાય કરનારો કહ્યો છે, તે પરવરદેગારની બંદગી કીધાથી શું તે દયા લાવે છે ને ઇનસાફ ઉંધો વાળે છે? શું બંદગી નહીં કરનારને તે ન્યાય નહીં આપતાં કીનો કે ક્રોધ કરે છે? શું બંદગી નહીં કરનાર ઉપર તેની દયા નહીં ઉતારતાં તે નિર્દય થાય છે? શું પોતાની બંદગી કરાવવાને તે એટલો બધો તલબગાર છે? હું નહીં માનતો.

**વિરાફઃ**—નસર! નસર! તું આવા વાદવિવાદ કરીને પાછો ને પાછો અધર્મીની સાથે વળી અજ્ઞાની પણ નહીં થા. ધર્મ નથી અને વળી ખુદાની કરામત પણ નથી, એમ માનનારા જે લોકો અશો અને ભક્ત લોકોનો ઉપહાસ કરે, અને ધર્મ તરફ અશ્રદ્ધા કરે કરાવે, તેઓનો ખચિત્તજ વિનાશ થાય છે. કુદ્રતમાં શક્તિ, ડહાપણ, ભલાઈ વિગેરે મહાન ગુણો જોઇને તે કુદ્રત રચનારની મોટાઇ વિષે તથા તેની હસ્તી વીશે આપણને માનવું જ પડે છે. જેમ રોબીનસન ક્રુઝો એક ટાપુ ઉપર ગયો, અને રેતી ઉપર કોઇ માણસનાં પગલાં દીઠામાં આવ્યાં તે ઉપરથી જ તે ટાપુ ઉપર માણસ જાત વસે છે, એની તેણે ખાત્રી કરી હતી. જેમ અમેરિકાની શોધમાં જતાં કોલમ્બસને દીવો દેખાયાથી તેણે જમીન હવે નજીક આવ્યાનું અનુમાન દરિયામાં જ કર્યું હતું, તેમ હે ભાઈ! પ્રથમ તું આ કુદ્રતની બધી બલિહારી જોતાં જ ઈમાન લાવ, અને પછી જ તકરાર ચલાવ. ઈમાનદારી એ એક એવી રોશની છે, કે જે જન્નત, સ્વર્ગ અને બેહેસ્ત સુધીનો રસ્તો રોશન કરી આપે છે. યાદ રાખજે **નસર!** દાદાર અહુરમઝદનું પેટ તો દયાથી જ ભરેલું છે; પહેલાં તે દયા ખાય છે, અને પછી જ તે ન્યાયનું પાન કરે છે. તેનામાં દયા અને ન્યાય દૂધ અને સાકર પેઠે ભેળાયલાં જ છે.

ધણી ધણીઆણીનું એક સુખવાસી જોડું ઘણાં વરસથી સુખચેનમાં રહેતું હતું. પ્રસંગે ધણીને પરદેશ રળવા જવાની જરૂર પડતાં તે બહાર પડયો, અને તેની પતિવ્રતા સ્ત્રી તેનાથી જૂદી પડી. તે સ્ત્રીને મનથી પોતાનો ધણી એજ ઈશ્વર હતો, તે કારણથી તેની જૂદાઇમાં તેણીએ તેની કાંઈ **છબી** શોધી, પણ તે હાથ ન આવ્યાથી પોતાના ધણીના પગમાંની **પાવડીને** દરરોજ ધોઈ ધોઈ સાફ કરી, પોતે અંગોળ કરી રહીને ભક્તિ ભાવથી પૂજવા લાગી. તે **પાવડીને** છાતી સરસી દાબીને, આંખસે લગાડીને, માથા ઉપર મૂકીને, પતિની ભક્તિ, યાદ, નિત કર્મમાં તેણી કરે

જતી હતી. ૩-૪ દિવસ સૂધી તે પેલો તેણીનો ધણી પાસેના પડોશીને ત્યાં પોતાની સ્ત્રીનું પતિવ્રત જોવાને ભરાઇ રહેલો હતો, તેણે સર્વ કાંઈ નજરો નજર દીઠું. દિલમાં તેને એટલા બધા આનંદની લગ્ની લાગી રહી, કે પોતાની સ્ત્રી જોકે નથી તેની છબીને પુજતી, કે નથી તેના શરીરના કોઇ અંગને પુજતી, કે નથી તેના સ્વરૂપની કોઈ વસ્તુને પુજતી; બલ્કે પગની જુતીને તેણી પુજતી હતી છતાં, તેણીનો **ભાવ** એ જ માત્ર પોતાના ધણીના દિલને આકર્ષણ કરનાર વસ્તુ હતી! તે જ પ્રમાણે સામે આતશ કે પથ્થર મૂકીને પરમેશ્વરનો **ભાવ** રાખી પુજા કરવાથી તે માલિક નાખુશ નથી જ થવાનો, પણ ઔર તે ખુશી જ રહેશે. પરંતુ મૂર્તિપુજા અને ઈશ્વર જ્ઞાનનો સાચો પણ નહીં માન્યામાં આવે એવો ગુપ્ત ભેદ એક અજ્ઞાનીને સમજાવતાં, તે જેટલો પણ ખુદાને માનતો હોય તેટલો પણ છોડી દઇ ઘણીકવાર નાસ્તિક બને છે, જ્યારે કેટલાક વકુફ વગરનાને તેનો ખરો ભેદ એકવાર રામનાં બાણની માફક ચોંટી બેસે છે, તો તે ભાવિક આસ્તિક બની જાય છે. વાસ્તે લગાર આગળ વધીને કહો, કે તે સાહેબનાં ખરાં સ્વરૂપને બદલે બીજુંજ કાંઇ રૂપ ધારીને, અથવા તેનું ને તેનું જ અમુક રૂપ ચિત્તમાં પરોવીને તેને માનો, અને પછી તેને પુજો. જે માણસ યકીનથી તેને માનવા માટે જ પોતાના મનની શુદ્ધિ કરતો હોય, તેને આ બધું કહેલું ઉલટી અસર કરવાને પણ શકિતમાન થઈ પડે, એવા તેના ભેદો ઉંડા અને ભયંકર જેવા લાગે છે. **શેકશપીઅર** કહે છે કે; આપણ માનવીઓ, જેઓ આપણ પોતાથી જ અજાણ છિયે, તેઓ બંદગી વિના હાથે કરીને આપણે પોતાને માટે જ આફતોની માંગણી કર્યે છિયે, અને તેવી માગણીઓ પેલો ડહાપણવાળો સાહેબ આપણા જ ભલાંને માટે કબુલ રાખતો નથી. ભાઇ! બંદગી વગર પણ જ્યારે તે સાહેબ ત્હારૂં ભલું ઇચ્છે છે, ત્યારે બંદગી કરતો રહે તો ત્હને કેટલું બધું ભલું જોવાની ઉમેદ રહેશે! એટલા વાસ્તે ઇશ્વર શોધક **સેનેકા** કહી ગયો છે કે, બંદગીમાં તું શું શું માંગશે! પહેલાં તો ખુદાતાલા પાસે નિર્મળ અંતઃકરણ ઇચ્છજે. પછી તંદોરસ્ત મન, અને ત્યાર બાદ તંદોરસ્ત તનની તું માગણી કરજે. તું વિપત્તિમાં કે ચિંતામાં આવી પડયો હોય, ત્હારાથી ભયંકર પાપ થઈ ગયું હોય, તું ભીડમાં આવી ગયો હોય, તું એકલવાયો અને હાડમાર થઈ પડયો હોય, ત્યારે એક ખૂણામાં બેસીને બંદગીની એક નરમ હાય માર! તેની ભકિત કરવા સિવાય ત્હને હિમ્મત આવવાની નથી. બધા આધાર જતા રહેશે, બધાં જ રૂઠશે ત્યારે ત્હને એક પણ આધાર તો જોઇશે જ, અને તે આશરો ત્હને છેવટે એકલા એક ખુદામાં જ જણાશે.

**નસરઃ**—"તે સાહેબને ગાળ આપો, તેની નિંદા કરો, કે ગમે તેવું તેના માટે વાંકું બોલો તો તે ગુસ્સો કરતો નથી. તેની ખોટી ખોટી, મોટી મોટી તારીફો કરો તો તે ખુશી થતો નથી. રે ભલા! તે કાંઈ ત્હારી કે મ્હારી બંદગી ઉપર બેસી

શકો નથી. તેને માનનારા આસ્તિકોનું તે પેટ ભરે જ છે; અને તેને નહીં માનનારા નાસ્તિકોને તે ભૂખા સુવાડતો નથી. જેઓ માંસ મદિરાના આહારને નર્કમાં લઈ જનારો માર્ગ ગણી ગયલા, તેઓ પોતે જ નર્કમાં નહીં ગયા હશે, અને જેઓ માંસ મદિરા ખાઇ પી મસ્ત બનનારા તે સ્વર્ગમાં નહિ ગયા હશે, એવું કાંઈ હોય શું ? ઇશ્વરને સવાબ ગમે છે અને પાપ નથી ગમતાં, તોપણ જે જે કરાવે છે તે તે તો તે જ કરાવે છે ! આ અસત્ય અને પેલું પણ અસત્ય, એવું મનાવનારો પણ તે જ છે ! પૂર્વ જન્મ કે પુનઃજન્મ કાંઈ છે જ નહીં, કેમકે પાપ પુન્ય પણ તે જ કરાવે છે ને ! ”

**વિરાફઃ**—“ ઓ ભગવાન ! રે પ્રભુ ! આવાં ખોટાં ખરાંના વમળ ભર્યાં વિટંબણામાં નાંખનારી વાસનાને તેં કાં પેદા કરી ! એવા ભેદ ભરમોથી ભરેલા ઓ ભલા ! હમે ત્હેને બંદગી શિવાય કેમ અને કેવી રીતે ઓળખ્યે ? કિયે માર્ગે પુજ્યે, અને કિયે રસ્તે તુંને આવી મળ્યે ? ” એવા એવા અંતર્યામી ઉદ્દગારો એ પણ ખરે ખરા બંદગીના જ ઉભરા અને ભકિતની જ હાચો છે ભાઇ ! જે છે તે બસ તું જ છે, જે કાંઇ કરાવે છે તે તું જ કરાવે છે, એટલું પણ તમે માનતા થયા છો ભાઈ, ત્યારે તો તમે જરૂર ઠેકાણે આવશો જ. વસિષ્ટ મુનિ પ્રમાણે કોઇ પેદા થયું નથી, ને કોઇને તું પેદા કરતોએ નથી; કોઇ જન્મતુંએ નથી ને મરતુંએ નથી; એ બધાં વાસના દેવીનાં પરાક્રમો છે; તે જ દેવીની મોકાણે આપણે ખુદાથી જૂદા પડયા છિયે. “ **પેદાથયા** ” કહેતાં, અમે ત્હારાથી “**જુદા થયા;**” તો તે જૂદાઇ પણ વાસનાને જ આભારી છે. જીવ હંત્યા ન કરવા બદલ ત્હારાં ફરમાનો કહેવાય છે, પરંતુ તું તો ઉલટો દમે દમ લાખો લાખ ને પ્રાધો પ્રાધ જીવોને અમારાં પેટાખાંનામાં ગુંગળાવી મારવાનું પાપ કરાવે છે ! પાણીના દર ગોટે ગોટ તું તો હજારો હજાર જીવડાઓનો ભક્ષ કરાવે છે ! એવાં ઉલટાં સુલટી કર્મોના ભેદના આભારથી અમે તુંને ને તુંને જ યાદ કર્યે છિયે. એક પણ પંથવાળાનું એક પણ પ્રમાણ સિદ્ધ રહેતું નથી; બલકે તેને તોડવાને ઉલટા સુલટી વાતો તે પંથના પ્રેમાળુઓ પાસે જ તેં કરાવી છે. એ ત્હારી અદ્દભુત શકિતમાં ગુંચવનારી ત્હારી ભેદી જાળ છે છે ને છે જ. એવા મોટા માલિક ! હું ત્હને નહીં કાં ભજું ! ત્હારી વાહવાહ કેમ નહીં પોકારૂં !

ભાઇ નસર ! ખુદાતાલાની બંદગીના સંબંધે કર્મનો વિષય આપણે ખાસ અભ્યાસમાં લાવવો જોઇએ છે; અને જેવું કરશો તેવું પામશો એવા અર્થનું જરથોસ્તી સિદ્ધાંત “ અકેમ્ અકાઇ વંઘોહિમ અષિમ વંઘહઓવે” જે અવસ્તા કલામોમાં પવિત્ર વચન છે, તેનું ભાન લાવવાને પૂનર્જન્મનું યકીન ખાસ મહત્વ ધરાવે છે. જરથોસ્તી ધર્મશાસ્ત્રમાં પૂનઃજન્મ કે પૂર્વ જન્મ કાંઇ છે જ નહીં, એવું અવસ્તાના અભિયાસીઓ જણાવી દેવાની જે ઉતાવળ કરવા પડયા છે, તે તરફ લગાર વિશેષ

વાદ વિવાદની જરૂર છે. એકવાર પૂર્વ અને પૂનઃજન્મનો વિચાર નક્કી થયો તો પછી ખુદાની બંદગી ઉપર જરા વ્હેલી જ આસ્થા વધશે. એકવાર પૂર્વ અને પૂનઃજન્મની શ્રદ્ધા આપણા જરથોસ્તીઓમાં પેસવા દો, અને પછી જો પહેલેથી આપણા ધર્મઅભ્યાસ ઉપર નવેસર અવલોકન કરવા ઘો, તો પછી કાંઇ જૂદો જ અર્થ અને માર્ગ આપણુને સુઝ પડશે. જરથોસ્તીઓ આત્માની અમર્ગી તો માને જ છે. આત્માની અમર્ગી તે શું, અને તે શા થકી હોવી જોઇએ, તેનો ખ્યાલ કરવાનું અને તે ઉપર ઉંડો વિચાર ચલાવવાનું છોડી બેઠાથી, તાસુબીથી દોરાઇને પૂર્વ અને પૂનઃજન્મ વીશે આપણે અંધકારમાં રહ્યે છિયે. પૂનઃજન્મનો શબ્દ અવસ્તામાં હોય તો જ તેને માનવું શું ? તેનો ભેદી અર્થ, ઉંડો અર્થ, બીજાં રૂપે અવસ્તામાં સમાયલો હોય તો તેને નહીં માનવું શું ? અવસ્તામાં તો ચોકકસ ગણુત્રિના જ, અમુક હદમાં જ શબ્દો આવેલા છે. એક નિર્દોષને વગર પાપે આ જન્મમાં દુઃખ થતું આપણે જોઇએ છીયે. ખરૂં છે, કે આ ભવમાં તે સારી રીતે વર્ત્યો છે, પણ પેલા આગલા ભવોમાં તેણે કરેલાં નઠારાં કામોનો બદલો મળવાનો રહેલો હશે તે કાં નહીં આ ભવમાં તેને મળતો હશે ? તેમ વળી એક પાપી દોષિતને આ ભવમાં અનેક ગુનાહ કરવા છતાં સુખ ભોગવતો જોઇએ છિયે, ત્યારે કાં નહી પેલા ભવનાં તેના સવાબોનો બદલો તેને મળતો હશે ? સુખ દુઃખ સૌ કરણી પ્રમાણે જ છે, એવું તો "અકેમ અકાઈ વંઘ્વેહીમ અષિમ વંઘહઓવે" ભણીને આપણે કબુલાત આપી છે. ધારો કે એક પાપી માણસ આખી જીંદગીમાં ગુન્હાઓ કરીને સુખમાં જ મરી જાય, અને પુનર્જન્મ નહીં હોય તો તેના ગુન્હાનો બદલો કયાં અને કેવી રીતે મળી શકશે ? કોઈ ત્યારે કહેશે કે, દોજખમાં તેને અસહ્ય વિપત્તિઓ ખમવી પડવાની એ જ તેનો બદલો ! ત્યારે પાછો સવાલ ઉઠશે કે, એક બાળક એક જ વરસની ઉમ્મરમાં કે તેથી પણ ઓછી ઉમ્મરમાં જન્મથીજ દુઃખી દર્દિ જન્મીને, પીડા પામી પામીને મરી જાય છે, તેણે એક વરસમાં એવાં તે શું પાપો કર્યાં કે તેને કરણીનો આવો બદલો મળ્યો ? ના. તે બદલો તેને પૂર્વેના પાપોનો અહિં, આ જન્મમાં મળ્યો છે, એમ જ સમજવાનું છે. પૂર્વેના પાપોનો બદલો જે અહિં, આ ભવમાં મળ્યો એ જ બતાવે છે કે, આપણુને તો આ દુનિયામાં કે બીજી કરોડો હયાત અને હવે પછી થનારી દુનિયાઓમાં જન્મ મરણના એવા એવા લાખો લાખ ફેરા, છેવટની મુક્તિ થતાં સૂધી ફરવાના છે. આપણે એકવાર જન્મ્યા ત્યારથી લાખો લાખ ફેરા સૂધી આપણો એક જ જન્મ કહો, તો તે જ જન્મના કૃત્યોનો બદલો પણ એ જ ગણાશે. એના ઉંડાણમાં જઇ તેને શોધવા જશો, તો તમારૂં મન નિશ્ચિત થયા સિવાય તે શોધાવાનું નથી. અંધારૂ એ શી ચીજ છે ? તે કેવુંક છે ? એમ કહીને તમે અંધારાંને દીવો લઇ જેવું તેનું સ્વરૂપ જોવા જશો તેવુંજ તે તો ઉલટી ક્રિયા કરશે. અંધારાંનું ખરૂં સ્વરૂપ જોવા જતાં દીવાથી તો ઉલટું ઉજરડું થઇ જશે. માટે અંધારાંને જોવા માટે તેને તેનાં ખરાં

સ્વરૂપમાં જ રહેવા દઇ તમે જોશો, યાને આત્માની અમર્ગીને તેનાં ખરાં સ્વરૂપમાં કહેતાં પૂનઃજન્મના સ્વરૂપમાં જો જોવા જશો, તો તમને તમારાં કૃત્યોનો ડર કે નિડર જરૂર લાગશે, ખુદાતાલા વીશે ખરો ખ્યાલ ત્યારે જ થશે; અને ત્યારે જ તમોને બંદગી કર્યા વિના ચાલવાનું નથી. સેંટ **જોન** કહે છે કે, ખુદા એ પણ ચૈતન્ય આત્મા છે, માટે તમે પણ જો આત્માને પરોવીને તેની બંદગી કરો તો જ તે આત્માને ખુશી કરી શકો. જ્યારથી આપણે પરમાત્માથી જૂદા પડયા ત્યારથી જ આપણે એક એવી મોટી ઉંઘમાં પડયા છીએ, કે લાખો લાખ ફેરા જન્મ મરણની ફેરા આંટીમાં ફર્યે છિયે તોએ, ઉંઘમાં આપણે એ સર્વ સ્વપ્નો જ જોઇએ છિયે. સંકલ્પથી રાતનો સ્વપ્નો એક ક્ષણનો પણ નહીં હોવા છતાં વરસોનો લાંબો લાગે છે, અને જ્યારે જાગો છો ત્યારે જાણો છો કે, સર્વ કાંઇ થોડીક ક્ષણમાં બની ગયું. તેમજ વાસનાથી માત્ર એક ક્ષણનો આ ભવનો એક ફેરો લાખો લાખ જન્મ જેવો લાંબો લાગે છે. તમે રાત્રે બરાબર ૯ કલાકે ઉંઘમાં પડયા. સ્વપ્નો આવ્યો. તમે જૂઓ છો કે, તમારે પેટે છોકરાં થયાં છે, અને મોટો કબીલો થયો છે. તમારાં છોકરાંને ઘર છોકરાં અવતર્યાં. તમે હિંદુસ્થાનના રાજા થયા. ત્યાં ૫૦ વરસ રાજ્ય કરી બીજા દેશો જીત્યા; અને બીજા ૨૫ વરસ જાહોજલાલી ભોગવી ૧૦૦ વરસની ઉમ્મરે તમો મરણ પામ્યા. તમે જાગી ઉઠયા અને ઘડિયાળમાં જૂઓ છો તો હજી ૯ કલાક ને પાંચ મિનીટ ઉપર થઇ છે! તો પાંચ મિનીટમાં તમે જેમ ૭૫ વરસની કારકિર્દી જોઇ અને અનુભવી, તેજ મીસાલે તમારૂં આ જીવવું ૭૫–૮૦ વરસનું તમોને માત્ર વાસનાથી જ લાગે છે, બાકી એ તો થોડીક ક્ષણનું જ જીવવું છે. એ બધું તમે એવા એક ચશ્મા વડે જોઇ શકો, કે જે ચશ્મો મનરૂપી આંખને બંધબેસ્તો આવે. એ સૌ ખુદાઇ જ્ઞાન તથા ખુદાઇ અનુભવથી જ જોવાનું છે. જે કોઇ કે ખુદાઇ જ્ઞાનમાં રસ્તે પડી ચુકયો છે તેને તો એવાં એવાં અજબ કૃત્યો કરવાનું સુઝ પડે છે, કે અજ્ઞાનીઓ તો તેને ગાંડો જ ગણે છે. તે તો ખુદાઇ એશ્કમાં અને તેની બંદગીમાં વેળે ખાવાનું પણ ભૂલી જશે. આપો તો ખાશે, ને નહીં આપો તો તેની તેને તમા નથી. એવા માર્ગ ઉપર તદન જ લીન અને તલ્લીન થઇ ગયલા ગમે એવા એક શ્રદ્ધાળુ બ્રાહ્મણ જેવાને પણ તમે અન્નને બદલે અખંતર આપો, કિંવા શીરાપૂરીને ઠેકાણે માંસ મદીરા આપો તો તે પણ વગર સ્વાદે અને વગર કમકમે ભક્ષ કરવાનો; કેમકે તેના મનને તે વાનાં કાંઇ જૂદાં અથવા ભેદાભેદવાળાં નથી. એ બધી સ્થિતિએ આવતાં સૂધી સૌ કોઇએ બંદગી તો કરવી જોઇએ જ જોઇએ. ખુદાતાલાના ઉપકારોનો ઉભરો કાઢવાને આદમ જાતની પાસે બંદગી સિવાય બીજું હથિયાર જ શું છે? તે ઉપકારના બંદગી રૂપી ઉભરાનાં ફાયદા ઘણા છે. તે વીશે લોર્ડ ટેનીશન કહી ગયા છે કે; "આ દુનિયાં માને છે તે કરતાં પણ ઘણું વધારે કામ બંદગીથી થઈ શકે છે." વાસ્તે ઓ ભાઇ! એક વહેતા ઝરાંની માફક રાત ને દહાડો તું ત્હારો બંદગીનો અવાજ કાઢયા જ

! ! કેમકે મેઢાં બકરાં જેઓ બિચારાં વગર વાચા અને વગર બુદ્ધિવાળાં અંધકાર
ગજ લઇને ઉધરેલાં છે, તેમના કરતાં તો તું સો દરજ્જે ચઢતો છે; છતાં તું ખુદાને
.છાનવા પછી જો બંદગીના જુસ્સાથી ત્હારા હાથો ઉંચા નહીં કરશે, અને ત્હારે
ાતર તથા ત્હારા ખેરખાહો ખાતર બંદગી નહીં કરશે, તો ત્હારામાં અને મેઢાં
કરાંમાં કાંઇએ ફરક કહેવાશે નહીં." તે બિચારાં જો ત્હારી માફક ખુદાની હસ્તી
.છાનત તો ત્હારા કરતાં સો ગણીવાર બઁબઁ—મઁમઁ કરીને પણ તે સાહેબને જરૂર યાદ
:ત. અરે! અરે! એક મરઘો પણ પ્રેરણા બુદ્ધિથી સહવારના પહોરમાં "કૂકરે—કૂક" રૂપી
'દગી કરે છે. એક મરઘી પણ પાણીનો એકેકો ગોટ ગળતાં ગળતાં આકાશ તરફ ડોકું
ચું કરીને તે સાહેબની ન્યામત માટે પ્રેરણાથી જ શુક્રગુજારી કરે છે. એક
રવાંનો, એક મગતરૂં, તે સાહેબના ચેરાગરૂપી માત્ર નૂર ઉપર પોતાનો જાન
ાપતાં "ન્યામત! ન્યામત!" ના અવાજો પોકારી ગણગણરૂપી બંદગી કરે છે;
રે નસર! જેણે ત્હારે જ માટે દુનિયાંની આ બધી રેલછેલ કરી મેલી છે, તેને
.રૂ, ત્હારા સાહેબને માટે બંદગીનો એક સોલ્લો, એક હાય, એક પોકાર, કે
ક દમ પ્રેરણાથી નહીં પણ બુદ્ધિથી તું નહીં ખેંચે વારૂં? તેના ને તેના જ
ચાલમાં તું લોહીનું એક આંસુ નહીં ખેરવે? હું જો બુલબુલ પેદા પડયું હોત
બુલબુલો જેવાં ખુદાઈ પ્રેરણાના ગાયનો ગાય છે તેવાં ખુદાઈ ગાયનો જ હું ગાયા
ત. હું જો હંશ પેદા થયું હોત તો હંશોના જેવાં ખુદાઈ પ્રેરણાના ગાયનો ગાત,
ગર હું તો બુદ્ધિ અને અક્કલવાળું પ્રાણી પેદા પડયું છું; માટે મ્હારી ફરજ તો
દાની સ્તુતિનાં ગાયનો અકકલ અને બુદ્ધિ વાપરીને જ ગાયા કરવાની છે. પહેલાં
ત્હને કહી આવ્યો, કે પ્રથમ બંદગી કરતાં **મનને** કાબુમાં લેવું જોઇએ; પરંતુ
આદમીને એમ લાગે, કે તેનું મન કેવળ જ કાબુમાં રહી નહીં શકતું, તોએ
ગે ધીમે ધીમે ફરી ફરી યત્ન કરી તેને ઘેરવાની કોશેશ કર્યા કરવી. મગર તે
ટલું બધું ચળિત જણાય, કે માત્ર લખાણ અથવા સમજાવટથી પ્રંથમદર્શક
રણોને લીધે તે જરા જરામાં લોભાઈ જઈ ઘડીકમાં આ માર્ગ અને
ડીકમાં પેલો પંથ, એમ ફેરવાયા કરનારૂં તે ત્હને જણાયા કરે, તો
ાઓસોફી કે **આત્મજ્ઞાન** કે **બ્રહ્મરસ** કે **આધ્યાત્મિક** જ્ઞાન જેવા ઉંડા, ગુઢ
ને ભેદી વિષયો ઉપર અલ્પ જ્ઞાને હળદનો ગાંઠિયો મળતાં હકીમ થઈ બેસવું ત્હારે
.ટે જોખમ ભરેલું છે. ઈશ્વરિ જ્ઞાન એ તો મોટા ભેદની વાત છે. તાબડતોબ ઉતાવળે
જ્ઞાન મેળવવા જતાં તો લેણાના દેવા થઇ જવાનો સંભવ છે. ઉતાવળે એ વિષયમાં લાડવા
ાવાના નથી. ઘણી ધીરજ અને ક્રમે ક્રમે કામ કરવાનું છે. ભેદ સમજી જવાની
ક્તિ નહીં આવે ત્યાં સૂધી એટલુંજ યકીન રાખવું કે; "ખુદાની હયાતી છે, અને
દગી એજ મૂખ્ય માર્ગ તેને માટે છે." જ્ઞાન માર્ગ અને કર્મ માર્ગ કરતાં પહેલાં
ક્તિ માર્ગે જ ચાલ્યા જવું ત્હારા જેવાઓને માટે તો વધુ સલામતી ભરેલું ગણાયલું

છે. એટલું સમજી પોતાનો જ ધર્મ સાચવીને ત્હારે તો ધીમે પગલે ડગલાં ભરવાં. **બીશપ બેલી** કહે છે કે, જેમ જેમ ત્હારૂં કામકાજ વધતું જાય, તેમ તેમ ખુદાઇ આશીર્વાદ અને ત્હારાં સુભાગ્ય માટે ત્હારે વધારે ને વધારે બંદગી કરતાં રહેવું; એટલુંજ માની લઇને કે, તે સાહેબના આશિર્વાદ વગર ત્હારી આબાદી થઇ શકવાની જ નથી. બંદગીમાં ગુમાવેલો વખત કદિયે હરકત કર્તા નથી, પણ ઉલટું એક ભકતાની સફર કે વેપાર વણજ કે કામ ધંધાને આગળ વધારનાર, વૃદ્ધિ કરનાર અને બરકત કર્તા થઇ પડે છે; વાસ્તે ગમે એવી ત્હને કોઇ એક કામની ઉતાવળ હોય, અથવા ગમે એવું ત્હારૂં કામકાજ મ્હોટું હોય, તો પણ તું બંદગી કીધા વગર ત્હારો ઉંબર ઓળંગતો ના! બંદગી કીધા પછી જ બારણામાંથી પગ બહાર કાઢજે! ત્યારે જ, ત્યારે જ ત્હારૂં કામ સરંજામ પાર ઉતરશે, અને કંઇ જ નહીં તો તે કામ પાર પડવાની ત્હારામાં એક જાતની દ્દઢતા ને હિમ્મત રહેશે.

---

## સબક ૧૦ મો.

### ખાધાનું જગાડે કૂતરાને, મરયો જગાડે નિમાજીને.

" The gift of prayer is not always in our power."

*( Lessing. )*

**નસરઃ**—" વિરાફ ! ભાઇ મ્હને હજી પણ બંદગીની જરૂરિયાતની શંકા જ રહે છે. મન તો વાળેલું વળતું નથી. દુઃખ આવી પડે છે ત્યારે મ્હને તો ઉલટો કુદ્રત ઉપર ને તેના કર્તા ઉપર કહેર ચઢે છે; જેથી બંદગી કરવા તો ગમતું જ નથી."

**વિરાફઃ**—હાલ તો સર્વ સમજવાનો અધિકાર પ્રાપ્ત કર્યા વિના જે તે ભારી મત સ્વિકારવા કરતાં, સરળ અને સાદાં સિદ્ધાંતો, ફરમાનો, અને ફતવાને જ અનુસરીને ત્હારે ચાલવું ડહાપણભર્યું છે. મન ચંગા તો કથ્રોટમેં ગંગા. તમારૂં મન જો કથરોટમાં રહેલાં પાણીને પણ ગંગા નદિના પાણી જેવું સમજવાનો અધિકાર પ્રાપ્ત કરે તો અર્થ પૂર્ણ સરશે. તેને માટે કુદ્રતની શક્તિનું તમને સંપૂર્ણ જ્ઞાન થવું જોઇએ. જ્ઞાન થાય તેની સાથે સાથે જ અનુભવ પણ થવો જોઇએ. ત્યારે જ તમારૂં મન નિશ્ચય ઉપર આવવા માંડશે. ત્યારે જ ખુદા વિશે ઉંચામાં ઉંચો ખ્યાલ આવશે. એ કાંઈ પાણીના ગોટની માફક ગળાઈ જતું નથી. અનુભવ સાથનું જ્ઞાન થવા સારૂ પ્રથમ ખુદાના નૂરી કેબલાઓ સૂર્ય—ચંદ્ર—આતશ—સેતારા—પાણી એ સર્વની કમાલ્યતની સ્તુતિ ગાતાં ગાતાં ઈશ્વર ભજન કરવાથી તમારી અંતર દ્રષ્ટિ યાને અંદરની નજર ઉપર ચઢેલો કાટ હજી તો ઓગળવા માંડશે. આગળ વધવા પછી તો સૂર્ય, ચંદ્ર, અગ્નિ કે બીજી સર્વ મૂર્તિની તમને જરૂર જ પડવાની નથી. પછી તો બધી મૂર્તિઓને તમે ફેંકી જ દેશો. સાતમા ધોરણ સૂધી ચઢેલો વિદ્યાર્થિ પહેલી બીજી ચોપડીને ફેંકી દઇ આવ્યો

છે તે પાછો ફરીને તે ચોપડીઓને જોતો પણ નથી. મેટ્રીક સૂધી પહોંચી ચુકેલો વિદ્યાર્થિ પાછો કોઇ દહાડો આંકની ચોપડી કે પારા મોઢે કરવાની જરાએ કાળજી રાખતો નથી. તે સઘળું ફેંકી દેઈ આવેલો હોવાથી જેમ તે આગળ ને આગળ વધે છે, તેમ જે જિજ્ઞાસુ આત્મજ્ઞાનમાં ઉંચે દરજજે ચઢયો તે તો મૂર્તિઓને કે કેબ-લાને પાછો ફરીને જોતોએ નથી; તો પણ પ્રથમ પગથિયે ચઢતાં આંકની ચોપડીની, પારા મોઢે કરવાની, અને "મા–બા છે" ની પહેલી ચોપડી ભણવાની જેમ તેને અવશ્ય જરૂર છે, તેમ જ ખુદાઈ માર્ગે ચઢવાને પ્રથમ તો મૂર્તિ અને આતશ—સૂર્ય—ચંદ્ર—ગંગા—જમના—અરૂદ્વીસૂર આદિ કેબલાઓની અને બંદગીની અવશ્ય જરૂર પડે છે.

**નસરઃ**—એમ તો આપણા જરથોસ્તીઓ સૂર્ય, ચંદ્ર, આતશ, પાણી ઇત્યાદિની આરાધના કરે છે, તો તે મૂર્તિ પુજા નહીં તો બીજું શું છે ? મૂર્તિ એટલે આકૃતિ. ઇશ્વર અને તેની અનદીઠ શક્તિઓ ઇઝદો અને અમશાસ્પંદો સિવાય તમામ વસ્તુને આકૃતિ છે જ છે. માણસના ગળામાંથી **અ—એ—અલેફ** વિગેરે સ્વરો ને ક–ખ–ગ વ્યંજનો નિકળે તેની કલ્પિત આકૃતિ બનાવીને જો આપણને એ. બી. સી. વિગેરે સમજાવવામાં આવત નહીં તો આપણને કોઇ પણ ભાષા લખતાં વાંચતાં આવડત નહીં. વિરાફ:–બહારની નજરમાં અને અંદરની નજરમાં મ્હોટો ફેર છે. એક માણસ જન્મથી **આંધળો હશે,** તેણે ઘોડા હાથી કે ઘરબાર કાંઈ દીઠાં ન હશે, તો પણ સ્વપ્નામાં તો માણસ, ઝાડપાન, જનાવરો આદિ સર્વ તે જૂએ છે. ત્યારે બહારની બે આંખ ઉપરાંત અંદરની બીજી આંખ હોવી જ જોઇએ. એવું દ્રષ્ટાંત પકડી, અંતર દ્રષ્ટિ જેવું કાંઈ હશે એવું માત્ર અનુમાન તો કરો. એ અંદરની આંખ ખોલવા સારૂ પ્રથમ તો બંદગીની અવશ્ય જરૂર જ છે. તમને તમારા સુક્ષ્મદેહનું જ્ઞાન થવાને **અંદરની નજર આંધળી હોવી જોઇશે નહીં.** અને તે અંદરની નજરના પડદાનું તાળું ખોલવાને બંદગીની કુંચી તમોને જરૂર જ કામ લાગશે. એક પુસ્તકમાં બંદગીનું લક્ષણ એવું જણાવે છે કે; આકાશ છે તે એક એવો કોઠાર છે, કે જેમાં ખુદાતાલાએ **સારાં** અને **માઠાંનો** ભંડાર ભરેલો છે; અને **બંદગી** તે એક જાતની એવી કુંચી છે, કે જેથી તે ભંડારને ઉઘાડી તેમજ બંધ કરી શકાય છે. એ કુંચી ત્રણ નામે ઓળખાય છે. તે નામો **યકીન–આશા–અને સખાવત** (ખેરાત) છે. જો ત્હારા મનમાં પાપ કરવાનો અથવા દુઃખનો વિચાર આવે, તો પેલી બંદગીરૂપી કુંચી તું ફેરવજે, જેથી કરીને તાળું બંધ થતાંની સાથે જ તે પાપો અને દુઃખો તેની અંદર બંધ થઇ પડશે. પરંતુ જો ત્હારા ઉપર ઇશ્વરિ આશિર્વાદ રેડાય એવું તું માંગતો હોય, તો તું તે દરવાજો પેલી જ કુંચીથી ઉઘાડજે, તાળું ઉઘડી જશે, અને ત્હારા ઉપર આશિર્વાદ વરસશે.

કોસેટાનો જીવડો કોસેટાને પોતે જ બનાવી પોતે જ તેમાં ભરાઇને બંધાઇ જાય છે;

તેમ સંસારરૂપી કોસેટો આપણે પોતે જ બાંધ્યો છે, અને તેમાં આપણે બંધાયલા છિયે, તેમાંથી છુટા થવાને બંદગીની જ જરૂર છે. બહારની નજર અને અંદરની નજરનો જરા ખ્યાલ લાવવા સારૂ જૂઓ કે, ત્હમે જગતને જોવાની વાસના કરી તેથી તમે આંખ ઉઘાડતાં જ સર્વ ચીજોને જોઇ લો છો, પણ પાછી તમે આંખ બંધ કરી જૂઓ તો જગત્ દેખાતું બંધ પડશે. બીજા બોલોમાં જાણે જગત્‌ના દેખાવોનો નાશ થશે. વળી પોપચાં બંધ કરેલાં છતાંએ એક શકિતથી તમને દુન્યાંનો ચિતાર તો દેખાયા જ કરશે. એનો આપણને ખ્યાલ કેમ આવશે? **જેરેમી ટેલર** તે બરાબર સમજાવે છે. આપણે ગુપ્તપણે ખુદા માટે જે જે ઉભરાના ઉદ્દગારો કાઢયે તે અટકાવવાને કોઈ પણ સમર્થ નથી. વાસ્તે દરેક જણે પોતાનું દેવળ અથવા આતશકદેહ પોતાની અંદર જ બાંધવું, પોતે જ ત્યાંના પુજારી કે મોબેદ બનવું, અને પોતાના અંતઃકરણને જ આહુતિ અથવા સુખડ વગેરેનો હદિયો બનાવવો; અને જે ભૂમિ ઉપર પોતે ફરે છે તેને યજ્ઞકુંડ અથવા આતશનું પાત્રું બનાવવું.

સ્ત્રિના ગર્ભમાં પાણીના એક ટીપાંમાંથી ગમે તો પેગંબર, પાદશાહ, કે ફકીરનો લોચો બંધાય, કે ગમે તો તે ઘર (સ્ત્રી) નો નાશ કરનારા **જમનો** પણ લોચો બંધાય. ખોરાક કે પાણી માણસના ઝાડા કે પીશાબને રસ્તે બહાર નિકળી પડશે, પરંતુ માણસને બનાવનારૂં પાણીનું માત્ર એક **બુંદ** ઝાડા કે પીશાબને રસ્તે સ્ત્રીના ગર્ભમાંથી નિકળી જતું નથી, તેનો તમે ઉંડી નજરથી અભ્યાસ કરો. તમે જ કોઇ દુન્યાંના મહારાજા—પાદશાહ—કે મંહામુનિ કિંવા મહારૂષિ લેખે જુના જમાનામાં મોટી મોટી યાદગારીઓ રાખી આવ્યા હશો. તમારાં પુતળાં કયાં કયાં મંડાયાં હશે, અને ઘણી ઘણી ગમ કદાપિ તમારી પુજા જ થતી હશે. કોઇવાર તમે **વિષ્ણુ—બ્રહ્મા** કે **શીવ**ના અવતારો લીધા હશે; તમે કદાપિ **સીકંદર**, **તૈમુર**, કે **અકબર** થયા હશો; તમે કદાપિ **શેકશપીઅર—સોક્રેટીસ**—કે **સેનેકા** થયા હશો, અને કદાપિ તમે તમોને જ પુજ્ય પુરૂષો દાખલ હઉણાં યાદ કરતા હશો. એ વિચારો આદમીઓમાંથી જેવા શુન્ય મારી ગયા, કે આપણામાંથી પૂર્વજન્મનો અને પૂનઃજન્મનો ડર ભાંગી જવા લાગ્યો. પૂનઃજન્મનો ડર ભાંગી ગયો કે દુઃખ તથા પાપ વધવા લાગવાના જ. દુન્યા જ્યારે બગડતી જ ચાલવાની ત્યારે ખુદા કોઈ પેગંબર—મહાત્મા—મુની રૂષિ—કે પીર સૈયદો—કિંવા સેન્ટોને કાળે કાળે કિંવા સાડી છસો જેટલાં વરસને આશરેના અંત્તરે દુન્યામાં પેદા કરતા રહે છે. ટુંકમાં, દુન્યાં પાપી થાય ત્યારે સુધારવાની જરૂર પડતી રહે એવો ક્રમ ચાલી આવ્યો છે જ. તેથી તો પેગંબરો આશરે ૬૩૦ વરસને અંત્તરે આવતા જ રહે છે. **નસરઃ**—પણ હિંદુઓ શું કે પારસી, મુસલમાન, ક્રિસ્ટી કોઈને પણ મૂર્તિ વગર તો ચાલતું જ નથી તેનું કેમ? **વિરાફઃ**—જરથોસ્તીઓમાં અને હિંદુ વિગેરેમાં મુર્તિનો તફાવત બહુ મ્હોટો છે. હિંદુ વિગેરે પ્રજાઓ **માણસે** પોતાની કલ્પનાથી બનાવેલી મૂર્તિની આરાધના કરે છે, અને જરથોસ્તીઓ

તો ખુદા પાકે બનાવેલી સૂર્ય, ચંદ્ર, આતશ અને પાણીની મારફતે ખુદાને ભજે છે. અનદીઠ વસ્તુ અને દેખીતી વસ્તુમાં પણ ઘણો ભેદ રહેલો છે. આ ભેદ વખ્તો વખ્ત મહાત્માઓ દૂર કરતા રહ્યા છે. સુધારો પછી બગાડો અને પાછો સુધારો એવો ક્રમ ચાલુ જ રહ્યો છે. જરથોસ્ત એક જમાનામાં–ક્રાઈસ્ટ બીજા જમાનામાં–મહમદ ત્રીજા જ જમાનામાં એમ ચોક્કસ વરસોને અંતરે આવી, ખુદાઇ જ્ઞાનમાં માણસોની આંખો ઉઘાડયા ગયા છે. બિગાડા અને સુધારા તે ખુદાઇ જ્ઞાન અને ખુદાઇ માર્ગના સમજવાના છે. તે ઉપર ચોક્કસ નજર રાખી સાટમારી લડવાની છે. સાટમારીમાં ઘોડેસ્વારનો ઘોડો અને સ્વાર બેઉ, પાછળ આવતા હાથી ઉપર જેવી પળે પળ કાળજીથી ચિંતાતુર નજર રાખી રહે છે, તેવીજ રીતે આપણી પાછળ લાગેલો શેતાન્યતનો હાથી, કહો કે દુષ્ટ વાસના તરફ, ક્ષણે ક્ષણ આપણે નજર રાખી, તે ખરાબ શક્તિ રૂપી હાથીના હાથ ઉપર માર ખાઇને કચડાઇ જતાં સંભાળ લેવાની જરૂર છે. તેમાંથી બચશો તો તમારા આત્માનો ઉદ્ધાર થશે. તેવા થવા માટે તમારી ગેબી અંતર શક્તિ ઉપર તમારે વિશ્વાસ રાખવો પડશે. તમને તે કામમાં તમારાં શરીરની શક્તિ કાંઈ મદદ કરવાની નથી. એક રૂસ્તમ પહેલવાન અગરચે પહાડને લઇ આશમાન ઉપર ફેંકશે, મગર પક્ષીના એક પીછાં જેવાં નાજુક મનને તે કાબુમાં રાખી શકવાનો નથી. તેને માટે તો અંતર શક્તિની જરૂર છે. સેનેકા જેવા ઇશ્વર શોધકે પોતાના મિત્ર લુશીલ્યસ ઉપર લખેલાં પત્રો મધેના ૪૧ મા પત્રમાં લખ્યું હતું કેઃ—

"God is near you, is with you, is within you, a sacred Spirit dwells within us, the observer and guardian of all our evil and our good...........there is no good man without God."

એટલે કે; પ્રભુ ત્હારી નજીક છે, ત્હારી સાથે છે, ત્હારી અંદર છે. જે એક પવિત્ર **શક્તિ** આપણામાં વસે છે, તે આપણાં સર્વ સારાં નરસાં કામોને જોનાર છે અને રક્ષા કરનાર છે...........પ્રભુ સિવાય કોઇ પણ મનુષ્ય સારો માણસ હોઇ શકતો નથી. **નસરૂ**:—"સંસારી માણસ આ બધું કેમ સમજી શકે ? સંસારી માણસથી આવી કડક પ્રતિજ્ઞાઓ કેમ પાળી શકાય ?"

**વિશાફ**:—ઉપર વર્ણવેલી જે અંતર શક્તિ છે તે **હઠયોગથી** ખીલવવાના કરતાં **રાજયોગથી** ખીલવવી બહુ લાભકારી છે. સંસારમાં રહીને, ઘરબારના ગ્રહસ્થ રહીને, બચ્ચાં છોકરાંમાં વસીને, નોકરી ધંધામાં ગુંટાઇને, એક આદમીએ જે સદ્‌ભોગ ભોગવવાના તે ભોગવીને, **રાજયોગથી** ખીલવવાની છે.

"મુરીદે એહલે તરીકત બેબાસે ઝાહેર નીરત;
કમર બ ખીદમતે સુલતાન બેબંદ ઓ સુરી બાશ !"

એટલે કે, લોકોને દેખાડવા ફકીરી રૂપરંગનો પોશાક પહેર્યોથી જ કાંઈ દીન ધર્મના તરીકા પ્રમાણે વર્તન કરનારા અશો આદમીઓ આપણે ગણાઈશું નહીં; તો

જો કે તું દરબારની નોકરીમાં કમર કસતો હોય તોપણ ખુદાની યાદ ના ભૂલતો. ત્યારે જ તું ઈશ્વર—ભકતો યોગી થઇ શકશે. વોઇસ ઓફ ધી સાયલન્સમાંથી નીચલો ફકરો પ્રગટ છે, તે ઉપર તું ધ્યાન આપ! "ભાઈ! તું એવું સમજતો ના, કે અઘોર વનમાં બેસવાથી, કે માણસ જાતથી જૂદો પડી મગરૂર એકાંતવાસમાં રહેવાથી, કે જીંદગીનો નિર્વાહ મૂળ્યાં અને છોડવા ઉપર કર્યાથી, કે પહાડોની હાર ઉપરના બરફથી તરસ મટાડ્યાથી—એમ માનીશ નહીં, ઓ ભાઇ! કે એ સઘળું ત્હને છેવટની મુક્તિ તરફ લઇ જશે. એવું વિચારીશ નહીં, કે હાડકાંને મરડવા મચડવાથી કે માંસને અને સ્નાયુઓને ચીરવાથી તું ત્હારા શાંત મહા આત્મામાં જઇ મળશે!" વાસનાએ ઉત્પન્ન કરેલાં શબ્દ—રસ—આદિ પાંચે પકવાનનો ત્યાગ કરવાનો, તે તો આગળ સમજાવ્યું છે તે ઉપર લક્ષ રાખીને, અંદર પેસવાની અવશ્ય જરૂર ઉપર રહેલો છે. તેમાં પણ એમજ માનવું કે, જે ધર્મમાં અહુરાએ આપણુને જન્મ આપ્યો છે તે જ ધર્મ આપણુને પોતાને માટે સર્વોત્તમ છે, એમ માનીને ચાલવું. પારકી સ્ત્રી ઘણીએ સુંદર હોય તો પણ તે જેમ ત્યાજય છે; તેમ પરધર્મ ગમે એવો ખુબસુરત જણાતો કાં ન હોય તો પણ તે કામનો નથી; કેમકે દરેક આદમીનો ધર્મ, તેના પોતાના ધર્મ લેખે ઉંચી ફીલસુફી ભરેલો જ છે. બીજા ધર્મોનો અભ્યાસ કરવો એ કાંઇ ગુન્હા ભરેલું નથી, મગર તે અભ્યાસ માત્ર સંશોધન અને જ્ઞાનના વધારા માટે જ હોવો જોઇએ; અને જે કાંઇ કરવું તે ખુદાઈ ઈચ્છા માટે કરવું, નહીં કે અમુક જાતનું વ્યર્થ ફળ પ્રાપ્ત કરવાને કરવું. સર્વ ધર્મનું મૂળ અને માર્ગ **એક ખુદાને** માનવાનો છે; **તેનામાં** જ આપણે છિયે; અને તે આપણામાં છે; માટે આ વચનો સર્વદા મનમાં ભરી રાખવાં.

## સબક ૧૧ મો.

### મન અને ચિત્તથી ભજો કીરતારને.

"Know ye not that ye are the temple of God, and that the spirit of God dwelleth in you?"

સૅંટ પૉલનું પણ એજ મત છે. ગંગા અને જમના એ બે નદી રૂપે જૂદી જૂદી થઈ, તે તો આપણે નામ આપ્યાં માટે જૂદી થઇ; દરિયામાં કે પાતાળમાં જ્યારે તે બન્ને મળી જાય, ત્યારે દરિયામાં કે પાતાળમાં તો તેઓને આપણે જૂદી જૂદી લેખે જોઇ શકનાર નથી. તે જ પ્રમાણે પાણીરૂપી સર્વ મનુષ્યને, અને નદીના જુદાં જુદાં નામ રૂપ સર્વ ધર્મને, પરમાત્મારૂપી મહાસાગરમાં એકત્ર થઇ જવાનું છે. એટલા માટે તે **એક** જ મૂર્તિને પુજો. તે એકજ કેબલાને નમો. અને તે એક જ પુતળાંની પુજા કરો. તે બારે હકતાલાની જ બંદગી કરો- તમે તમારા એક ઉપરીને કે તમારા શેઠને જેટલી

ધાક અને જેટલાં માનથી નમો છો, તેટલી જ ધાક અને તેટલાં જ માનથી **તેને** નમો તો ઘણું છે. બસ છે. કેમકે, **બરનાર્ડ**ના કહેવા પ્રમાણે, બંદગી એ તો એક એવો સદ્‌ગુણ છે, કે જે લોભ લાલચોને આપણી આગળ આવવા દેતો જ નથી. માટે ચાલુ બંદગી તેનીજ કરો; તેજ તમને તારશે. અંત્તકાળ આવી પુગ્યો ત્યારે બાવરા બાવરા બનીને ભક્તિ કરવા બેસી જાવ તે કાંઈ બનવાનું નથી; હમેશાં બંદગી કરી તૈયાર રહો. એકવાર ત્રણ પાદરીઓ પાના રમતા હતા, એવામાં વાત નિકળી કે, જો મોતનો ફરેસ્તો યમરાજ હમણા આવી આપણને જણાવે કે, એક ઘડી પછી તમને હું મારી નાંખું છું, ત્યારે આપણે શું કરવા મંડી જવું ?" એકે કહ્યું કે; "**હું તો દેવળમાં જઈ ભકિત કરવા મંડી જાઉં !**" બીજો બોલ્યો; "**ના. ના. હું તો દેવળ લગી ચાલવા જેટલો વખત પણ નહીં ગુમાવતાં, અહિં બેઠાં બેઠાં જ ભકિત કરવા મંડી જાઉં.**" ત્યારે ત્રીજો ઘરડો પાદરી તો ઠંડે કલેજે બોલ્યો; "**હું તો પાનાજ રમ્યા કરૂં !**" કારણકે, એ પાદરી તો હરદમ બંદગી સૌ કરીને પરવારેલો, મરણને વાસ્તે હર પળે તૈયાર જ હતો. એનો સાર એ જ છે, કે હર પળે મરણને માટે આપણે તૈયાર રહી, હમેશાં ચાલુ બંદગીથી આપણે આપણી રોજે રોજની ફરજ અદા કરતાં રહેવું; ઐન વખ્તે બંદગી કરવા બેસવાનું નથી. ખુદાની હયાતિ માનીને સર્વદા સારાં સદ્‌કર્મો કરે તે જ આસ્તિક છે; બાકી ખુદાની ગમે એવી હસ્તી માનવા છતાં ગુનાહ કરવાનું ચાલુ જ રાખો તો તો ખરા નાસ્તિક જ કહેવાશો. આપણે મર્ણાધીન છિયે માટે જ સર્વદા શર્ણાધીન રહેવું. બંદગીના મુખ્ય ભાગોમાં **મનની બંદગી** ( Mental-prayer ) અને **મોઢેની બંદગી** ( Vocal-prayer ) એવા બે પ્રકારો છે. **જેરેમી ટેલર**ના કહેવા મુજબ, જ્યારે આપણી ચૈતન્ય શક્તિ ( Spirit ) ભમ્યા કરતી હોય છે, ત્યારે મનની બંદગી એક જાતનાં થમ્ભ થઇ પડેલાં ઘડિયાળના જેવી થઇ પડે છે; કારણ કે, કમાન નીચે પડી ગયલી હોય છે; તેથી તેને પાછી કુંચી આપશો તો ઘડિયાળ બરાબર ચાલશે. પરંતુ મોઢેની બંદગીમાં તો જેમ જેમ શબ્દો નિકળ્યા જ જાય તેમ તેમ ચૈતન્ય શક્તિ તો ખૂબ ભમ્યા કરવાની; અને તેથી ઘડિયાળમાં ખોટા કલાક વાગ્યા જ કરવાના, અને કાંટા બરાબર કલાક ઉપર પણ ઠરી રહેવાના નહીં; કારણ કે અંદર કાંઇ પણ બિગાડો થયલો હોવો જોઇએ; અને ઘડિયાળની ટકોરી વાગશે ખરી, પણ તે અમસ્થો ઘોંઘાટ કર્યાં કરનારી જ વાગશે. ખુદા સર્વવેત્તા અને સર્વ સાક્ષી છે, એમ મનની બંદગીથી જાણે કે આપણે કબુલ રાખ્યે છિયે, પણ મોઢેની બંદગીથી તો આપણે આપણી બંદગીની શાક્ષીમાં જાણે કે બહેરા થઈ પડેલા ફરેસ્તાઓને તેડું કર્યે છિયે ! પહેલા પ્રકારની બંદગીમાં આપણો આત્મા ખુદાની અંદર ખુશાલી માને છે; અને બીજા પ્રકારમાં ફરેસ્તાઓ આપણામાં ખુશાલી માને

છે. તે સાહેબ સાથની પ્રીતિનો ઉત્તમ ઉપાય મનની બંદગી છે, અને પ્રભુ સાથના સંસર્ગ માટે ઉત્તમ હથિયાર મોઢેની બંદગી છે. આ મત ગમે તેવું હોય મગર બેઉ બંદગી ઉત્તમ છે; તો પણ લોકોને જણાવવા સારૂ જ મોટે બરાડા મારવા એ તો ઉલટી જ અસર કરનારી બંદગી થઇ પડશે.

" કીલીદે દરે દુઝખ અસ્ત આં નિમાઝ;
કે દર ચશ્મે મરદુમ્ ગુઝારી દરાઝ."

અર્થાત્, જે કોઇ બીજાં લોકોને બતાવવા સારૂજ મોટે મોટે બરાડા પાડીને જુઠી ઢોંગી બંદગી કરે છે, તે બંદગી તો દોજખના દરવાજાનું તાળું ઉઘાડવાની કુંચી સિવાય બીજાં કાંઇ કામમાં આવતી નથી. એવી બંદગીને તો પેલા મીઆંભાઇવાળી **"નકામી નીમાજ"** નું નામ આપવામાં આવેલું છે. એક મીઆંભાઈ પોતાની બીબીને કહેવા લાગ્યા કે; "હું વહેલો વહેલો અલ્લાતાલાની નીમાજ ભણી લઉં છું, કેમકે મોચી હજી મ્હારા જોડા શીવી લાવ્યો નથી, તેને ઘેર જઇ આજે રમખાણ મચાવી જોડા લાવવા છે, જોડા! જોડા!" મીઆંભાઈ રાતા પીળા થઇ મોચી ઉપર કોપાયમાન થઇને જાણે ક્યારે મોચીનો ટોટો પીસે એવી ધામધુમથી હાથ મોઢું ધોતાં ધોતાં પણ મોચી અને મોચીના જ ઘર વિષે બડબડાટ કરવા લાગ્યા. પછી બડબડતા બડબડતા નીમાજ પઢવા લાગ્યા. એટલામાં કોઇ માણસ મીઆંભાઇને બહારથી સાદ મારી પૂછવા લાગ્યો. બીબીએ ઘરમાંથી જ જવાબ દીધો કે; **"મીઆંજી ઘરમાં નથી, મોચીને ઘરે ગયા છે!"** આ અવાજ સાંભળી નીમાજ પઢતાં પઢતાં મીઆંજી ગુસ્સામાં પોકારી ઉઠયા; "એ મોચી આવ્યો કે? એ મોચી છે કે? કમબખત જોડા લાવ્યો કે?" પણ મોચીને બદલે તે તો મીઆંજીનો જાંની મિત્ર હતો, તે ઘરમાં આવી બીબીને કહેવા લાગ્યો કે; "આપ જુઠું બોલ્યાં કે **મીઆંભાઇ મોચીને ઘેર ગયા છે; મીઆંજી તો નીમાંજમાં બેઠેલા છે!"** બીબી બોલી; "મીઆંનું શરીર માત્ર ઘરમાં છે; પરંતુ મીઆંજી પોતે (એટલે મીઆંજીનું મન, મીઆંજીનો આત્મા) તો મોચીને ત્યાં જ ગયાં છે!" કહેવાનો સાર એ, કે ધક ધ્યાન તો બીજે જ ઠેકાણે હોય, અને ખુદાની બંદગી માત્ર દેખાવને ખાતર કરવી, એ તો જાણે કે ખુદાતાલાને જુઠી રીતે ફુસલાવીને છેતર્યા બરાબર છે. ટુંકમાં કહેતાં, ખુદાતાલાની સર્વોત્તમ ખુબીઓનો ખ્યાલ લાવી તેની ખુબી ઉપરથી ઉભરાઈ આવતા ઉભરાના જોશમાં એક ચિત્તે, ઓ ભાઇ, તું સાચી બંદગી કર! પાણી જેવા પ્રવાહી પદાર્થો જ નહીં, પણ અન્ન, ફળ, શાક, કે હાડકાં જેવા નકકર પદાર્થ પણ, રે ભાઈ! ત્હારા પેટમાં જઇને પીગળી જાય છે, પરંતુ તું નજર કર, કે આદમ જાતનું પાણીનું એક બુંદ, સ્રીના ગર્ભમાં પીગળી કે પાચન થઇ જતું નથી, અને તે પાણીનું ટીપું નવ નવ માસ સુધી સ્રીના પેટાંમાં સચવાઇને જળવાઇ રહે છે, અને પોખાય છે, તથા તેમાંથી પીર પેગંબર કે પાદશાહ પહેલવાન પેદા થાય છે, તો તે બુંદને પોષનાર

શું આદમી છે? આદમીથી તો નકકર વસ્તુ પણ જેરવી પચાવી શકાતી નથી, તો પાણીનું ટીપું સાચવનાર તે કિરતાર, તે માલેક, અને તે તે ને તે સિવાય બીજું કોણ છે? તેનો તું ખ્યાલ કર! અરે, તે જ ટીપાંનું બનેલું આદમી પેદા થયા પછી કેટલાક દિવસો આગમચથી તેની માતાની ધાવણમાં દૂધનો ખોરાક પણ તેજ તૈયાર રાખે છે, અને કરોડપતિ માતાના ધાવણનું દૂધ કાંઈ સાકર નાંખેલું હોતું નથી, બલકે, એક ગરીબ દુબળીની ધાવણના દૂધની બરાબરનું જ તે માલિક તૈયાર કરી રાખે છે, તો એવા ત્હારા પાળક સાહેબનો તું આભાર રૂપી ઉભરો બંદગીના અવાજથી કાઢીને સંતોષ નહીં મેળવે વારૂં?

નસરઃ—એવા ખ્યાલી પછાડામાં તો ચડી જવાય, અને આ જન્મનું તથા આ સંસારનું કે ધંધા રોજગારનું સુખ ના ભોગવાય.

વિરાફ્ઃ—અરે રે ભાઇ! પ્રેય સુખ જે આ જગતનું તકલીફી સુખ છે, તે તો ખરેખર દોજખી સુખ છે, તેને તજી દઇ જે શ્રેય એટલે ખંડ ન થાય. એવું મીનોઇ સુખ છે, તે મેળવવાને તો ઇશ્વર ભકિત, એ જ એકલો ઉપાય છે. પરંતુ અફસોસ ફુટે છે કે, ત્હારા જેવા નાસ્તિકો પેદા પડવાથી જ એ બધું આપણા જરથોસ્તી ટોળામાંથી દહાડે દહાડે ઘટતું જાય છે. લગભગ ચાર્વાક મતના કેટલાક પારસીઓ અથવા મઝદકી મઝહબ પાળનારા ઘણાક પારસીઓ આજે આપણને મળે છે, કે જેઓ એપીકયુરસની રૂઢીએ જેટલો વાર આ દુન્યામાં જીવવું તેટલો વાર અમન ચમનમાં જીવવું, એવું જ લઇ બેઠા છે. કુટુંબના કુટુંબો મુસલમાન અને ક્રિસ્ચિયન થઇ જાય છે. જેના બાપદાદાઓએ જરથોસ્તી ટોળાની રાહબરી કરેલી, જેઓ જંદ અવસ્તાને પોતાનો હમેશનો ઉદ્દગાર કરી રાખતા, તેઓના જ બેટાઓ ક્રિમેટોરિયમ કાઢી ક્રિસ્ચિયનો થઇ જવા માગે છે. દશ ઘડી પહેલાં જે ઘણી ચુસ્ત જરથોસ્તી હતા, તે દશ ઘડી પછી મરતી વખતે ક્રિસ્ટિ બની ગયલા ગણાઇ, ક્રિસ્ટિઓના હાથ ઉપર ગુંટાઈ જાય છે; અને હવે પછી શું થશે, અને શું નહીં થશે, એજ વિચાર આપણને અકળાવી નાંખે છે, કે રખેને મરહુમ મેક્ષમ્યુલર ખરો પડે, અને ન ધારેલી રીતે આપણો ટોળો રખેને ૫૦ નહીં ને ૧૦૦ વરસમાં કેવળ જ નષ્ટ થાય!

દાયમ હમે બ બા હમે કસ દર હમે કાર;
મદાર નેહુફતે ચશ્મે દિલ બને બ યાર!

દરેક સ્થળે ને દરેક પળે ભલેને તું પ્રત્યેક મનુષ્ય સાથે સર્વદા સંસાર વહેવારના કામકાજ ને ધંધા બાપામાં સર્વદા મંડયો મચ્યો રહેશે તો કશી પણ હરકત નથી, પરંતુ ત્હારી અંતર દ્રષ્ટિ, ત્હારાં અંતાકરણની આંખ્યો અને ત્હારાં મનનું ધ્યાન તો તું હરદમ પ્રભુ તરફ જ ટાંકેલાં રાખ! અને કવિ ટોમસને કરેલી બંદગી હવે તોં આકાશ તરફ ઉંચા હાથ કરીને તું પણ યાદ કર ભાઇ!

"ઓ પ્રકાશ અને પ્રાણના પિતા! ઓ સદ્ગુણી સર્વોપરી સાહેબ! જે કામ સારૂં હોય તેજ મ્હને શિખાડ! તું મ્હને ત્હારા વિષેનું જ જ્ઞાન આપ! તું મ્હને મૂર્ખાઇ, હલકાઈ, અને નિચાઈથી બચાવ! દરેક દુષ્ટ કામોથી દૂર રાખ! અને મ્હારા આત્માનું જ્ઞાનથી, સચેત શાંતિથી, તથા નિર્મળ સદ્ગુણથી પોષણ કર! તથા પવિત્ર અને અવિનાશી સુખથી અમને ભરપૂર રાખ!" ભાઈ! જો ક્રિસ્ચિયન ધર્મવાળાનું તમને બધું જ સારૂં લાગતું હોય, તો તેઓ જે ભક્તિભાવથી બંદગી કરે છે તેની નકલ કાં કરતા નથી? ક્રાઇસ્ટને માનનારાઓએ તો બંદગી ઉપર બહુ જ લક્ષ આપેલું છે. તેઓ માને છે કે, ક્રાઇસ્ટના નામ ઉપર તેના ચૈતન્યાત્માની સહાયતાથી ઇશ્વર આગળ આપણી ઈચ્છાઓ અર્પણ કરવી તે બંદગી છે; અને બંદગી કરતાં આપણા પાપોનો એકરાર, તથા તે કરીમે કારસાજે જે બક્ષેશો આપણા ઉપર કરેલી છે તે માટે શુક્ર ગુજારી કરવી જોઇએ. પેદા કરનાર, અને આપણ પેદા પડેલાઓ વચ્ચેના સંબંધ ઉપરથી કુદ્રતી રીતે જ બંદગીને આપણે ફરજ સમજ્યે છિયે. બંદગીથી આપણે તે કરીમે કારસાજ, જે સર્વ બનાવોનો બનાવનાર છે, તેના ઉપર જ આપણો બધો આધાર છે, એમ આપણે કબુલ કર્યે છિયે. એટલા ઉપરથી જૂદી જૂદી મહાન શક્તિઓ, જેને મૂર્તિપુજકો દેવતાઓ તરીકે માને છે તેઓ પણ, ઈશ્વરનું એહશાન દરેક માણસે માનવાની ફરજ છે, એમ સારી રીતે સમજે છે. જુના ગ્રીક તથા રોમન લખનારાઓએ પણ બંદગીની જરૂરિયાત વીશે માણસને ઘણા સુંદર બોધ કહેલા છે. જુનાં અને નવાં બેઉ ટેસ્ટેમેંટોમાં બંદગી વીશે એટલું બધું તો કહેલું છે, કે તેટલો બધો આગ્રહ તો થોડાંજ ધર્મ પુસ્તકો કરતાં હશે. ક્રિસ્ચીયનો બંદગીમાં ફરજ માને છે, હકક ગણે છે, મોજ સમજે છે, અને લાભ પણ ગણે છે. હમેશાં બંદગી નહીં કરતો જણાતો સખ્શ ક્રિસ્ચીઅન છે જ નહીં એમ તેઓ માને છે. આત્માના ઉદ્ધાર માટે બંદગી જ ઉત્તમ છે, એમ માનીને ક્રાઇસ્ટે એનેન્યાસની ખાત્રી કરી આપતાં ઉદ્ગાર કાઢયો હતો કે, "**જો! પેલો બંદગી કરે છે!**" ફરેસ્તાઈ જીંદગી ગુજારવા સારૂ પહેલું જ કર્તવ્ય યકીનદારીવાળી બંદગી છે, અને બાઇબિલવાળાઓ ભણે છે કે, "O Lord, I beseech thee deliver my soul!" બંદગીનું લક્ષણ ક્રિસ્ચીઅનો એવું કહે છે કે, "પોતાના દિલની ઈચ્છાઓ બર લાવવા માટે બંદગી અવશ્યની ઠરાવેલી હોય છે, પણ જ્યાં સૂધી દિલમાં ધાર્મિક ઇચ્છાઓએ વાસો કર્યો નહીં હોય ત્યાં સૂધી ખરેખરી બંદગી થઇ શકતી નથી. તે અધર્મી આદમી ઘણીએ વાર ખુદાના નામ ઉપર ગુંટણ ઉપર પડયો હશે, ઘણીએ વાર હોઠ હલાવી તે સાહેબને માન આપ્યું હશે, તોએ તે તો ખુદાથી ઘણો દૂરજ રહેવાનો; અને તેથી પાપી અંતઃકરણથી બંદગી કરનારને ધર્મ શાસ્ત્રોએ ખુદાની નજરમાં ધુતારો કહેલો છે; અને ખુદાનો ધિકકાર પામેલો ગણેલો છે. ક્રીસ્ચીઅન ધર્મ શાસ્ત્રમાં તો

કહેલું છે કે, "પેલા ધુતારા બંદગીખોર ભક્ત જેવા તમે ના થતાં ! કારણકે, તેઓ દેવળોમાં તથા મોહોલ્લાના ખુણામાં ઉભા રહીને, લોકો તેઓને બંદગી કરતાં જૂએ એવી રીતે બંદગી કરવાનું પસંદ કરે છે, અને તેઓને બદલો પણ તેવોજ નઠારો મળે છે. ખરેખરો ભક્ત બંદો તો માણસને બદલે ખુદા જૂએ એવી રીતે બંદગી કરે છે." ઘણીખરી અભણ પ્રજામાં બંદગી તો તેને જ ગણવામાં આવે છે, કે જેમાં ઘણો બડબડાટ અને ઘણી બાંગો મારી મોટે મોટે લાંબું લાંબું ખુદાની તારીફમાં માત્ર મોઢથી ભણવું! બાઈબલમાં પણ એવી જાતની મન વગરની મોઢાંની બંદગીને ધિકકારી કાઢેલી છે. "જ્યારે તમે બંદગી કરો ત્યારે લાંબા લાંબા ફોકટિયા પટપટારા નહીં કરો ! કેમકે પેલાં અભણો તો એમ જાણે છે કે, ઘણું અને મોટે સાદે બોલવાથી ખુદા આપણી બંદગી સાંભળશે. તમે પણ તેવા ના થતા ! કેમકે આપણો ઇશ્વર બાપ તો તમે તેની પાસે જે માંગવાના છો તે શું છે, તે પણ આગળથી જાણે છે." ઈશ્વર કાંઇ બહેરો નથી. ( જૂઓ Matth. VI 7, 8. )

ક્રિસ્ચીઅનોથી ઉલટુંજ, જેમ જરથોસ્તી શાસ્ત્રોમાં કહ્યું છે તેમ, યહુદી લોકોમાં અસલ એમ મનાતું હતું, કે મોટે સાદે ને બુલંદ અવાજે બંદગી કર્યા વગર ઇશ્વરની ભક્તિ થાય જ નહીં. ડેન્યલ અને દેવીદે દહાડામાં ત્રણ વાર એવી બંદગી કરવાનું ફરમાન આપેલું છે. જે પ્રમાણે મુસલમાનો, પોતાના પવિત્ર પેગંબરની કબરવાળી મક્કાની ભૂમિ જે દિશાએ જેદેશમાં આવેલી હોય, તે દિશા તરફ ફરીને જ ગમે તે દેશમાં હોય તો પણ ભક્તિ કરે છે. તે જ પ્રમાણે અસલી યહુદીઓ તેમના દેવળમાંનું મૂખ્ય દેવળ, જે દિશાએ આવેલું હોય તે તરફ મોહું કરીને ગમે એટલી દૂરની જગોએથી પણ મનથી બંદગી કરી લેતા હતા. દેવીદે કહેલું છે કે;

"Evening, and morning, and at noon, will I pray, and cry aloud and He shall hear my voice."

મોહોમેદનો તો બંદગીને જ બહેસ્તની કુંચી માને છે. વળી તેઓના પેગંબર સાહેબે તો કહેલું છે, કે વજુ (પાદીઆબ) કરવા એજ અરધી બંદગી કર્યા બરાબર છે. તે ઉપરથી મુસલમાન લોકોમાં બંદગી કરવા પહેલાં તરેહવાર રીતે વજુ (પાદીઆબ) કરવામાં આવે છે. તેઓ માને છે કે, ખુદાએ પેગંબર સાહેબને એવું ફરમાન આપ્યું હતું કે; "ત્હારા ચેલાઓને માથે દરરોજ ૫૦ વાર બંદગી કરવાની ફરજ નાંખજે !" મોઝીઝની સૂચનાથી બંદગી પાંચ વારની ઠરાવવામાં આવી હતી, અને તે કર્યા વગર ચાલે એમ ગણાતું જ નથી. પરોઢીઆમાં, બપોરે, બપોર પછી, સાંજે, અને રાત્રિના પહેલા પહોરે ભક્તિ કરવી જ કરવી. એ બંદગીઓમાંની ૧ લી આદમે; ૨ જી અબ્રાહામે; ૩ જી જોનાહે; ૪ થી જીસસે; અને ૫ મી, મોઝીઝે દાખલ કરેલી હતી. વળી મુસાફરો અને માંદાં માણસો માટે ટુંકી બંદગીઓ પણ બનાવેલી હતી. બંદગી માટે તસબી

હાથમાં લેવાનું કારણ એવું જણાવવામાં આવે છે, કે બંદગી કેટલી થઇ અને કેટલી બાકી રહી તે જણાઇ આવે. ગ્રીક લોકોમાં પૂર્વ દિશા તરફ ફરીને બંદગી કરવાનો ચાલ છે. નસરઃ—પણ જરથોસ્તી ધર્મમાં એવું સુંદર રીતે ક્યાં સમજાવ્યું છે ?

વિરાફઃ—તો ઠીક. મેં તને જૂદી જૂદી પ્રજાની બંદગીની સામાન્ય રીતિઓ કહી છે. હવે હું જરથોસ્તીઓની જ બંદગી ઉપર ખાસ થોડાક ભાગ રોકીશ. પરંતુ બંદગીના સામાન્ય વિષયનું જ્ઞાન થયા વગર, તથા બંદગી શું ચીજ છે, તેથી ફાયદા કેટલા અને કેવા છે, આફત વખતે તે કેટલી બધી અકસીર દવા છે, તે વિગેરે સમજાવવા સારૂ જ ત્હને મેં પ્રથમ સામાન્ય બંદગી ઉપર આટલું બધું કહ્યું છે, જે આશા છે કે વ્યર્થ તો નહીં જ જશે નસર !

બંદગી કુન બંદગી કુન બંદગી;
બંદગી બીબંદગી શરમીંદગી.

બંદગી કરો ! બંદગી કરો ! બંદગી કરો ! વગર બંદગીની જીંદગી શરમીંદગી જ છે.

---

## સબક ૧૨ મો.

### પરમેશ્વરના ખોરાક પાણી વિષે.

Nor to thyself the task shall be
Without reward, for thou shalt learn
The wisdom early to discern
True beauty in utility—Longfellow.

નસરઃ—પરમેશ્વરનું પેટ શાથી ભરાયલું છે ?

વિરાફઃ—પરવરદેગાર પહેલાં દયા ખાય છે, પછી ન્યાયનું પાન કરે છે. જેઓને હૃદય નથી, જેઓમાં સાચું અંતઃકરણ વસ્તું નથી, તેઓ ચાલતાં ને હાલતાં "રામ-રામ ! પ્રભુ-પ્રભુ !" એવા ઉદ્‌ગારો ખેંચવાની ઢોંગી તકલીફ ઉઠાવે છે. શું તેઓ માટે નરકનો દરવાજો બંધ છે, અને સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં સમજો છો ? નહીં-નહીં; પ્રભુની દરબારમાં દાખલ થવાના અધિકારી તો તેઓ જ છે, જેમણે આ જગતનાં સુખોનો પેલી દુનિયાંને ખાતર ત્યાગ કીધો હશે; અને સંકટો વેળાએ પરમેશ્વરની ઇચ્છાને શરણે રહ્યાં હશે. તેઓ જ તે પાક દરઘામાં દાખલ થવાને અને "ખુદા ખુદા ! રામ રામ !" પોકારવાને લાયકનાં હોય છે.

નસરઃ—ભાઇ ! શું માણસ ખુદામાં મળી જઇ શકશે ? શું માણસ ખુદા થઇ શકશે ? હું નહીં માનતો ? રામનું નામ તો સૌ કોઈ લે છે, તો શું બધાજ ખુદા થઇ જાય ? એ તો કાંઇ મ્હારી અકકલમાં ઉતરતું નથી.

વિરાફઃ—રામ રામ સબ કોઇ કહે, ઠગ, ઠાકોર, ઓર ચોર;
જીસ નામસે ધ્રુવ પ્રહ્‌લાદ તરે, ઓ કુછ નામ હે ઓર ?

શ્વાસે શ્વાસ સ્મરણ કર એ, હે વિનતી અકબ્બરકી,
સ્વાર્થ કરના નામ સુમરનો, કોન જાને કલકી ?

ઠગ લોકો, ઠાકોર લોકો, અને ચોર લોકો જે રામનું નામ લે છે, તે જ રામ—નામ ધ્રુવ અને પ્રલ્હાદ લેતા હતા, તેમના રામ કાંઇ જૂદા ન હતા; પણ મતિ મતિમાં જ ફેર રહે છે. જેના જીગરમાં પ્રભુનું સ્થાન છે તેને તો આ જન્મ એ જ મુક્તિનું ધામ છે. જેના જીગરમાં ડોળ ઘાલવા માટે રામ ઉચ્ચારણ થાય છે તેને દુઃખના સ્થાન પણ ત્યાં જ છે. જે કોઇને પરમાત્મા વીશે દેહસત છે, તેના પ્રત્યે તો તેના આશિર્વાદ ઉતર્યા જ જાય છે. જે તેના ઉપર બેઠા છે તેમને ચિંતા કરવાની જરૂર જ હોતી નથી; અને તેનું જ રટણ ચિંતન રાત ને દહાડો કરવાથી તે ભકતો પણ તેના સ્વરૂપના જ થઇ જાય છે.

" જે જેનું ચિંતન કરે, તે તે મય થઈ જાય;
પ્રભુ ચિંતી પ્રભુ મય થવું, કીટ ભ્રમરને ન્યાય."

જે કોઇ જેનું ચિંતન રાત ને દહાડો કર્યા જ કરે છે, તે તે જ વસ્તુના સ્વરૂપનો થઇ જાય છે. જેમ એક જાતના લીલા કીડાને ઝાડ આગળથી ઉંચકી લાવીને, ભ્રમરી કાદવનું ઘર બનાવી તેમાં તેને પૂરે છે, અને પછી પળે પળ ને ક્ષણે ક્ષણે આવી આવીને તે ભ્રમરી પેલા કીડાને ડંશ માર્યા કરતી હોવાથી તે કીડો ચાલુ ને ચાલુ " હે પેલી આવી ! હે પેલી આવી !" આમ વિમાસ્યા કરતો હોવાથી, છેવટે તે કીડો પણ ભ્રમરી જ થઈને ઉડી જાય છે. તેમ જ " ખુદા ! ખુદા !" કર્યા કરનારા ભકતનું ધ્યાન ચિંતન ખુદાની યાદમાં જ ચાલુ ને ચાલુ હોય ત્યારે છેવટે તે પણ ખુદામય, પ્રભુમય, એકતાર ને એકરસ થઈ જાય છે. એટલા માટે હરદમ તે સાહેબ પાસે દયા કૃપા ને મહેરબાની માગવાનો આપણ તેનાં બચ્ચાંઓનો હક્ક હોવાથી આપણે તેની પ્રાર્થના કરવી કે; " આહુ અત પઇતી અદાહુ, મઝદા અહુરા અંઝદાંમ્ચા ખુઇરિચા કેરૈષ્વા; રાઇતી તોઇ ખ્રપઇતિ અષાત હાત અઈપી, હાત મીઝદેમ મનએથેમ ફ્રદદાથા દએનાબ્યો મઝદા અહુરા. અદ્યા હવો ને દાઈદી, અદાઇચા અહુયે મનખ્યાઈચા તત અદ્યા યા તત ઉપા—જમ્યામા, તવચા હખેમા અષખ્યાચા વીસ્પાઇ યવે." (હપ્તન યશ્ત)

ઓ પરવરદેગાર ! અમો સર્વ ત્હારી જ પેદાશ છિયે. તું ખમાઉપણું, ઉંડું દહાપણ; અને અમારાં કામકાજમાં બરક્ક્ત મૂક ! હે સાહેબ ! ત્હારી કૃપાથી જે ઉંચો બદલો સઘળાં ધર્મચુસ્ત માણસોને તેં આપ્યો છે તેવો જ બદલો, ઓ અક્કલના આવીંદ ! તું અમને પણ આપ. આ લોક તથા પેલાં ભુવનને માટે ત્હારી કૃપા ને બક્ષેશ અમારા ઉપર એવી તો ઉતાર, કે જેથી કરીને અમે હમેશ સૂધી ભક્તિની આરફતે ત્હને તથા ત્હારી ખુદાવંદીને પહોંચ્યે.

# સબક ૧૩ મો.

## પાપી છે તો ખુદાનો જ બંદો.

" Let us draw near with a true heart, in full assurance of faith, having our hearts sprinkled from an evil conscience, and our bodies washed with pure water."-St. Paul.

નસરઃ—ભાઈ વિરાફ જેઓ સમજની ઉમ્મરમાં આવ્યા પછી બસ પાપ, પાપ, અને પાપ જ કરતા રહ્યા હોય, પૈસાના લોભમાં ગુન્હાઓ કીધા, જુઠાં સાચાં કરી કીના કપટ અને કજ્યા કરતા રહ્યા; દારૂડિયા ને જુગારી બન્યા, પર સ્ત્રીઓના મોહમાં પડી કુકર્મો કર્યાં, એવી એવી બદફેલી ચલાવીને વ્યભિચારમાં લમ્પટ રહેલાં પુરૂષો કે સ્ત્રીઓ પણ શું બંદગીના માર્ગ ઉપર ચઢી શકે ? શું તેમની બંદગી રવા રહેશે ? શું ઇશ્વર તેમના ઉપર દયા લાવી તેમને પોતાના ભક્ત લેખે સ્વીકારશે ? હું નહીં માનતો.

વિરાફઃ—નસર ભાઈ! તમે માનો ન માનો, પણ વ્યસની ને નાદવાળા માણસો તો જ્યારે ઇશ્વરનાં વ્યસનમાં અને ખુદાના નાદમાં લાગે છે ત્યારે વગર વ્યસનના ને વગર નાદવાળા ભકતો કરતાં પણ ચઢિયાતા ભકતો થઇ શકે છે. ઘણીક વેળાએ વ્યસનવાળાને પ્રભુનો જેવો છંદ ને ભકિતનો જેવો રંગ લાગે છે, તેવો તો વગર વ્યસનવાળાને પણ રંગ લાગેલો દીઠામાં આવતો નથી. જેઓ પહેલાં ધર્મ અને ખુદા તરફ બેપરવા રહી પાછળથી જ્યારે પોતાનાં અજ્ઞાન તિમિરથી દૂર થશે ત્યારે દુન્યામાં તેઓ જ ચંદ્રમાની પેઠે ઝળઝળી રહેશે. " આ માણસે હજારો અપરાધ ને પાપો કર્યાં છે છતાં સુખી છે, તો મ્હને એક અપરાધ કરવાથી શું થવાનું છે?" આવો વિચાર કરીને જરા પણ પાપ કરવાનો વિચાર ત્હારે તો કરવો જ નહીં; કારણ કે ટીપે ટીપે સરોવર ભરાય છે. મેરી મેગ્ડેલીન હડહડતી કુકર્મી હતી, તેણી ક્રાઇસ્ટના સહવાસથી પવિત્ર મીરાંબાઇ જેવી ભકતાણી થઇ જવા પામી હતી, અને તેણીના નામ ઉપરથી એક આશ્રમ-સ્થાન પણ સ્થાપવામાં આવ્યું હતું, જ્યાં કુકર્મના પ્રાયશ્ચિત સારૂ પુષ્કળ વેશિયાઓ જઇને પોતાનાં પાપો માફ કરાવી, ઇશ્વર પરાયણ સાધ્વીઓ થવા પામી હતી. માટે ભક્તિ અને બંદગીની સાથે કરેલાં કામોથી જીવેલો એક કલાક પણ વગર ભક્તિ અને વગર બંદગીથી કાઢેલા આખા જન્મારા કરતાં મોટો ને સુંદર હોય છે. જો માણસો પ્રાર્થના કરશે તો સંતો અને શોશિયંસો તેમને મદદ કરશે; અને જેનાથી બ્લુ રંગનું આશમાન સર્વને માથે છત્ર કરીને અદ્ધર ઉભું છે, તે માલેકના નામથી ગમે તે તમે શુભ માગશો તે તમને તે સાહેબ આપશે જ. પાપ પીનારાઓને (Sin-eaters) પાયદસ્ત વખ્તે રાખવાનો ચાલ પશ્ચિમ દેશોમાં હતો; જેઓ મરનારનાં પાપો ગળી જઇને તેને દોજખમાં જતો બચાવતા હતા ! એનો અર્થ, ભેદી અર્થ, ત્હારે સંતો અને શોશિયંતોના ગુપ્ત કાર્યમાં જ

સમજવો જોઇશે. આપણા પડોશીઓની પ્રીતિ, કાર્ય, સહાય, યાને પરોપકાર વૃત્તિમાં માણુસ જાતની ભૂલ અટકાવવાની, તેમની અગવડો દૂર કરવાની, અને તેમની દુઃખ-જાળ ઓછી કરવાની બંદગી અને ઈચ્છા, અને આપણે આવ્યા તે વખતે દુનિયા જેવી હતી તેનાં કરતાં વધારે સારી અને સુખી મૂકી જવાની આગળ વધતી ઈચ્છા અને ભકિત એજ ખરૂં જીવન છે. આ ઇચ્છા અને આ ભકિત આપણું અને બીજાંઓનું ભલું કરે છે. માટે હે ભાઇ! તું હાલ લગાર જેટલો મુમુક્ષુની પદવીએ પહોંચ્યો છે, તો હવે ત્હને પણ થોડી જ સમજાવટમાં ખુદાનો રંગ જરૂર લાગશે. મેસીલને કહ્યું છે: કે:—"હે બંદા! એમ કેમ બને! ત્હને આ પતિત દુન્યામાં મોકલ્યો છે તે ઉપરથી તું એમ સમજતો ના, કે બેહેસ્ત, જીન્નત કે સ્વર્ગ ત્હારા નસીબમાં જ નથી. પૃથ્વી એ કાંઇ ત્હારૂં વતન કે ત્હારો સ્વદેશ નથી; અને જે સઘળું ઈશ્વર માટે નથી તેટલું જ બરોબર ત્હારે માટે પણ નથી." માટે હે નસર! હું તો હવે ત્હને મુમુક્ષુનાં પદને તથા તલબગારના દરજ્જાને થોડો ઘણો પણ પહોંચી ચુકેલો માનું છું, કેમકે તું અહુરાને ઓળખવાની વાતમાં રસ લેતો જણાય છે.

**નસરઃ**—ભાઈ વિરાફ, મુમુક્ષુ એટલે શું? તલબગાર એટલે શું? કંઇ સમજાવશો?

**વિરાફઃ**—જન્મ મૃત્યુ સંસાર તેં, કૈસેં છુટિ હૌં ચિંત્ત;
સૌ મુમુક્ષુ કહિયેં સદા, યહી બિચારે ચિત્ત.

જન્મ—મરણરૂપી રેંટમાળ જેમાં લાગી રહી છે, એવા આ સંસાર રૂપી કુવા-માંથી કયારે બહાર નિકળીશું? મ્હને પ્રભુની પીછાન કયારે થશે? એવી તલબ રાખવાની જેને તિવ્ર લાગણી થાય, તેજ મુમુક્ષુ કહેવાય. તેને "તલબગાર" કહેવો. "સંસાર બંધનની નિવૃત્તિ થઇને બ્રહ્મની પ્રાપ્તિ રૂપી મોક્ષ મ્હને કયારે થશે?" એવી જે ઉત્કટ ઇચ્છા, અને તલબ થયા કરે તેને મુમુક્ષુતા કહીએ. એવી જે મુમુક્ષુતા જેને વિષે હોય તેને મુમુક્ષુ જાણવો. આ જીંદગીમાં જ જો તમો ભાઇ તમારે હાથે ભકિતનું સુખ નહીં મેળવી શકો તો આવતી ભવિષ્યની જીંદગીમાં તમે સુખી થઇ શકશો, એમ શા માટે માની લેશો? હાલ કાંઇ ઇશ્વર આપણા ઉપર ભવિષ્ય કરતાં ઓછી કૃપા દ્રષ્ટિ રાખે છે? શું તે હવે પછી વધારે દયા રાખશે? અહિંજ જો તમે શાંતિનું કે ભકિતનું સુખ નહીં ભોગવો તો ત્યાં સુખ અને શાંતિ ભોગવવાની કાંઇ તમને જામીનગીરી છે? તમારાં હમણાંના જ જીવનતું સુખ, તમારી ભકિત, અને શાંતિ કોણ ચોરી લે છે? તમે જ. હવે હું તમારી શંકાઓ દૂર કરવાના બીજા પૂરાવા કહું છું તે સાંભળો ભાઈ.

---

# સબક ૧૪ મો.

## નાહી કે છંદી, પુગેપહેલા પરમેશને ! કામ કંચનના ત્યાગથી.

In all things throughout the world, the men who look for the crooked will see the crooked, and the men who look for the straight, will see the straight.--*Ruskin.*

" Nature always springs to the surface, and manages to slow what she is. It is vain to stop or try to drive her back. She breaks through every obstacle, pushes forward, and at last makes for herself a way."—*Boileau.*

મનુષ્ય માત્ર આ દુનિયામાં જે કાંઇ કાર્ય કરી રહ્યાં છે તે છેવટનું પરમ સુખ પ્રાપ્ત કરવાને માટે જ હોય છે. નઠારાંમાં નઠારૂં કાર્ય કરતો માનવી પણ એક મહાન સુખ સંપાદન કરવાને જ તે કર્તવ્ય કરે છે. જે માણસ બસ પોતાનું ધ્યાન ધક અમુક કાર્યમાં મનનપૂર્વક સંપૂર્ણ રીતે પરોવે છે, તેની સબળ ઇચ્છા તેને ક્ષેમ તરફ વહેલી ઘસડી જાય છે. જુગારી જો પોતાનું તન, મન, ને ધન માત્ર જુગારના જ વ્યસનમાં અર્પણ કરે છે, ચોર જો અહોનીશ ચોરીના જ વ્યસનમાં તદરૂપ રહે છે, એક લુટારો જો બસ રાત ને દહાડો લુંટ ચલાવવામાં જ તદાકાર હોય છે, કોઈ પુરૂષ જો સ્ત્રીની જ લમ્પટમાં તલ્લીન થઇ તેમાં જ મરી ચડી રહેલો હોય છે, પછી જો તેનું ચિત્ત બીજી દિશાએ પાછળથી પણ વળેછે તો તે નવી લ્હેરમાં પણ તે ચડેલ ને મસ્ત થઇ તેમાં પણ તેટલો જ તદરૂપ થઈ જાય છે. જેટલાં હદ વિનાનાં પરિબળથી તે એક દુર્ગુણને વળગ્યો હોય છે, તેટલાં જ જોમ ને જોરથી પોતાને નવા હાથ લાગેલા ગુણનાં વ્યસનમાં પણ તદાકાર થઇ જાય છે. એક જ દિશાએ સબળ ને દ્રઢ ઇચ્છાથી મંડયા મચ્યા રહેવાના સ્વભાવવાળાં મજબુત મનનો મનુષ્ય, જે પણ કામમાં હાથ ઘાલે છે, તેમાં મનનપૂર્વક દ્રઢ ચોંટી જાય છે. એક દિશાથી બીજે જ નાકે દોડી જવાનો જ્યારે તેને ચટકો લાગે છે, ત્યારે તે પ્રથમની દિશા તરફ પાછું ફરીને જોતોએ નથી. એમ કરતે કરતે જ્યારે તેને સુખનો અંત ઇશ્વર પરાયણ થવામાં જ જણાય છે ત્યારે તે ઇશ્વરના જ વ્યસનમાં ગાંડો બની જાય છે. અને જ્યારે પ્રભુમાં લીન થઈ પ્રભુ જોડે એક તાર થઈ જાય છે, ઇશ્વર જોડે જોગ જોડીને જ્યારે યોગ સાધે છે, ત્યારે તે એવો તો યોગી ને જોગતો બની જાય છે, કે પછી તેને ભગવાનનાં વ્યસન સિવાય બીજું એકે વ્યસન ગમતું નથી. કાંકે સુખની ને શ્રેયની સિમા પરમેશ્વર સાથે તદાકાર થવામાં જ છેવટની આવીને અટકે છે. પછીથી તે મજબુત મનવાળો મનુષ્ય આમ જ કહે છે કેઃ—

ડસ્યો કસ્યો હરિ ભ્રમિત મન,<br>
હરિસું ધસ્યો અભિપાન;

ફરયો ચીમુક કુપયકિ પ્રિયા !
તાહી અજય દે દાન.—( દયારામ )

હે પ્રિયા ! ત્હારી વેણીરૂપ સાપનું ડસેલું, ભ્રકુટિરૂપ ભ્રમરનું ડસેલું, સિંહ જેવા સ્વરૂપથી કસેલું ને પીડેલું કુંચરૂપ પર્વત ઉપર ચઢીને થાકી ગએલું મ્હારૂં મન રૂપી મૃગ તે ત્હારાં અમૃતનું પાન કરવાને ત્યાંથી હવે ધસ્યું છે, પરંતુ થાકથી પીડાયલું હોવાથી વચમાં કૂપ કહેતાં હડપચીનો ખાડો (પાપનો ગાર) કુદી ના શકયું, અને માંહે ફસી પડયું છે, તેને તું કાઢીને અભયદાન આપ ! હે પ્રભો ! ત્હારાં સ્વરૂપના મોહમાં જ હવે તો મ્હારૂં મન પીડાય છે, માટે હવે તો ત્હારૂં જ સુખ મ્હને આપ ! આવાં સુખની પ્રાપ્તિ માટે, જે શખ્સો ઘણા જ અનીતિવાન હતા તેઓ જ ઘણા મોટા ઇશ્વર ભક્તો થવા પામ્યા છે. જેઓ સ્ત્રી લંપટ હતા, તેઓ જ ભગવાન ઉપર આસકત થઈ પ્રભુના પૂરા આશક થઈ ગયા છે. જેઓ એશ્કે મીજાજીમાં ઘણા જ તદ્દરૂપ હતા, તેઓ પાછળથી એશ્કે હકીકીમાં તદાકાર થઇ ચૂકયા છે. તમે બિલ્વમંગળનું ચારિત્ર જૂઓ. તુલસીદાસ અને દયારામનું ચરિત્ર વાંચો. વાલ્મિક અને બીજા ભકતોનાં વૃત્તાંતો તપાસો. માત્ર એક જ ચટકાથી તેઓ કઈ દિશાથી કઇ દિશાએ એકદમ વળી ગયા છે તે જૂઓ. બિલ્વમંગળ ચિંતામણી નામની એક સ્ત્રીના છંદમાં એટલો તો ચડી મરી રહેલો હતો, કે પોતે જાતે બ્રાહ્મણ છતાં, પોતાના મરી ગએલા પ્યારા પિતાજીનું શ્રાધ હતું તેની ક્રિયા પણ પડતી નાખીને, અંધારી ઘોર રાતે, મારમારનો ઉપરથી વરસાદ પડતો હતો તેની પણ દરકાર વગર, નદીને પેલે પાર આવેલાં પ્યારી ચિંતામણીના મકાનમાં દાખલ થવા સારૂ, નદીમાં પાણીનું ભારે પૂર આવેલું છતાં, હોડીવાળા હોડી પણ ચલાવી શકતા નથી તોય, એક વાસ મારતાં સુવેલાં તરતાં મુડદાં ઉપર બેસીને એકદમ પેલે પાર જાય છે ! ચિંતામણીના દરવાજા બંધ જોઇને અડધી રાતે બારીએ લટકેલા સાપને દોરી સમજી બેધડક તેને પકડીને માળ ઉપર ચઢી જાય છે; અને પોતાની વિષય વાસના તૃપ્ત કરે છે ! ચિંતામણી જેવી કંચની પણ તેને ટોંણો મારી કહે છે કે; “હાય હાય ! આટલી બધી સબળ વાંચ્છા અને તલબગારી જો તું ઇશ્વરની લેહમાં લગાડે તો તું કેવુંક પરમ સુખ પ્રાપ્ત કરે ! ઇશ્વરને તું કેટલો વ્હેલો પહોંચી જાય !” અને અંતે જે પાપી આંખ્યો વડે તે પર સ્ત્રીઓ ઉપર નજર બગાડતો હતો, તે આંખ્યોમાં સોયા ઘોંકી આંધળો થઇ રામરામ કરતો ઇશ્વરની શોધમાં રાત ને દહાડો દિવાનાની માફક ભટકી ભટકીને છેવટે ભગવાનનાં સાક્ષાત દર્શન કરવાને ભાગ્યશાળી થાય છે ! કાચબો જેમ પોતાનાં છુટાં મૂકેલાં અંગોને સંકોચી લે છે, તેમ જ્યારે માણસ પોતાની ઇંદ્રિયોને વિષયથી ખેંચી લે છે, ત્યારે તેની બુદ્ધિ પ્રતિષ્ઠિત થાય છે. આ બધી એકાગ્ર ચિત્તની બલિહારી છે.

" કર્માદીકનુ ત્યાંહાં લગી બળ હરી, જ્યાં લગી મનમાં આણે રે !
નહિ તો કરૂણાથી ઇશ્વર પદ, શાને વેદ વખાણે રે !
બ્રહ્મ શ્રાપ જોતાં વણ વાંકે, સહુ યાદવને લાગ્યો રે !
ઉદ્ધવ વ્રજનાભ વંચાવ્યા, મને સંદેહ સહુ ભાગ્યો રે !
કરતુમ અકરતુમ અન્યથા કર્તુમ, સમર ઇશિ કહાવે રે !
સર્વેશ્વર સર્વાત્મા સ્વતંત્ર, તેમ કરે જેમ ભાવે રે !
સુખ થાવા સહુ દુઃખ જાવાનો, એજ ઉપાય એક સાચો રે !
મન ક્રમ વચને કૃષ્ણ ભજો દયા, અવર વિચાર સહુ કાચો રે !"

ઈશ્વરનું નામ રટવાની અજબ બલિહારી છે. અજામેલ એક બ્રાહ્મણનો દીકરો હતો. પહેલાં તેને પૈસો જ મેળવવાનો છંદ હતો, આથી પોતાનો તે ચડસ પાર પાડવા સારૂ બ્રાહ્મણ છતાં કસાઇને ઘેર વટીક કપ એલાં બકરાં મેઢાંનો હિસાબ રાખવાની નોકરીએ રહ્યો હતો. બસ પૈસાને જ તેણે પરમેશ્વર માન્યો. બધું ધ્યાન ધક ને મનન ચિંતન પૈસામાં ને પૈસામાં જ. પાછળથી તેનો તે લક્ષ છુટો ત્યારે પોતે વાંઝિયો હોવાથી બસ એક પુત્ર પ્રાપ્તિ માટે તેની સબળ જિજ્ઞાસા થઇ રહી. રાત ને દિવસ બસ પુત્ર–પુત્ર માટે વેવળાં મારતો. પૈસા જાય કે બધુંએ ભલે લુંટાઈ જાય, પણ પુત્ર જોઇએ ! અંતે સાધુના આશીર્વાદથી પુત્ર જન્મ્યો. સાધુના કહ્યાથી તે પુત્રનું નામ નારાયણ રાખીને રાત ને દહાડો બસ "નારાયણ–નારાયણ !" કરીને પુત્રને લાડ લડાવતો. તેનું સર્વ દીલ બસ નારાયણમાંજ પેઠું. પછી નારાયણ કરતાં કરતાં સાધુ સંતનો છંદ લાગ્યો, તે પણ સજડ ઉંડો લાગ્યો, અને છેવટે મરતી ઘડીએ પોતાના પુત્ર નારાયણનું જો કે તે નામ લેયા કરતો હતો, તો પણ "નારાયણ" નામ રૂપે તે ઇશ્વરને જ યાદ કરતો મરી ગયો, અને રૂપ્તિનું વલણ પકડી રાખીને પરમાત્મામાં તદ્દાકાર એક તાર થઈ ગયો ! **નસરઃ**—ભાઈ, રૂપ્તિ તે શું છે તે મ્હને સમજાવશો ? **વિરાફ:**—ભાઇ નસર ! રૂપ્તિ બે પ્રકારની હોય છે. એક **વિધ** અને બીજી **અવિધ ત્રિધ. વિધ** રૂપ્તિનું વલણ મુકિતપદ મેળવવા તરફ હોય છે, અને **અવિધ** રૂપ્તિનું વલણ સંસારની મજામાં અને તેનાં બંધનમાં હોય છે. જ્યારે જન્મ થાય છે ત્યારે આ બન્ને રૂપ્તિ ત્રાજવાંની દાંડીની માફક સમતોલ હોય છે. ત્યાર પછી સંસારની મોહમાયા એક ગમનાં ત્રાજવાંની અંદર પોત પોતાની મોજમજા અને ઉપયોગ મૂકે છે, અને બીજાં ત્રાજવામાં આત્મા પોતાના આકર્ષણ મેલે છે. હવે જો મનુષ્યની બુદ્ધિ સંસારની મજાને પસંદ કરે તો સંસારની માયાથી ભરેલું ત્રાજવું ભારે થાય છે; પરંતુ જો તે જ બુદ્ધિ આત્મા તરફ ઢળી જાય તો તેને પરમેશ્વર તરફ ખેંચી જાય છે. પુરૂવી રાજાની કથા છે, કે તે પોતાની ઉર્વશી જેવી સુંદરા રાણીને ઘણા જ પ્રેમથી ચ્હાતો હતો. એકવાર કૈલાશ શિખર ઉપરના ગંધમાદન–નંદન વનમાં તે વિહાર કરતો

હતો, એવામાં મંદાકિની નદીના કિનારા ઉપર રેતીમાં રમતી બીજી એક ઘણી સુંદર કુમારિકાને જોઇ તેના પ્યારમાં તે ઓતપ્રોત ચઢી ગયો. તેના તરફ એકાગ્ર ચિત્તથી એવો તો જોતો રહ્યો, કે પાંપણ પણ હાલે નહીં. બીજી શોકયના પ્રેમમાં પોતાના પતિને પડેલો દેખી પોતાના પતિ રાજા ઉપર કોપ કરીને ઉર્વશી તેને ત્યજીને કયાં કેઠે ગૂમ થઈ ગઇ. ઉર્વશી ગુમાવ્યાના દુઃખથી તે રાજા બેબાકળો થઈ ગાંડો ઘેલો જેવો થઇ ગયો. એવામાં તેને સંગમ મણિ મળી આવ્યો, અને ત્યારથી તેણે સ્રી જાતિનું નામે ના લીધું, દર્શને ના લીધું, અને બસ એકલા એક પ્રભુના જ પ્રેમમાં ઇશ્વર પરાયણ થઇ રહ્યો. એટલા માટે સ્ત્રી સાથે સંબંધ એ જોકે મહા અનર્થ છે, ગમે એવાં ઉંચ સ્થાનમાંથી સારા સજ્જનોને પણ સ્ત્રીએ જ ભ્રષ્ટ કીધા છે, જ્ઞાની-ઓને પણ અજ્ઞાનીઓની પેઠે સ્ત્રી ઉપર વાર તહેવારે મોહ થાય છે; પરંતુ તે જ મોહમાયા સ્ત્રી ઉપરથી ઉડીને ઇશ્વર માયા તરફ જ્યારે વળે છે ત્યારે તે ઉલટું જ રૂપ પકડે છે. ઇશ્વરિ માયા ઘણી દુરતર છે. હરિ નારાયણે પોતાને મોઢે કહ્યું છે, કે **मम माया दुरत्यया ॥** મ્હારી માયા એવી છે, કે જે તરી શકાય એવી નથી. ઇશ્વરિ મોહમાયામાં ભલભલા મોટા મોટા મોહિત થઈ ડૂબી ગએલા છે. એટલું જ નહીં, પરંતુ સૃષ્ટિ સરજનારા બ્રહ્મદેવ, કૈલાશમાં વસનારા શ્રી શીવ શંકર અને નારદ મૂનિ જેવા દેવર્ષિ સરખાએને પણ કામી માયાએ ભૂલાવો ખવાડયો છે; તો પછી સાધારણ પુરૂષોના શું આશરા ? પરંતુ

"જીત્યો જો હરિ અંત કહી, દોખ દહિ લહિ મોખ;<br>જિમિ ગંજીફા આખરી, હતત ખૂજ શબ્દ સોખ.

જેમ ગંજીફાની રમતમાં આખરે મરાય છે તે જ હાર્યો છતાં પણ જીત્યો ઠરે છે, અને સઘળી બૂજ્યો શૅાક કરે છે, તેમ જે પુરૂષ અંત કાળે પણ હરિ નામ લે છે તે હાર્યો છતાં પણ જીત્યો જ જાણવો. તેના નામથી જ દોષ માત્રને બાળી નાખીને તે મોક્ષ પામે છે. જ્યારે ચટકો લાગ્યો ત્યારે જ ભગિરથ રાજાએ પણ છેવટ ભાગે બહુ તપો કરીને કપિલ મૂનિના ક્રોધને લીધે બળી મૂએલાં પોતાનાં પૂર્વજોનો ઉદ્ધાર કરવા થકી, ગંગાજીને પોતાના તપોબળથી સ્વર્ગમાંથી નીચે આણ્યાં હતાં. પિંગળા નામની એક અનીતિવાન સ્ત્રીને નિરાશા મળવાથી ચટકો લાગી ગયો, ને તેણી એકદમ ઇશ્વરની મહા મોટી ભકતાણિ થવા પામી; તે હ્યાં સુધી કે, ગુરૂ દત્તાત્રયે પણ તેણીને પોતાના ૨૪ ગુરૂઓમાં એક ગુરૂ માની હતી ! કશ્યપ મુનિ જેવા દક્ષ પ્રજાપતિ પોતાનો વિષય તૃપ્ત કરવા સારૂ અદિતિ, દિતિ, વિગેરે તેર તેર સ્ત્રીઓને પરણ્યા હતા, પરંતુ આખરે તો તેમને ઈશ્વરના રંગમાં જ ક્ષેમ જણાયું. કાલિદાસ પંડિત એક ગુણિકાના એશકમાં એટલા બધા રહેતા હતા, કે ભોજરાજાની ભર દરબાર છોડીને પણ તે સ્ત્રીના સ્થાન ઉપર રાત બધી ભમતા હતા. છેવટ ભાગે તેમને પણ ચટકો લાગ્યાથી સંન્યાસ લઇ ઇશ્વર પરાયણ રહ્યા હતા. માટે હે ભાઇ !

પાપી કાંઈ સદાનો પાપી રહેતો નથી. ઉલટો એક પાપી તો ધર્મિ પુરૂષ કરતાં પણ વ્હેલો ઇશ્વરને પહોંચી શકે છે, માટે પાપી છતાં ભક્તિને કદિયે છોડવી જોઇતી નથી.

---

# સબક ૧૭ મો.

## લોભીનો ગુરૂ દામ-કામીનો ગુરૂ કામ-સંતનો ગુરૂ રામ.

Love, when true, faithful, and well fixed is eminently the sanctifying element of human life:-without it, the soul cannot reach its fullest height or holiness.-Ruskin.

કવિ દયારામે એક માર્મિક વચન કહ્યું છે કે; અતિ તિયતેં ઇક નર ભયો, અતિ નરતેં ઇકિ નારિ; નારી સેવત હરિ મિલે, નર સેવત જમ દ્વારિ.

બહુ બહુ સ્ત્રીઓ મળીને એક નર થયો છે, ને બહુ બહુ નર મળીને એક **નારી થઇ છે. તે નારીને સેવવાથી ઇશ્વર આપો આપ મળી જાય છે,** પરંતુ પેલા નરને સેવતાં તો યમરાજાનું દ્વાર મળે છે! તે નર અને તે નારી તે કિયાં? તે નારી તે તુલસીની માળા. બહુ નર તે પેલી માળાના મણકા, જે વડે મંત્રો ઉચ્ચારી ભક્તિ કરતાં પરવરદેગારનો મેલાપ થઇ જાય છે; ને બીજો નર જે સ્ત્રીનો ચૂડો જે બહુ ચૂડીઓ વડે થયો છે તે. ચૂડીઓ એટલે સ્ત્રી સમજવી. તેમને સેવીએ એટલે સ્ત્રીઓનો જ સંગ છેવટ સૂધી કર્યા કરીએ તો નર્કમાં જઇએ. એનો ૩ જો અર્થ આજના આપણા વિષયને લાગુ પડે છે. શ્રદ્ધા રાખીને નીચ પાસેથી પણ ઇશ્વરનું જ્ઞાન મેળવી લેવું. ચાંડાળ પાસેથી પણ ધર્મનું જ્ઞાન મેળવી લેવું. અને સંસારના જોગને સારૂ તથા ઇશ્વરના યોગ સારૂ નિંદાએલાં કુળમાંથી પણ ગુરૂરૂપ ઉત્તમ સ્ત્રી ગ્રહણ કરી લેવી. સુરદાસ જેમ પ્રથમ વેશિયાના રસમાં મસ્ત હતો, પણ તેજ મસ્તીની અગ્નિ લગ્નિની લાહે જ્યારે પ્રભુ ઉપર લાગી ત્યારે એકદમ ઇશ્વર પરાયણ થઈ ગયો હતો, તેવા જ ચટકા ઘણા ઘણા દાસોને લાગ્યા છે. આપણા ચાણોદવાસી દયાશંકર કવિ પોતાના બાપા પરભુરામ અને માતા રતનબાઇ મરી ગયાં કેડે બહુ કુસંગમાં લપટાયા હતા એમ કહે છે. ફાંકડા લહેરીભાઇ થઈ કુછંદમાં ધૂમ પૈસો ઉડાવતા હતા. એક વખ્તે પોતાની માસીએ ઠપકો દીધો અને અનીતિવાન શબ્દ કહ્યાથી દયારામને એવો તો ચટકો લાગ્યો, કે તુર્ત જ કાશી જઇને ઇશ્વરની મસ્તીમાં પડ્યા, અને શ્રી કૃષ્ણની જાણે રાધિકા જ હોય નહીં શું, એવા શ્રી કૃષ્ણના નામ ઉપર ગાંડા બની ગયા. એક પ્રસંગે તેમણે ગાયું હતું કે;

> રસિક રાય રાગી સુઘર; નટબર નંદ કિશોર;
> કામિનિ કંદા કામ જિત; બંધે શિર પર મોર.

શ્રી કૃષ્ણ ભગવાન તો સર્વ રસિયાં રંગીલાઓના રાજા છે, પ્રીતીવાળા છે,

ાાનતાન કળાવાળા છે, ચતુર છે, ઘણા રૂપાળા છે, રાજકુંવર છે, સદા કિશોર અવસ્થાવાળા છે, કામિનીઓ સાથે ક્રીડા કરીને સુખરંગના આપનારા છે, **તેમ છતાં પોતે કામ દેવને જીત્યો તે કેમ?** આવું આશ્ચર્યકારક પરાક્રમ, ૧૬૧૦૮ ગોપીઓના ાેગ છતાં કોઈનાથી પણ થઈ શકે નહીં, પણ કૃષ્ણે તો તે અશકય પરાક્રમ કરી બતાવ્યું છે, તો પણ સદા બ્રહ્મચારી કેમ કહેવાયા ? તે બતાવવા સારૂ મસ્તક ઉપર મોરનાં પીછાં ધર્યાં છે; તે જાણે કે તે પીછોનાં પરો બાંધ્યાં છે. ટુંકમાં, આવાં આવાં સ્ત્રી રસનાં પ્રેમરસવાળાં કાર્યો કર્યાં છતાં જેઓ બ્રહ્મચારી રહી શકે, તેજ મે પરો છોડવે. તુલસીદાસ પ્રારંભમાં બહુજ હવસી હતા. પોતાની સ્ત્રી મમતાદેવીની ાેડમાં જ રાત દહાડો ભરાઇ રહેતા, ચકવા ચકવીનું જ જાણે જોડું. મમતા દેવી ત્યાં જાય ત્યાં તેની પૂઠે પૂઠે રવડતા; એક ઘડી પણ સ્ત્રી વગર તેમને ચાલતું નો'તું. ાસ કામ ને ધંધો એજ, કે મમતાદેવીની ફાંટમાં સારો દહાડો ને રાત ભરાઇ હેવું ! મમતાદેવીની માતા માંદાં પડયાં એટલે તેણીએ પિયર જવા માગ્યું; તો ાુલસીદાસે તેટલી વાર પણ સ્ત્રીનો સંગ છોડવાની ના પાડી. જ્યારે ઉપરા ઉપરી ાેલાવું આવ્યું ત્યારે પિયરે જવાની રજા તો આપી, પરંતુ જ્યારે એટલો વાર ાણ નહીં જ રહેવાયું ત્યારે લાગલા તેણીની પૂઠે જ સાસરે ગયા ! આથી મમતા-વીને પિયરમાં લાજ લાગવાથી ગુસ્સાથી તુલસીદાસને મ્હેણું માર્યું; "કેવા નિર્લજરા છો! વા તમે જંગલી કૂતરા જેવા છો ! સ્ત્રીનો જ છેડો પકડીને ફરનારને હજારો વાર ધિક્કાર છે ! લોકો તમારી મશકરી કરે છે, ધિક્કાર નાખે છે, તોએ શું તમને લાજ ાાગતી નથી ? એના કરતાં તો ઝેર ખાઇને મરો તો સારૂં ! સ્ત્રી ઉપર આટલા ાધા આસકત છો તેટલા બધા જો તમે પરમાત્મા ઉપર આકુળ વ્યાકુળ થયા હો ા તમે કેવા મોટા ભક્ત થઇ જાવ !" આટલા ચટકાથી જ તુલસીદાસને વૈરાગ્ય ાાવ્યો, ને જેટલો રસ સ્ત્રી રંગના એશ્કમાં લેતા હતા, તેટલા જ જોશથી તે દિશાએથી એકદમ નિકળી જઇને ઈશ્વરના એશ્કમાં મસ્ત થઇ, ભક્તિ માર્ગે લાગી જઇ જ્ઞાની ાણ થયા હતા. ભગવાને પણ સ્વમુખે એજ કહ્યું છે કે;

यतकरोषि यदश्नासि यज्जुहोषि ददासियत ।
यतपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम ॥

હે કૌન્તેય ! તું જે પણ કાંઇ કરે, તું જે કાંઇ ભોગો ભોગવે, તું જે કાંઈ ાણ દાન કરે, તું જે પણ કાંઈ તપ કરે, તે સર્વ સર્વ મ્હને જ અર્પણ કરી દે ! ાા સર્વ સૃષ્ટિ મ્હારા જ આત્માનું એક સ્વરૂપ હોવાથી હું એટલે આનંદ જ ; હું જ સર્વસ્વ છું; માટે મ્હારામાં ત્હારો રંગ લગાડ ! મ્હારા વિષયનો જ ાાગ ભોગવ! ત્હારો

"રંગ લાગ્યો કેવું ભાગ્ય જાગે, ટળી ગઈ બધી ભુખ તરસ મ્હારી;
ચડયા સત્સ્વરૂપના ચડવા ત્યાં, પડી કાચની બંગડી ટૂટી મ્હારી.

ત્હારો સંગ આકાશમાં ખેંચી જતો, ઉડી દોર વિના જ પતંગ મ્હારી;
જડી તેજની વરસવા લાગી હવે, દિસે ચાંદ સુરજ એક લ્હેર મ્હારી."

હેરા નામની ધર્માધ્યક્ષણિ ઉપર લીયેન્ડર એવો તો પ્યારમાં પડયો હતો, કે દર રાતે તેણીની મુલાકાત લેવા સારૂ દરિયો પણ તરીને તેણીને ત્યાં જતો ત્યારે જ ધરાતો. એક અંધારી રાત્રિએ તે દરિયામાં પડતાં બોલ્યો; "તેણી મળે, ભલેને મ્હારો જીવ જાય, હવે તો તે પ્રભુના જ દર્શન મળો!" તેજ ક્ષણે તે લોર્ડનું નામ લઇ દરિયામાં પડયો ને ડુબી મૂઓ! તેની પ્યારી હેરોએ જેવી આ ખબર સાંભળી, કે તુર્તજ તેણી પણ તેજ દરિયામાં ડુબી મરતાં આવેશમાં આવીને બોલી; "હે પ્રભો! માઈ લોર્ડ! પ્યારા લીયેન્ડરની પેઠે મ્હને પણ પાપમાંથી મૂક્તિ આપી ત્હારી ગોદમાં લઈ લે!" આવી રીતે એકકે બીજાજીમાં તરબોલ થએલાં બન્ને આશક માશુક એકકે હકીકીમાં જ્યારે તદાકાર થઈ ગયાં, ત્યારે તેમને એકલા એક પ્રભુનું જ ભાન થયું હતું. મેરી મેગડેલીન અત્યંત વિષયી ને હવસી હતી. તેણીએ પ્રભુની માફી માગી પાછળથી પસ્તાવો કરીને ક્રાઇસ્ટની પૂઠે પૂઠ ફરી તે પણ ઉત્તમ ભક્તાણી થઇ ગઇ હતી. વડનગરો નાગર મનોહર સ્વામી પ્રથમ સ્રી ઉપર આસકત હતો. વકીલના ધંધામાં ખોટી શાક્ષી અને ખોટા લેખો બનાવવામાં તે પાવરધો હતો. સ્રી વ્યસનમાં તેણે બાપીકી ૨૦ હજારની પુંજી ગુમાવી દીધી. પાછળથી તેનો પોતાની સ્રી ઉપરથી મન ઉતારો થતાં જ તેણીનો પણ ત્યાગ કર્યો. તે પછી તેણે સંન્યાસ લેવાનું કર્યું, પણ છ મહિને પણ તે સ્નાન સંધ્યા નો'તો કરતો, ને શિષ્યાણીઓના સહવાસ સમાગમમાં જ રહેવા લાગ્યો હતો. તેનું શરીર વાસે વાસ મારતું હતું. બે હજાર રૂપૈયાને ખાતર તેણે ખોટો દસ્તાવેજ પણ બનાવ્યો હતો. લુચ્ચાઈ ઢોંગાઇમાં તે પૂરો હતો. અંતે તેને પોતાની ખોટે માર્ગે વાપરેલી હુશિયારીનો પસ્તાવો થવાથી ઇ. સ. ૧૮૨૩ માં સુરતના સેસન્સ જડજ મી૦ જોન્સ રૂબરૂ રજુ થઇ પોતાનાં ટોંચે ચઢેલાં પાપોનો એકરાર કીધો, અને પછી ઇશ્વરના છંદમાં તલ્લીન થઈ આ લુચ્ચો મનોહર પણ એક મોટો ભકત થઈ ગયો હતો. જો અતિ તપેલાં લોખંડ ઉપર પાણી રેડવામાં આવે છે તો તે પાણીનું નામ સરખુંએ રહેતું નથી, પરંતુ તે જ પાણી જ્યારે કમળ પત્ર ઉપર મૂકવામાં આવે છે ત્યારે મોતીના દાણા જેવું દીપ દીપ થાય છે, ને વળી તે જ પાણી જ્યારે સ્વાતિ નક્ષેત્રમાં સમુદ્રની અંદર રહેલી સીપમાં પડે છે ત્યારે તેનું અમુલ્ય મોતી બંધાઇ જાય છે; પરંતુ તે જ નક્ષેત્રનું પાણીનું ટીપું સાપના મોંમાં જાય છે તો ત્યાં ઝેર બની જાય છે; તેજ પ્રમાણે એક ને એક બંદો સ્રીના વિષયમાં પડે છે તો નર્કનો અધિકાર થાય છે, ને તેજ બંદો ઇશ્વરના છંદમાં પડે છે તો સ્વર્ગનો અધિકારી બને છે. પુરૂષો જ નહીં, પણ સ્રીઓ પણ તપ જપ કરવાથી તાપસી થઇ શકે છે. ગંગા સરખી અધમ ગણિકાએ હવસી છંદ લમ્પટની બાજી છોડી તપ કર્યું, અને વેશિયાપણાના વિકારો તથા પુરૂષો સાથના વિષય છંદોનુ

ઝેર જ્યારે મારી નાખ્યું ત્યારે તેણી મોટી ભકતાણી થઈ શકી હતી. કથા પ્રમાણે મહાદેવજીએ તેણીને પોતાને માથે ચઢાવી ગંગા નદી તરીકે તેણીને વહેવરાવી તેણીના નામનું મોટપ એટલું બધું તો વધાર્યું છે કે, માત્ર એણીના નામનું સ્મરણ કરવાથી પણ લાખો પાપો ટળી જાય એવું વરદાન આપ્યું છે!

અગર ના તવાની કૃતદ ઝીરે પાએ;
ચુ ગીરંદ દસ્તશ બેખીઝદ ઝે જાએ.

અગર જો કોઇ અશકત માણસ નીચે ભોંય ઉપર તૂટી પડે, અને તેને જો કોઈ હાથ પકડીને મદદ કરે તો તે શખ્સ પાછો ઉભો કેમ ન થાય? તો હે પરમાત્મા!

મન આન ના તવાનમ કૃતાદેહ અસીર;
ખુદાયા ઝે રહેમત મરા દસ્તગીર!

હું તો નાતવાન થઇ પડેલો અશકત, પાપના ઉંડા ગારમાં હેઠળ ગબડી પડેલો ત્હારો ગુલામ બંદો છું; તું મ્હારી ઉપર પણ દયા કર, અને મ્હને સહાય થા!

વાલિયો ઉર્ફે રતનો ભીલ બસ લૂંટો ચલાવવામાં એકાગ્ર ચિત્તથી મંડયો મચ્યો રહ્યો હતો. રાત ને દિન વટેમાર્ગુઓને લુંટતો, ને તે લુંટારાના ધંધામાં તલબોર થઈ પ્રપંચમાં જ લક્ષ રાખી રહ્યો હતો. એકવાર તેણે નારદમૂનિને પણ લુંટવા માંડયા; એટલે નારદે તેને કહ્યું કે; "આ ઘોર પાપો તું ત્હારાં બ્હાલાંઓ માટે કરે છે; પરંતુ ત્હારાં કર્મનો જવાબદાર તો તું એકલો જ થાય છે." ભીલે આ વાતની પતિજ કરવા થકી પોતાનાં સર્વ કુટુંબીઓને પોતાના પાપોમાં ભાગદાર થવા પૂછતાં, બધાંએ તેનાં પાપના ભાગદાર થવાની ના પાડવાથી તેને ચટકો લાગ્યો, એટલે લુંટની દિશાએથી ફરી જઈ રામ નામનો ઉંધો જપ,—"મરા મરા" બાર વર્ષ સુધી કીધા પછી, તે વાલ્મિકી રૂષિ લેખે પ્રખ્યાત થયો, ને સેંકડો વરસ આગમચથી રામાયણ જેવું સર્વોત્તમ પુસ્તક તેણે જ બનાવી રાખ્યું હતું! એવાં દ્રષ્ટાંતો પુષ્કળ છે, પરંતુ એટલા ઉપરથી સમજી શકાશે, કે કોઈ પણ સંસારી નાદ કે વ્યસનના પાપ કર્મ કરવામાં જે જીવ એકતાર, એકાગ્ર ચિત્ત, અને અમુક દિશાએ તદરૂપ થઈ જઇ શકનારો હોય છે તે જ જીવ જ્યારે ઈશ્વરની દિશાએ લાગી જાય છે ત્યારે તે વિષયમાં પણ તલ્લીન થઇ જઇ એકલા ઇશ્વરમાં જ તદાકાર પણ થઈ જઇ શકે છે.

## સબક ૧૬ મો.

### પરવારીને ભજશો કયારે?

"The greater thy business is, by so much the more thou hast need to pray for God's goodspeed and blessing upon it, seeing it is

certain nothing can prosper without his blessing. The time spent in prayer never hinders, but furthers and prospers a man's journey and business: therefore, though thy haste be never so much, or thy business never so great, yet go not about it, nor out of thy doors, till thou hast prayed."—*Bishop Bayley.*

**નસરઃ**—ભાઇ **વિરાફ**! તમને તો કેટલીક નવરાસ મળે છે, એટલે તમે તો કેટલાક કલાકો બંદગી કરવામાં ગુજારી શકો; પણ મ્હારા જેવા નોકરિયાત, જંજાળી સંસારી માણસને બે ત્રણ કલાક બંદગીમાં વ્યર્થ કરવા પાલવે નહીં; હું પણ રિટાયર થઈ, પેન્શનર થઇ, ફુરસદ પ્રમાણે, ખુદાની મ્હને ઓળખ થવા બાદ, તમારા સમજાવ્યાથી બંદગી કરી શકું, પણ હાલ તો મ્હારાથી બનવા જેવું નથી. તે માલેક જ્યારે મ્હારી જંજાળો ને દુઃખો દૂર કરશે ત્યારે જ હું કાંઇ પણ કરી શકીશ!

**વિરાફઃ**—ભાઇ! ભાઈ! કાંઇ ફીકર નહીં, મ્હને ત્હારૂં એટલું પણ વચન જોઇતું હતું. જૂઓ ભાઇ, "મ્હારી આટલી ઉપાધિ મટે તો હું નિરાંતે ખુદાની બંદગીમાં જોડાઉં!" એમ બોલવું એ મિથ્યા આળસ, પ્રમાદ અને કર્મના નિયમોનું તમારૂં અજ્ઞાન સૂચવે છે. ભાઇ! અહુરમઝદને તું હમણા નહીં તો કયારે પિછાની શકશે? મોડું થશે ને સંસારની પાછળ આવતી જંજાળો વખતે ત્હારી બુદ્ધિ શુન્ય મારી જશે ત્યારે ત્હને તે માલિકનું જ્ઞાન ભાન પણ રહેવાનું નથી.

ને યાબદ બદૂ નીઝ અંદીશેહ રાહ;
કે ઊ બરતર અઝ નામો અઝ જાયગાહ.

તે કરીમો રહીમ માલેક પાકને ઓળખી શકવાને ત્હારી વિચાર શકિત કિંવા બુદ્ધિ તે વેળાએ ચાલી શકવાની નથી; કેમજે, તે સાહેબનું અમુક સ્થાન કે તમુક નામ જ્યારે ભલા ભલાઓને કોઇને માલુમ પડતું નથી ત્યારે ત્હારૂં શું થશે! નિશાળે જઈને ૫-૬ કલાક ત્યાં ગોંધાઈ રહેવાનાં અને મહેતાજીની સોટી ખાવાનાં દુઃખમાંથી બચવા માટે ન્હાનાં બાળકો પોતાનાં માબાપને અજ્ઞાનતાથી કરગરીને કહે છે કે; "નિશાળે અમને નહીં મોકલો પિતાજી! અમારૂં એટલું દુઃખ ટાળો માયજી!" તથાપિ, એટલાં ન્હાનાં દુઃખ પછી તેજ બચ્ચાંને ભવિષ્યમાં મ્હોટું સુખ મળનાર છે, એમ માબાપ સમજતાં હોવાથી જ તેઓ તેને નિશાળે પડતું દુઃખ વેઠવા જ દે છે; તે જ પ્રમાણે આપણાં કહેવાતાં દુઃખો એકદમ ટાળી નાખવાની આપણી પ્રાર્થનાને પરમેશ્વર આપણાં ભલાંને જ કાજે આપણી કાકલુદી સાંભળતા જ નથી. જેમ બાળક પોતાનું દુઃખ ટાળવા માબાપની પ્રાર્થના કરનારાં છે, તેમજ મ્હોટાં આદમીઓ દુઃખ ટાળવાને પરમેશ્વરની પ્રાર્થના કરનારાં છે. ઘણી મહેનત પડે એવા કઠણ અભ્યાસથી છોડવવાનું બાળકે મા બાપ પાસે માગવું, એ જેમ હસી કાઢવા જેવું ખોટું છે, તે જ પ્રમાણે નહીં સહન થાય એવાં દુઃખોને ટાળી નાખવાને પરમેશ્વરને કહેવું, એ પણ ખોટું જ

છે. કઠણ અભ્યાસમાં બાળકોને કેવી રીતે રસ પડતો થઈ સરળતા થાય એવી માગણી મા બાપને કે ગુરૂને કરવી એ જેમ બાળકને માટે બસ છે, તેમજ માણસે પોતાના ઉપર આવી પડેલું દુઃખ સહન કરવાની શકિત સદ્‌ગુરૂ અથવા પરમેશ્વરથી માગવી એ જ તેને માટે બરહક છે. અભ્યાસના શ્રમથી અને મહેતાજીના ત્રાસથી ત્રાસી જનારાં બાળક જેમ આખી જીંદગીમાં મૂઢ અને મૂર્ખ રહી જાય છે, તેમ જ બંદગીથી તથા આત્મજ્ઞાનથી ત્રાસી જનારા બંદાઓ બંદગીથી તથા આત્મજ્ઞાનથી મળનાર દૈવી લાભથી અભાગ્યાં જ રહી જાય છે.

દાઈદી-મોઈ એ ગાંમ્ તંવા અપસ્યા ઉર્વંરાએસ્યા
અમેરેતાતા હઉર્વાતા સ્પેનિસ્તા મઇન્યૂ મઝદા
તેવીષી ઉતયૂઇતી મનંધહા વોહુ સંધહે.

[ વોહુક્ષથ ગાથા ]

ઘણી જ સુખ શાન્તિ ને આબાદી ફેલાવનારા ઓ પરવરદેગાર! તું કે જેણે પ્રાણી, પાણી, તથા ઝાડ પાન સઘળું ઉત્પન્ન કીધું છે, તેવો તું મહાન બાપ મ્હારી નેક મનશ્નીને લઇને મ્હને દુઃખ દર્દથી મોકળો રાખ! અને બેહેસ્તની અમર્ગીનું સુખ આપ! મ્હને શક્તિવાન્, જોરાવર, તંદોરસ્ત બનાવી મ્હને ત્હારૂં ઇશ્વરિ જ્ઞાન મેળવવાનો માર્ગ દેખાડ! આવી પ્રાર્થના નિત ઉઠીને કરવાની જરૂર છે. જેઓ અનુકૂળતા આવવાની મિથ્યા વાટ ન જોતાં અબ ઘડીથી જ તેને પિછાનવાનો પ્રયત્ન કરવાની શરૂઆત કરે છે તેઓ જ ખરા બુદ્ધિમાન છે. ભાઇ! તમારાં દરેક કામને માટે વખત ઠરાવી આપો, અને દરેક કામ તેને માટે નિમેલે વખ્તે કરો; પછી તમને જેટલી જોઇએ એટલી બંદગીની ફુરસદ પોતાની મેળે મળશે.

It is better to walk in the dark with God,
Than walk alone in the light.
It is better to walk with Him by faith
Than walk alone by sight."

ભાઈ નસર! ઘણીક વેળાએ આમ પણ બને છે કે, અહુરમઝદનો જેના ઉપર પ્યાર હોય છે તેને સુધારવા માટે, અથવા તો તેની ભક્તિની પરિક્ષા કરવા માટે, તે માલેક તેને સંસારની અનેક જંજાળો માથે નાખીને કસોટી કરે છે. લૉંગફેલો કહે તેમ, સંકટ સહન કરવાં અને ખુદા વિષે દ્રઢ થતાં જવું એ અહુરમઝદના કાયદાના રહસ્યનો એક ભાગ છે. જે પુરૂષો શાંત અને ધીરા વીરા હોય છે, તેઓને ભક્તિથી એવું સુખરૂપ શિક્ષણ મળે છે કે, તેમને માટે મઝદા એ જ સધિયારો લેવાનું એક સાધન થઇ પડે છે. બંદગીમાંથી શાણપણ વાપરીને સાર લેવામાં આવે તો તેથી આપણી રહેણી-કરણી કેળવાય છે, અને આપણામાં આત્મિક ઉન્નતિ સજાગરૂ થાય છે. જંજાળ વેઠવાની તથા સહનશક્તિઓને દીપાવવાની, તથા

બીજા કેટલાક ઉપયોગી ગુણોને તેજી આપવાની, અને નિરાશ થએલાં ઇનશાનોને સંકટના સમયમાં બંદગી એ તો બચાવની એક ઢાલ થઇ પડે છે. માટે જંજાળો કે દુઃખો આવી પડતાં ત્હારે ખુદા ઉપર અવિશ્વાસ કરીને બંદગીને તજવી જોઈતી નથી. બંદગી કીધાથી દુઃખ રૂપી રાતો પસાર થઇ જઇને સુખનો દહાડો ઉગ્યા વગર રહેવાનો જ નથી. જોવા સારૂ આંખ તો મૂર્ખને પણ ઇશ્વરે આપી છે. સાંભળવાને પણ એક ગધેડાના કાન માણસના કાન કરતાં મ્હોટા સરજેલા છે. સુંઘવાને માટે એક કીડીને તીવ્ર નાક પરમાત્માએ જ આપ્યું છે. મૂઢને બળવાન હાથો ને મજબુત પગો બીજાઓ કરતાં પણ તેણે સારા જ આપ્યા છે. પણ એ ઇંદ્રિયોનો ઉત્તમ ઉપયોગ જેઓ કરે છે તેમને માટે જ એ ઇંદ્રિયો ઉત્તમ થઇ પડે છે. બોસ્ટનમાં એક ભાષણ કર્તાએ વિજળીના પ્રયોગો સાથનું ભાષણ કર્યું. તેને એક નવાઇના રમણિય અખતરા તરીકે જોવાની નજરે જ બધા શ્રોતાજનોએ સાંભળ્યું; પણ ફ્રેન્કલીને તે જ ભાષણને ઉપયોગી બનવાના કાનથી સાંભળ્યું હતું, અને વહેવારમાં મૂકવાની દ્રષ્ટિએ જ તેના પ્રયોગો પણ દીઠા હતા. તે જ પ્રમાણે જો બંદગીમાં આપણી વૃત્તિ રસ સાથે જોડાય છે તો તેમાં જ તે પૂર્ણ એકાગ્ર થઇ શકે છે. જેમ દીવામાં અગ્નિ છે, અને અગ્નિમાં દીવો છે, તેમ જ અશો નરો જે ઇશ્વરના ભક્ત ને બંદગીખોર છે, તેમને વિષે જાણી લેજો, કે મઝદા ઉપર મોહી પડેલા પુરૂષો મઝદામાં જ ઝળકતા માલુમ પડે છે, અને તે પુરૂષોમાં મઝદા પણ ઝળકી રહેલો હોય છે. માટે અહુરાને અહુરાના ભક્તોમાં જ જોઇ લેજો ભાઇ. ભગવાનને ભક્તમાં જ રમી રહેલો દેખજો ભાઈ.

કવિત.

કાનનકો નાદ નાંય, જીભકો સવાદ નાંય;
બચનનકો વાદ નાંય, જૂગતી સોં જો કહૈ;
નૈનકો દિખાવ નાંય, નાકકો સુંઘાવ નાંય,
કરકો ગહાવ નાંય, પાવનકો રોક હૈ;
મન કરી જાન્યો નાંય, દૂસરો પ્રમાન્યો નાંય,
બુદ્ધિ અનુમાન્યો નાંય, પ્રકટ કર જો કહૈ;
અસત પ્રપંચ સત્ય, કૈસે પહિચાંને આપ,
આપ સુખ જાને દૂજો, માને બીન કો કહૈ.

---

એક બ્રહ્મ અદ્વૈત હૈ, તાકી ઉપમા કૌન?
બિન ઉપમા સમઝે નહીં, અરૂ કહાવે તૌન.
જો લક્ષણ આકાશકો, સોહી બ્રહ્મકો જાન;
વો જડ વે ચૈતન્ય હૈ, યહી ભેદ હિય આન!

આત્મા છે તે કાનનો શબ્દ નથી, જીભનો સ્વાદ નથી, વચનનો વાદ નથી, ત્યારે તેને વિષે કઇ રીતે કહી શકાય? આંખે દેખાય એવોએ નથી. નાકે સુંઘાય એવોએ

નથી, હાથમાં લઈ શકાય કે પગની પણ ત્યાં ગતિ ચાલે તેવો પણ નથી, અને મન વડે જાણી શકયે તેવો પણ નથી. આમ છે ત્યારે તે અસત્ય રૂપ છે, સત્ય રૂપ છે, કે પ્રપંચ રૂપ છે, તેને હે ભાઈ! તમે કેવી રીતે સમજી શકશો! કેમકે તે તો પોતાને પોતાથી જ જણાય તેમ છે. અનુભવગમ્ય છે, તેથી અનુભવ થયા વિના બીજો કોઇ આદમી "**એજ આત્મા છે**" એમ કેમ માને? એક અહુરમઝદ જ્યારે એક અદ્વૈત જ છે ત્યારે તેને બીજાનો અભાવ હોવાથી તેને કોની ઉપમા આપી હું તમને સમજાવી શકું? એટલા માટે હે **નસર**! આપણી અંત્તર દ્રષ્ટિની આગળ જે પડદો છે તે ખસેડવાનું સાધન જેનું તેનું પોતાનું શાસ્ત્ર અને જેના તેના સદ્ગુરૂ અશો પેગમ્બરો તથા સત્પુરૂષોનાં. વચનમાં શ્રધ્ધા રાખવી એ જ બસ છે; અને તે શ્રદ્ધાને લઇને જ તું મઝદાને ભજવાનું કર! બંદગીનો બાર ખાલી જતો નથી. ભકિતનો લાભ વ્યર્થ થતો નથી.

કોઇ એક નગરમાં ચાર પાંચ ચોરોની ટોળી રહેતી હતી. તેઓ પાંચ પંદર દહાડે આસપાસ ચોરી કરી લાવી ગુજરાન ચલાવતા. એ ટોળીમાંનો એક નગપ્પા નામનો ચોર એક વાર નગરમાં ફરવા નીકળ્યો. રસ્તામાં એક ભજન મંડળી ભજનો કરતી હતી, જેથી તે પણ ગાયન સાંભળવાને અંદર પેઠો. ગાયનની મધુરતાનો તેને ચડસ લાગ્યાથી વારંવાર ભજન મંડળમાં જાતો. પછી તો ભજનમાં સામેલ થવા લાગ્યો. એક દિવસે ભજન ગવાયું કે; "પારકા ધનની અથવા પારકી કોઇ પણ વસ્તુની ચોરી કરવી એ ઇશ્વરે મહા પાપ ગણેલું છે!" એ ભજન તેના મનમાં ખટકી બેઠું. ચોરી કરવા જવાનો સમો આવતાં તેના સોબતીઓ તેને બોલાવવા આવ્યા ખરા, પણ તેણે ચોરીમાં સામેલ થવાની ના જ પાડી. આથી સોબતીઓ તેને મરડી મચરડીને પણ સાથે લઇ ગયા. નગરનો દરવાજો છોડીને થોડેક દૂર ગયા, એટલે નગપ્પાને ઠોકર વાગવાથી તે જોરથી પડી ગયો, ને પગના નળામાં એક મોટો કાંટો પેસી ગયો. રડતાં રડતાં તે કાંટો ખેંચી કાઢીને બોલ્યો; "ભજન કરવા માંડયું ત્યારે જ આ દુ:ખમાં કાં પડયો હઈશ! જ્યારે ભજન ભકિત નહીં કરતાં, ચોરીઓ ને ખૂનો કરતો હતો ત્યારે તો કંઇ નડયું નહીં; ભગવાનને ઘરનો આ કેવો અવળો ન્યાય!" લોહી બહુ નિકળ્યું, ચલાયું નહીં; એટલે ચોર સોબતીઓથી છુટો પડી બહારો બહાર પોતાને ઘરે ગયો. બીજે દહાડે લંગડાતો લંગડાતો ભજન મંડળમાં ગયો; ત્યાં કોઈ ગુણીજને દવા લગાડી પાટો બાંધવાથી પગની કળતર કમી થઈ. પેલા ચોરો એક સાહુકારનું ખૂન કરી ખૂબ દોલત ચોરી લાવ્યા હતા; પરન્તુ તે ખૂન પકડાયું ને દલ્લો પણ હાથ લાગ્યો. ખૂનીઓની આખી ટોળીને શૂળીની સજા થઈ. જો કે નગપ્પાને પણ ચોરોના સોબતી લેખે સિપાઇઓ પકડી લઇ ગયા હતા, પરન્તુ ભજન મંડળની સાક્ષી પડવાથી તેને વીશે ન્યાયાધીશની ખાત્રી થઇ, કે તે ખૂન અને ચોરીમાં સામેલ નો'તો. આ વખ્તે ભજન મંડળીએ

ગાયું કે; "નગરપાનું શૂળિએ મોત હતું તે ભજન કીર્તનમાં જોડાયાથી કાંટાએ જ મટી ગયું!" માટે રે ભાઇ,

"ઇશ નામ તું ભજ લે ભાઇ, મગરૂરીમાં શું વળશે રે!
કાચી માટીનું મંદીર ત્હારૂં, એક પલકમાં ઢળશે રે!—ઇશ.
બ્રાહ્મણ થઇને સ્નાન વિધિ કરી, નાક પકડી જપ જપશે રે!
પોથી પુસ્તક પુરાણ ભણશે, એથી પ્રભુ કેમ મળશે રે?—ઇશ.
જોગી થઇને જટા વધારી, આંગ ભભુતથી લિપશે રે!
તુલસી માળા કંઠે ધરશે, એથી પ્રભુ કેમ મળશે રે?—ઇશ.
યજ્ઞ યાગ કરવે જંગલમાં, ગુફામાં જઈ રહેશે રે!
ઘી તલ ચોખા વ્યર્થ બાળશે, એથી પ્રભુ કેમ મળશે રે!—ઇશ."

## સબક ૧૭ મો.

### આસ્તિક થયલો નાસ્તિક: સાચો ભક્ત;

"Every created thing has its bounds, but grace has none. In true Godliness there is no excess. Those wells which are of God's digging can never be too full of water. He delights to see the trees of righteousness laden with the fruits of righteousness."

—*Secker.*

**નસરઃ**—"હે વ્હાલા ભાઇ! મૂર્તિ પુજાને આપણા જરથોસ્તી ધર્મે ધિકકારી છે, અને જ્યારે તમે અહુરમઝદ એકલાની જ બંદગી કરવા કહો છો ત્યારે ખુરશેદ, મેહેર, માહબોખતાર, આંવાં અરદ્વીસૂર, પર્વત, તથા અગ્નિ વિગેરે મૂર્તિઓ અને આકૃતિઓ જેવી જડ વસ્તુની નિયાએશ અને સ્તુતિ કરવાની શી જરૂર? ખુરશેદ એ કાંઈ અહુરમઝદ નથી; ચંદ્ર એ કાંઈ મઝદા નથી. બે ભાવથી તો અહુરમઝદની એકતામાં ખલલ નડે! તો પછી દ્વૈત જે બેપણું તે અદ્વૈત એટલે એકપણું છે તેની સામે થઇને બીજાને કેમ ભજાય? એ તો મૂર્તિ પુજા જ કહેવાય; કેમ ખરૂં કે ખોટું?"

**વિરાફઃ**—ભાઈ! તું હવે મ્હારા સબકની છેક પાસે પાસે આવતો જાય છે, એ જોઇને મ્હને આનંદ થાય છે, કે તું ટુંક વખ્તમાં હવે પછી ખુદાઈ માર્ગે લાગશે જ. જૂઓ ભાઇ, અહુરમઝદ સર્વત્ર છે. સોયની અણિનો એક કરોડમો ભાગ જેટલી તલ માત્ર પણ જગ્યા અહુરા વિનાની નથી. જ્યારે તે સર્વત્ર છે ત્યારે સુખને અનુભવવા ઇચ્છનાર જે મનુષ્યની વૃત્તિ છે, ત્યાં પણ શું તે નથી? ત્યાં પણ તે છે જ. વૃત્તિની અંતરમાં, બહાર, મધ્યમાં સર્વત્ર તે ને તે જ છે. પરમેશ્વર જડ વસ્તુમાં તેમ જ મીનોઈ આત્મિક વસ્તુ એ બેઉમાં ઓતપ્રોત ભાવથી હમેશાં રહીને જ કામ કરે છે.

જડ અને આત્મા જે નિયમથી ચાલે છે, તે તો ફક્ત અહુરમઝદની કાર્ય પદ્ધતિ છે. આ જગતમાં કોઇ પણ નિયમ અનદીઠ નથી; વિધાતા બધે જ કાર્ય કરી રહેલ છે. તમામ આદમ જાતને અને દરેક માણસને સ્વાભાવિક રીતે પોતાને જેમાં રસ પડે તે વસ્તુમાં તેને એકાગ્રતા કરતાં આવડે જ છે. રસવાળી વસ્તુઓમાં એકાગ્રતા કરવાનું તે કોઇનું શિખવેલું શિખવાતું નથી. કારણ કે, એકાગ્રતા કરવી એ આદમીનો કુદરતી સ્વભાવ જ છે. જેમાં રસ પડવા લાગે છે તે કાર્ય કરવાનું તો સર્વને આપોઆપ આવડે છે. તું કહે છે કે, રાતે નિદ્રા દિસે કામ, કઈ વખત લઇએ ખુદાનું નામ ? તો કહું છું ભાઇ, કે જેમ આપણાં વ્હાલાં વ્યસનને ખાતર આપણે ઘણું ઘણું વેઠીએ, ઘણા ઘણા જોખમમાં રહીએ, ઘણો વખત ફાજલ પાડી શકયે, અને ઘણો બિગાડ પણ સહન કરીએ, છતાં તે છંદનો કે તે નાદનો ત્યાગ કરવાનું આપણને ગમતું જ નથી; તેમ જ એક વાર જો ત્હને બંદગીની લ્હેર લાગી, એક વાર ભકિતનો રંગ ને રસ ત્હને ચોંટયો તો પછી તે ત્હને છોડવા ગમશે જ નહીં. માટે હે ભાઇ ! તમારી આંખો ઉઘાડી રાખીને ચાલો. તમારી ચામડાંની આંખો તેમ જ આત્મિક આંખો હમેશાં ઉઘાડી રાખીને ચાલો. અશો જરાથુસ્ત્રનો શત્રુ બેન્દુ બહારથી તો જરથુસ્ત્રનો શત્રુ, અને એક ખુદાને બદલે મૂર્તિ પુજાને ચિવટાઇથી માનનારો હતો, પરન્તુ બાતેનમાં તો મૂર્તિ પુજા અને નાસ્તિક વિચારો કેમ તજવા, તેનું સાચું જ્ઞાન જરાથુસ્ત્રથી જ જાણી લેવાની તેની નેમ હતી. રાવણ કાંઇ ખરેખરો રામચંદ્રજીનો શત્રુ અને નાસ્તિક નો'તો, તે તો અવતારી પુરૂષ હતો; પરંતુ વિરૂદ્ધ–ભકિતથી તે પોતાને ત્યાં રામને આવેલા જોવા માગતો હોવાથી જ સીતાજીનું તે હરણ કરી ગયો હતો. એ બેન્દુ અને એ રાવણ આડો રસ્તો લઇને પરોક્ષ જ્ઞાને કરીને પ્રત્યક્ષ સાચા અહુરાને, સાક્ષાત પ્રભુને જોવાની ખાહેશ રાખતા હતાં. માટે હે ભાઇ ! તમને જે સ્થિતિ હાલ પ્રાપ્ત થએલી છે તે સ્થિતિમાંથી જ થોડી થોડી અનુકૂળતા કાઢીને થોડા થોડા વખત ફાજલ પાડીને તે અનુકૂળતામાં જ બંદગીનો શુભ પ્રયત્ન સેવતાં તમને વધારે ને વધારે અવકાશ ને અનુકૂળતાનો સંભવ આવશે; અને ખુદા કોણ છે, તેની શક્તિ કેવી છે, તેનું દર્શન કેમ થાય, તેના ઉપાય બંદગીથી જ તમને સુઝ પડશે. એક માણસ બીજા માણસ ઉપર ઉપકાર કરે, અને તેને જો કે કાંઈ પણ બદલો, ઉપકાર, કે સ્તુતિ પસંદ ના હોય, તોપણ ઉપકાર પામનારે તો તેનો ઉપકાર માનવો, તેની સ્તુતિ કરવી એ તેની પોતાની તો ફરજ જ છે; માટે તું ખુદાને અપકારી નહીં થા.

ગઈ સુ ગઇ ગહિલે રહી, હરિગુન મનમનિ હોય;
મદ્દરતમેં ખડવાંગલોં, બહીર સહીસી હોય.

ત્હારો કેટલોક વખત ખુદાની બંદગી અને નિમાજ વગર ગયો તે તો ગયો જ, પણ જેટલો બાકી રહ્યો છે તેટલાને તો તું સંભાળી લે ! ઇશ્વરગુણ રૂપી જે

દોરો, તેમાં ત્હારાં મન રૂપી મણીને પોઇને, જે પ્રમાણે માત્ર બે જ ઘડીમાં ખટ્વાંગ રાજા ખુદાને ભજીને ખુદાને મળ્યો હતો, અને મન-લગ્ન તે માલેક સાથે જેમ કર્યું હતું, તેમ તું પણ ચેતી લેશે, તો વહી ગયેલો વખત પણ તું સફળ કરી લેશે ભાઈ. હે **નસર**! આપણી આંખોમાં તેજ છે; પણ જ્યોતિ એટલે સૂર્ય વિના એટલે અંધારે કાંઇ સુઝતું નથી; માટે સૂર્ય એ જ જ્યોતિ છે, સઘળું દર્શાવનાર છે. સૂર્ય ન હોય તો ચંદ્ર જ્યોતિ, ચંદ્ર ન હોય તો નક્ષત્ર, તારા, દીવા, દેવતા, મણિ વિગેરે જ્યોતિ એટલે પ્રકાશ, અને તે ન હોય તો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એ જ્યોતિ અથવા ભાન થવાનો પ્રકાશ છે, પણ જ્યારે જાગૃતના વહેવાર બંધ થાય છે, અને ઘોર ઉંઘમાં સ્વપ્ના આવે છે તેનું જાગ્રતમાં ભાન કરાવનાર તો **આત્મ-જ્યોતિ અહુરા** જ આપણો દીવો, જ્યોતિ અને પ્રકાશ રૂપ છે, જેનું તેજ સૂર્ય-નારાયણ કરતાં પણ કરોડો ગણુ અધિક છે. તે જ જગજ્યોતિ છે. મન કે બુદ્ધિને પ્રકાશ કરનાર તે જ છે. એટલા સારૂ હું તો આમ જ કહું કે; હે પરવરદેગાર! જગતમાં આજે કોઇ એવું નથી, કે જે તમારાં નામને ખોરાક આપીને તૃપ્ત કરે! તમારાં **નામનો** આહાર યાને ખોરાક તો **પાપ** છે, પણ તમારૂં નામ તૃપ્ત થાય એટલું **પાપ** તો કેઠે પણ છે નહીં, પરંતુ મ્હારૂં હૃદય રૂપી માત્ર એક જ ધામ છે; ત્યાં તમારાં **નામને** મોકલો, ત્યાં જે **પાપ** ભરાઇ રહ્યું છે તે ધરાઇને આપનું નામ ખાશે એટલું પડેલું છે, એટલે સદા મ્હારાં પાપી દિલમાં તમારૂં નામ રહે તેમ કરો!

આજ ન ઐસો કૃષ્ણ કો, તૃપ્ત કરે તુવ નામ;
અઘ અધાય કેં જિયેગેં, પઠઓ મો ઉરધામ.

માટે હે ભાઇ! જો બુરા અને વિષયી વિચારો ત્હારી અંદર ઘુસી આવી ત્હને રંજીદા કરતા હોય તો તે વેળાએ તું યઝદાં નામના આશ્રય હેઠળ પનાહ લઇ લે! વ્હાલા ભાઈ! ત્હારી ઈંદ્રિયો અને ત્હારો પ્રાણ પણ જેમાં સ્થિતિ કરે છે, એવા જે સર્વ અવિનાશી અહુરમઝદાને જે જાણે છે તે જ સર્વ જાણે છે, અને તે જ સર્વમાં પ્રવેશ કરે છે. તે અહુરાના માર્ગમાં બહુ જ મુશકેલીઓ છે, તોપણ પ્રેમથી તે જીતાય છે.

પ્રેમીને મળવા સદા, પ્રેમી આતુર હોય;
આશાતુર હૃદયને, શકે ન વર્ણવી કોય.

**જરથોસ્ત** સાહેબ ખુદા ઉપર આશક પડેલા હતા, અને તેઓ બંદગીની મારફતે જ બેહેસ્તમાં જવા આતુર હતા. તે સાહેબે દાદાર અહુરમઝદને એક વાર પ્રશ્ન કર્યો હતો કે;

" કથા મઝદા રાન્યો-સ્કેરેતીમ ગામ ઇપસોઇત,
ગે-હીમ અહ્માઈ વાસ્ત્રવઇતીમ સ્તોઈ ઉસ્યાત ? "

( સ્પેન્તોમદ ગાથા )

આ ખુશી ખુશાલી ઉપજાવનારી દુન્યાંને ઓ દાદગર! જે કોઇ હમેશાં આબાદીથી ભરપૂર જોવા ઇચ્છે, તે માણુસ કેવા પ્રકારના પ્રેમથી પોતાની પસંદગી મેળવી શકે? ત્યારે અહુરમઝદે કોલ આપ્યો હતો કેઃ

"એરેઝેજીશ અષા પોઉરૂપુ હવરે-પિષ્યસૂ,
આકાસ્તેંગ મા નિધાંસ્યા દાથેમ દાહવા."

અશોઈથી ખાલેસ નિર્મળ જીંદગી ગુજારનારા, અને આત્મજ્ઞાનથી પ્રકાશિત થએલાઓ ખોરશેદપાયા નામના સ્વર્ગનાં ભરપૂર ઝગઝગાટવાળાં બેહેસ્તમાં જવા સારૂ આ દુન્યાને જ સુંદર બનાવી શકે છે. ત્યારે પેગમ્બર સાહેબે પ્રાર્થના કરી કે; "ઓ અહુરમઝદ બાપ! મ્હને પણ તે હાલતમાં મૂકીને તે ઉંચાં, સુંદર ને ખુશનુમા બેહેસ્તમાં તું લઈ જા!" અર્થાત, જે માણુસને રોગ થયો હોય તે રોગનો ઉપાય કરીને તેમાંથી મુક્ત થયા પછી જ તે જેમ સુખ ભોગવે છે, તેમ દરેક આદમી પણ બંદગી રૂપી ઓસડ વડે પોતાનાં પાપ કર્મનો નાશ કર્યા પછી જ સુખ ભોગવે છે. દુઃખ આપનારાં પાપ કર્મને ઉપદેશથી સમજ્યા પછી, કિયો માણુસ કુકર્મ કરવાની કોશીશ કરે? કોઈ જ નહીં. એટલા માટે હે નસર! અહુરમઝદના નિમી આપેલા નિયમો તું હવે પાળવા માંડ, અને તેની ઈચ્છા મરજીને આધીન રહે.

એક ધર્મી પુરૂષ પોતાની પ્રાર્થના પૂરી કરીને હર હમેશ બોલતો કે; "અહો પ્રભુ! જે વિદ્યામાં ત્હારી પ્રસન્નતા હોય તે જ વિદ્યા મ્હને પણ આપ!" લાંબે વખ્તે તે ધર્મીને એવો ગેબી અવાજ સંભળાયો હતો કે; "હે બંદા! મ્હારી પ્રસન્નતા ત્હારે માટે બંધ છે; કેમકે ત્હારૂં વધારે સારૂં થવું એ મ્હારા બાંધી દીધેલા નિયમના આધાર ઉપર રહેલું છે, માટે તું જો મ્હારા નિયમ એટલે કુદ્રત ઉપર પ્રસન્ન રહેશે તો હું પણ ત્હારા ઉપર પ્રસન્ન રહીશ!" ભાઈ! શોક અને સંતાપના વખતમાં બંદગી અને ભકિત આપણુને અત્યંત આશ્વાસન ને સધ્યારો આપે છે. ખુદાની બંદગીનો ઉદ્દેશ આદમીને બેહેસ્તમાં પહોંચાડવાનો નથી, પણ તેના અંતઃકરણમાં જ બેહેસ્તને લાવી મૂકવાનો છે. માટે જો તું દુષ્ટ વિચારમાં મગ્ન રહેશે તો તું ભક્તિનો ઉદ્દેશ સફળ કરી શકશે નહીં. ભાઇ, તું ઉઘાડાં પાપ જેટલાંએ કરે છે, તે કરતાં હજાર ઘણાં પાપ મન વડે અને વિચાર વડે કરે છે. તું હરદમ ત્હારા મનમાં દુષ્ટ વિચારો કર્યા કરે છે, જેથી છેવટે તું ત્હારા તે વિચારોને અમલમાં મૂકી દેવાને વાર લગાડશે નહીં. જે બંદગી કરનારાઓ હમેશાં પોતાના પવિત્ર વિચારોમાં રમ્યા કરશે તેમને નઠારા વિચાર રહેશે જ નહીં; કેમકે દુઃખ અને પાપ વખતે કાંઈ પણ રોકાણમાં રહેવાથી તે દુઃખ અને પાપમાં મન રોકાતું બંધ પડે છે; અને દુઃખ કે પાપ વખતે કાંઇ બીજું કામ સુઝ પડતું નથી; પરન્તુ બંદગીમાં રોકાઈ જવું સહેલું થઇ પડે છે, અને મન ઉપર વિચારોનો પટ જલદીથી બેસી જાય છે; જેથી બંદગી કરતે કરતે મનને હમેશાં સારા અને પવિત્ર વિચારોમાં જ રોકાયલું

રાખવાની લાલચ થયાં કરે છે. દુષ્ટ, નાસ્તિક, અને અપવિત્ર વિચારો મનમાં દાખલ થવા દેવાથી આખરે આપણે દુષ્ટ આચરણો કરવા પણ લાગી જઇએ છીએ. એ નબળા વિચારો અહુરાનું મુબારક ને બખ્તાવર નામ લેયા કીધાથી પવિત્ર થઈ શકે છે.

સકળ સૃષ્ટિ પાલક કૃપા તું કરે ! છું હું દીન ત્હારો, તું ચિંતા હરે !
જગત્ ના ટકે ત્હારી ઇચ્છા વિના; રે તુજની કૃપા વણ જીવે જીવ ના—સકળ.

ભાઈ ! મહા મહેનત કરીને નિર્મળ અંતઃકરણ તેં કદાપિ કર્યું, પણ જો પરવરદેગારનું નામ ના લીધું તો પેલી સઘળી મહેનત ફોકટ; કાંઇએ ફળ ના મળે. સુધારેલું ખેતર હોય પણ તેમાં કાંઇએ વાવ્યા વિના કોઇ ચીજ ઉગતી નથી, ને ખેતર ખેડયાનો શ્રમ વ્યર્થ જાય છે, તેમ જ એ વિષે પણ નિશ્ચે જાણજે ભાઈ. ખુદાનું નામ લેનારો, ધર્મની ધાક માનનારો ( God fearing ) આદમી આ દુન્યાની તકલીદી લાલચોને કદી વશ ન થાય. તેવા ભકતને તો ગમે એવી આગમાંથી પ્રભુ બચાવી લે છે, જેમ હોશશરૂન જેવા રૂએ સલતનતના પાદશાહે પેગમ્બર જરાથુસ્રને અગ્નિથી ધગધગતી ચિતામાં જ્યારે હોમાવ્યા ત્યારે ખુદાતાલાએ તે અગ્નિને હિમ જેવો શીતળ બનાવી દીધો હતો તેમ.

કરિ કષ્ટા ક્રિય અમલ ઉદ, કૃષ્ણ નામ નહિ લેત;
ફલ ન કછૂ જ્યોં બોય બિન, ઉગે ન સુધર્યો ખેત.

એક નાસ્તિક શેઠને ત્યાં એક ધર્મી જવાન નોકરીએ રહ્યો. રવીવારે પણ તે શેઠની દુકાન ઉઘાડી રાખવામાં આવતી. પેલા જવાને રવીવારે દેવળમાં જઈ ધાર્મિક તહેવાર પાળવા માટે રવીવારે કામ કરવાની ના પાડતાં શેઠે કહ્યું; “ત્યારે મ્હારે ત્યાં ત્હારૂં કામ નહીં !” પેલે તુર્ત રાજીનામું આપ્યું. એટલે શેઠે કહ્યું; “ હું તો તમને નોકરીમાંથી છોડવા ખુશી નથી. હું રવીવારની નોકરીની ફરજમાંથી તમને મુકત કરૂં છું; અને તમારો પગાર આજથી જ બેવડો કરૂં છું !” આ શેઠ નાસ્તિક હતો તો પણ તે સમજતો હતો કે, ધર્મ પાળનાર માણસ ભરોસાદાર અને સાચો હોય છે. રવીવારે કામ કરનાર નોકર કરતાં ધર્મને ખાતર રવીવારે નોકરી નહીં કરનાર વધારે વિશ્વાસુ હોય છે. જે માણસ ખુદાને હાજર નાજર જાણશે, તે જ જગત્માં ભરોસાપાત્ર થઇ પડશે.

બ હસ્તીશ બાયદ કે ખસ્તૂ શવી;
ઝે ગોફતારે બીકાર યકસૂ શવી,

વ્હાલા નસર ! અહુરમઝદની હસ્તિનો હવે તો ત્હારે સ્વીકાર કરવો જ જોઇશે; ને હવે ત્હારૂં નાસ્તિક વાહિયાત બોલવાનું પણ ત્હારે તર્ક કરવું જ જોઇશે.

---

# સબક ૧૮ મો.

## બંદગી—ખુદાની પસંદગી.

" Prayer ardent opens heaven, lets down a stream
Of glory on the consecrated hour
Of man, in audience with the Deity:
Who worships the great God, that instant joins
The first in heaven, and sets his foot on hell.—Young.

**વિરાફ:**— ભાઇ **નસર**! મેં ત્હને આટલાં બધાં સિદ્ધાંતો દૃષ્ટાંતો સાથે કહ્યાં તોપણ શું ત્હને બંદગીનું મોટપ જણાતું જ નથી? તેજીને ટકોરો બસ છે. વડા ભાઇ તરીકે તું મ્હારામાં ગુણબુદ્ધિ તથા ગુરૂબુદ્ધિ લાવશે નહીં, હું ખરૂંજ કહું છું એવો ત્હારો અનુભવ થશે નહીં, તો ત્હને અસર ન જ થાય. ભાઇ, હવે તું જાણી જોઇને અવળો શુદરેહ પહેરવા જેવું ના કર. ક્રુઝેડના બનાવનારા **પીટર ધી હરમીટ** માટે કહેવાય છે કે; તેની **એક** જ વાયજીની અસર એવી થઇ હતી, કે ૧૦૦૦૦ લોકોએ તેના વ્યાખ્યાનો સાંભળતાં જ પોતાના ગળામાં ક્રાઇસ્ટનો ક્રોસ ઘાલ્યો હતો! ત્યારે શું આટલી બધી મ્હારી વાયજીઓ ત્હને અસર કરતી નથી? જરથુસ્ત્ર પાકની પવિત્ર માથ્રવાણી ત્હારા હૃદયમાં શું નથી જ ઉતરતી? જો કોઇને પૈસા જ મેળવવા શિવાય બીજો ખ્યાલ જ મનમાં હોતો નથી, તો તે પૈસો જરૂર જ મેળવી શકશે; તેમ જો કોઇને બંદગી કરવામાં જ દ્રઢભાવ લાગ્યો હોય તો તે જરૂર ખુદાનો જલવા, અને ઝળઝળાં આવે એવો તેનો પ્રકાશ જોઇ શકશે. જો કોઇના દિલમાં પેગમ્બરોના દર્શનની દ્રઢ ઇચ્છા હશે તો તે પેગમ્બરોને ખુલ્લી આંખે જોઇ શકશે. જેમનો પ્રેમ પોતાનાં અશો ફ્રેરોહરો તરફ હશે તો તેઓ નિત ઉઠીને સ્વપ્નામાં પણ પોતાના પિત્રુઓને જ જોયા કરશે, અને તેઓ મુઆ પછી પિત્રુભુવનમાં પોતાના ગુજરેલાં વ્હાલાંઓની પાસે જ જશે, અને પેગમ્બરમાં જ આસ્થા રાખનારાં પેગમ્બરોના ભુવનમાં જ જશે. માટે ઇશ્વર ઉપર પૂરેપૂરો ઇતબાર રાખીને ત્હારાં નિત્યનાં કાર્યક્રમ કર, તેના નામની બરક્કત ત્હને જરૂર પહોંચશે. જરમનીમાં મી. ફ્રાન્કે એક ઓરફનેજ વગર પૈસે સ્થાપી હતી, અને તે ચલાવવા સારૂ પૈસો મેળવવા થકી દૃઢ ભાવનાથી તે દરરોજ-પ્રભુની જ પ્રાર્થના કરતો હતો, અને તેને જેટલા જોઇએ એટલા પૈસા ગુપ્ત મદદથી પૂરા પાડવામાં આવતા હતા. ભક્તિની આવી અસર થતી જાતે જોઇને તેનું ફળ મેળવવા મી. જ્યૉર્જ મૂલરે પણ મન ઉપર લીધું હતું. તેણે પણ ઇંગ્લંડ જઇને બ્રિસ્ટલ શહેરમાં વગર પૈસે અનાથ આશ્રમ ઉઘાડયું, ઓરફનેજ સ્થાપી, અને પ્રભુ પ્રત્યે શ્રદ્ધા રાખી ભક્તિભાવ વધારી આ ખાતાંઓ ચલાવ્યાં, ને પૈસો તો આપમેળે કયાં-કયાંથી ખેંચાઇ આવતો ગયો હતો. ખરેખર; નેક કામોનો બદલો ખુદા ફોકટ જવા દેતો જ નથી.

સબ સનમુખ જબ જાંનિયેં, જબ કૃષ્ણ સનમૂખ;
પેં વિમૂખ ત્રી હોત હે, અટકુભ દોખ સબ દૂર.

જ્યારે ઇશ્વિરની સનમુખ આપણે હાજર થઇએ, અથવા આપણી સનમુખ ઇશ્વર પોતે જ ખડા થઇ જાય, યાને પરમેશ્વરને જ્યારે આપણે શરણે જઇએ ત્યારે સર્વ ચીજ, સૌ સૌ આપણી આગળ આવીને ઉભાં જ રહે છે. તેને શરણે જવાથી માત્ર ત્રણ વસ્તુ આપણી આગળ ઉભી રહેતી નથી; તે અશુભ, પાપ, અને દુઃખ છે. ક્રેલચાસ, એકીલીસ, ને ઇન્યાસ જેવાઓને બંદગીનાં ફળ મળ્યાં હતાં. પેગમ્બર જરથોસ્તે બંદગીનાં તપોબળથી ગુસ્તાસ્પ પાદશાહને પવિત્ર કરેલો શરાબ પાઇ જીવતાં જીવત જીન્નત દેખાડયું હતું; અસ્ફંદિયારને બંદગીથી પવિત્ર કરેલું દુધ પાઈ ત્રાંબાંની દેહવાળો રૂઇનિતન કીધો હતો; દશતુર પેશોતનને બંદગીનાં બળથી શુદ્ધ કરેલું દાડમ ખવાડી અમર્ગ કીધો હતો; અને યઝદાંની પરસ્તેશ કરીને મેળવેલું સ્વર્ગ્ય ફુલ સુંઘાડીને જામાસ્પને ભવિષ્યનું જાણનાર હકીમ બનાવી દીધો; એ શું બંદગીનાં ફળ નથી નસર? વીદાયતી નદીને કિનારે પૂરતા એતેકાદથી ખુદાઇ બંદગી કરવાથી જ પેગમ્બર સાહેબ ઇશ્વરી જ્ઞાન પામ્યા હતા, અને તે જ્ઞાન ગાથાના માથીક ગાયનોમાં ભાષણો રૂપે તેઓએ પૃથ્વી ઉપર ફેલાવીને બંદગીનાં બળ અને ફળ વીશે આપણી ખાતર જમા કરી આપી છે. ગમે એવા કડક શત્રુઓ તરફની પીડાકારી આપણા પાક સદ્દગુરૂએ બંદગીના જ બળે મારી હઠાવી હતી, અને ભિડાતીના કારમા પ્રસંગે તેણે અહુરાનો જ આશ્રય માગ્યો હતો કે;

"કેમના મઝદા મવઇતે પાયૂમ દદાત, હ્યત મા દ્રેગ્વાઓ દીદરેષતા અએનંઘહે, અન્યેમ થ્વહ્માત આથ્રસ્ચા મંનઘહસ્ચા; યયાઓ ષ્યઓથનાઈશ અષેમ થ્રઓશ્તા અહુરા તામ મોઈ દાંસ્તવામ દએનયાઇ ફ્રાવઓચા." (ઉશ્તવદ ગાથા)

જ્યારે કોઇ દુષ્ટ માણસ કીનો લેવાને, દુઃખ દેવાને, મ્હારી ઉપર ડોળા કકડાવે ત્યારે ઓ પરવરશીના કરનાર દાદાર બાપ! મ્હારો અને મ્હારાં વ્હાલાંઓનો ત્હારા શિવાય બીજો કીયો શખ્સ બચાવ કરશે? મ્હારા પ્યારા આતશને, મ્હારા મનનાં સુખોને, તથા જે ઘરબારને લગતાં સુખોથી મ્હારાં મનને શાન્તિ રહે છે તેમાં ખલલ કરનારાઓથી મ્હને ત્હારા શિવાય બીજો કોણ ઉગારશે? ઘરનાં સુખો તથા મનની મ્હારી શાન્તિથી જ ઓ અહુરા! મ્હારૂં સત જળવાય છે. ધર્મ નીતિને ખાતર જ હે દાદાર! તે ઉત્તમ જ્ઞાન મ્હને આપ! આવી ઉત્તમમાં ઉત્તમ બંદગી કીધાથી અશો જરથોસ્તે જે માગ્યું તે તેઓ સાહેબને મળ્યું હતું. અરે ભાઇ! નહીં કલ્પી શકાય એવાં કામો બંદગીના બળ વડે થઇ શકે છે; પણ મૂઢ માણસો ફળના ઉત્સુક થઇને ધર્મ અને બંદગી રૂપી ફળવાન ઝાડને જ કાપી નાખે છે. જે કોઇ ફળ મેળવવાની ઇચ્છા રાખે તેણે તો કદી પણ ઝાડના મૂળનુંજ છેદન ના કરવું. એટલે કે, બંદગીનું ફળ મેળવવા સારૂ ધર્મના ઝાડને ઘા કરવાથી પહરેઝ રહેવું. મી. જૉન ગ્રીને લોકોને

જ્યારે જાહેર કર્યું હતું કે; "હું માત્ર પ્રભુનું નામ લેતો જઇશ, અને હું માત્ર પ્રભુની યાદ કરતો રહીશ, અને હું એકલો કૉવેનટ્રીનું દેવળ કોઇ પણ બીજા માણસની મદદ વગર બાંધી શકીશ!" ત્યારે સર્વને આશ્ચર્ય થયું; પણ ઇ. સ. ૧૮૧૦ માં તેણે એ દેવળનો પાયો એકલાએ જ ખણ્યો, તેણે જ ચણ્યો, અને આઠ વર્ષના અંદર તો તેણે તમામ પથ્થરનું દેવળ **એકલાએ**, માત્ર બંદગીના હથિયાર વડે, પ્રભુની બંદગી કરતો જઇને બાંધી દીધું હતું! હે! નસર! બંદગીનું ફળ તે આ. ટુંકમાં, જેઓ અંત્તરમાં શાંતિનું ભાન કરે છે, તેઓ બહાર પણ શાંતિનો જ અનુભવ કરે છે. જેઓ અંત્તરમાં તંદોરસ્તી, આરોગ્યતા, ઐશ્વર્ય, આનંદ, જ્ઞાન, અને ઉંચા સદ્દગુણોને જૂએ છે, તેઓ બહાર પણ તેમનો જ અનુભવ કરે છે. અંત્તરમાં પરમેશ્વરને જોનાર થોડા જ વખતમાં બહાર પણ સ્થુળ આંખો વડે સ્થુળ રૂપમાં પણ પરમેશ્વરને દેખે છે. ભક્તિમાં કે સમાધિની અંદર કોઇપણ માણસના મનની સ્થિતિ એવી આનંદમય થાય છે, કે તે સ્થિતિમાંથી જાગૃત થવું એ જ ત્હેને મનથી તો ભારે દુઃખ હોય છે. જેવી રીતે જીવતી માછલીને થોડોવાર પાણીની બહાર રાખ્યા પછી પાછી પાણીની અંદર મૂકીએ અને તેથી તેને જેવો આનંદ થાય છે, તેવો જ આનંદ એક ભક્તને ભક્તિમાં કે સમાધિની અંદર થાય છે. આપણે સઘળા જ જો કે બૃહસ્પતિ કે શુક્રાચાર્ય, સોલન કે સોલોમન જેવા શાણા થઇ શકીએ એમ નથી, આપણ બધા જ કાંઇ જરથોસ્ત કે અર્દાય વિરાફ થઇ શકીએ એમે નથી; તોપણ અભ્યાસ વડે આપણે આપણી વિવેક બુદ્ધિ દૃઢ અને વિશાળ કરી શકીએ એવી સ્થિતિમાં તો છીએ જ. ૧૫મી સદીની અર્ધવયમાં થઇ ગએલો નેપલ્સનો "ભલો રેને રાજા" પોતાની ઇનીશ્યલ કરતો હતો તે ઇનીશ્યલ જેવી સુંદર સહી આજ સૂધી કોઇએ કરી નથી; કેમકે પ્રથમ તે પ્રભુનું નામ લેતો ને પછી જ દરેક દસ્તાવેજ ઉપર સહી કરતો હતો. ઇસોર્યાના સેંટ થેસ્લા માટે કહે છે કે, તેણે આખું ક્રીસ્ટી શાસ્ત્ર પોતાને હાથે લખ્યું હતું, અને એક પણ હરફ છેકાયો ન હતો, તેમ એક પણ ડાઘો પાડયો ન હતો; પરંતુ લખતી વખ્તે તે પ્રભુનું નામ ચાલુ લેયા કરતો હતો! સેંટ **થી**ઓડોસ્યસે સોનેરી અક્ષરે પોતાને હાથે ગોસ્પલો લખી કાઢયાં હતાં, તેમાં એક પણ ભૂલ કીધી નહીં, કે જરા પણ ડાઘો ડપકો પાડયો નહીં. તેના કારણમાં તેણે જણાવ્યું છે કે; એક હરફ પણ પ્રભુનું નામ લીધા સિવાય તેણે લખ્યો નથી. માટે હે ભાઇ! તેં કદાપી કામ, ક્રોધ, અને લોભ ઇત્યાદિ તજ્યાં તો ખરાં, પણ જો એક ટેક ધરીને પરવરદેગારની બંદગી નહીં કરી ત્યારે તું ત્હારે મનથી તો ફુલ્યાં કર, પરંતુ મ્હારે મનથી તો કામ રહિત થયો તે તો જાણે એક હિજડો વધ્યો, અને ક્રોધ વગરનો થયો તે તો બીજાં ઝાડોમાં એક નવું ઝાડ વધ્યું, અને લોભ તજ્યો તે તો તું એક અજગર વધ્યો; પરંતુ ભક્તિ વિના ત્હારાં સઘળાં શ્રમ સાધન મિથ્યા જ થયાં.

માર મન્યુ લય લોભ કિય, હરિ ન ભજે ધરી ટેક;<br>
મો મન ભયેં અધિક તૂં, કિલ કુજ અજગર એક.

# સબક ૧૯ મો.

## ઉત્તમ શું ? દીનદારી કે દુન્યાદારી ?

The measure of our love to God must be to love Him without measure. The creature may have the milk of our love, but God must have cream. Love to God must be above all other things, as the oil swims above the water."—*Watson.*

**નસરઃ**—ભાઈ વિરાફ ! હું તો એમ સમજું છું કે જે મનુષ્ય નીતિથી ચાલે, પોતાની ફરજો પ્રમાણિકપણે બજાવે, તથા ખુદાતાલાએ જે નેક બુધ્ધિ આપી હોય તે પ્રમાણે જનસેવા સત્યતાથી કરે, અને આપણા ધર્મમાં કહ્યા પ્રમાણે મનશ્ની, ગવશ્ની, અને કુનશ્નીનાં ફરમાનો મુજબ અમલ કરે, તે દાદાર અહુરમઝદની હજારો હજાર બંદગી કરવા બરાબર છે. બંદગી નહીં પણ કરે, અને ઉપર કહેલી નીતિ રીતિથી ચાલે તો બંદગીની કાંઇ જ જરૂર નથી. ખુદા તો સૌ સમજે છે. ગુરૂની પણ જરૂર નથી; આપણે જ આપણા ગુરૂ પણ છીએ.

**વિરાફઃ**—એ પ્રમાણે જે કોઈ વર્તી શકે તે તો ૩૪ મો ફીરેસ્તો જ થઈ જાય. પરંતુ એ મહા ઉત્તમ ગુણો મેળવવા થકી અને એવી ઉચ્ચ લાયકાત પ્રાપ્ત કરવા સારૂ પણ બંદગીની તો જરૂર જ છે; કેમકે આપણે પોતે તેવી લાયકાત ધરાવવા સારૂ જ બંદગી કર્યે છીએ.

જ્યાં સુધી આનંદ સ્વરૂપ આત્માનો સંપૂર્ણ અનુભવ માણસને થયો નથી ત્યાં સુધી માયાનો પડદો ને માયાનું ઢાંકણુ આવરણુ ખસેડી શકાતું જ નથી. એક અહુરમઝદની ભક્તિ કીધાથી આત્માનું જ્ઞાન થઇ માયાની આવરણુ શક્તિ નાશ પામે છે. એટલા માટે ગુરૂઓનાં ફરમાનો પ્રમાણે ચાલવાની તો જરૂર જ છે.

ખેલાફે પયમ્બર કસી રહે ગુઝીદ;
કે હરગીઝ બ મન્ઝેલ ન ખાહદ રસીદ.

જે કોઈ કે પોતાના પેગમ્બર કે ગુરૂનાં ફરમાનથી ઉલટો રસ્તો પકડે છે, તે કદી પણ પોતાની ખાહેશ પાર પાડી શકતો નથી. તે શખ્સ બહેસ્ત પણ જોતો નથી. અને ખુદાના દીદારનાં કદીએ દર્શન પણ લઇ શકતો નથી.

જેમ ઇસ્લામમાં કહ્યું છે કે; લા ઈલાહા ઈલ્લીલાહ=ભક્તિ કરવાને માટે પરવરદેગાર સિવાય બીજો કોઈ સાહેબ નથી, તેમ આપણામાં પણ કહ્યું છે કે; નીસ્ત હસતી બ જુઝ યઝદાં=ખુદા સિવાય બાકી બીજું કંઈ જ છે નહીં. હે નસર !

બ્રહ્મ રૂપ તબહી હતો, હતો અજ્ઞ જબ ભાઈ,
જ્ઞાન ભયે કછુ ઔર નહિ, વહિ બ્રહ્મતા આઈ.
ભૂલેકોં સમુઝાવહી, વેદ ઔર ગુરૂ લોગ;
કર્તામેં કોઈ ઔર નહિ, ક્રિયા કર્મકા જોગ.

જ્યારે તું ન્હાનું બાળક હોઇ અજ્ઞાન હતો ત્યારે પણ તું બ્રહ્મ જ હતો, અને હવે જ્યારે ત્હને કાંઇક જ્ઞાન પ્રાપ્ત થયું છે અને સમજની ઉમ્મરનો થયો છે ત્યારે પણ તું બ્રહ્મ સ્વરૂપ જ છે. તું બાળક હતો ત્યારે ત્હારામાં ખુદાઇ તત્વ નહોતું એમ કાંઇ નથી; અને હવે ત્હારામાં તે નવું જ આવ્યું છે એમ પણ કાંઈ નથી. એ તો કંઠમણિ ન્યાયની પેઠે ભૂલાઇ ગએલાંને તે બતાવવા જેવું છે. ગળામાં ઓળવેલો હીરાનો હાર પીઠ ઉપર જઇ પડયાથી, હાર તો ગૂમાઇ ગયો નથી છતાં ગૂમાઈ ગયો હોય એવી રીતે જેમ તેને શોધવામાં આવે છે, પણ કોઇ બતાવે છે કે, "પાછળ લટકેલો છે તો ખરો!" તેમ ભક્તિનાં શાસ્ત્રો, જ્ઞાનના પાથો, તથા પેગમ્બરો અને ગુરૂઓ ભૂલેલાંને માત્ર માર્ગ બતાવે છે. તેઓ કાંઈ નવું દેખાડતા નથી, માત્ર ભૂલ ભાંગે છે. કર્મ અને ક્રિયા કાંઇ કર્તાથી જુદાં નથી. સૂર્ય પૃથ્વીથી અતિ ગણો, કરોડો ગણો મોટો છતાં દૂર હોવાને લીધે ન્હાનો જણાય છે, તેવીજ રીતે સૃષ્ટિનો પેદા કરનારો અતિ ઘણો મોટો છતાં જ્યાં સૂધી આપણે તેનાથી ઘણા જ દૂર છીએ ત્યાં સૂધી તેનું મોટાપણું આપણી નજરમાં આવતું નથી, તેથી આપણને તે ન્હાનો લાગે છે, પરંતુ ગુરૂઓ તેનું ખરૂં સ્વરૂપ બતાવવા અને આપણને તે માલિકની છેક નજીક લઈ જઇ મૂકવા સારૂ જ આપણને ભક્તિનું દૂરબીન આપી ગયા છે. જેમાં એકાગ્રતા કરવી હોય તે વસ્તુમાં કેવી રીતે રસ લાવવો, તે વસ્તુમાં પ્રીતિ કેમ પ્રકટાવવી, અને જે મોટા બાપે આપણને મનુષ્ય જન્મ આપી પોતાની સૃષ્ટિની સુંદરતા ભોગવવા મનુષ્ય લેખે આપણને પેદા કર્યાં તેનો ઉપકાર કેમ જાણવો, તે બંદગી ને ભકિતથી જ શિખાય છે.

तृणं चाहं वरंमन्ये नरादनुपकारिणः।
घासो भूत्वा पशुन्पाति भिरुन्पाती रणांगणे ॥

ઉપકાર વિનાના પુરૂષ કરતાં હું ઘાસનાં તુચ્છ તૃણને ઉત્તમ માનું છું. કારણ કે તે ઘાસના તણખાં ખાઇને પશુઓ પોતાનું રક્ષણ કરે છે, અને રણમાં ભય પામીને ભગ્ના પડેલા પુરૂષનો તે ઘાસ બચાવ કરે છે. ખુદાનો તો શું પણ એક ઇનશાનનો ઉપકારી થએલો માણસ પોતાનો પ્રાણ પણ તે માણસને અર્પણ કરવાની જ્યારે લાગણી ધરાવે છે, ત્યારે જે માણસમાં ઈશ્વિરે કરેલા મહા ઉપકાર માટે પ્રાણાર્પણ કરવા જેટલો જુસ્સો ના આવે, તે મનુષ્ય જ ના કહેવાય. અમીહલ મોમનીન ઈમામ હુસેન કહેતા હતા કે;

"જો હું કોઇ શ્રદ્ધાળુ માણસની હાજતો પૂરી કરૂં, તો મશજીદમાં બેસીને ૭૦ વરસ સૂધી બંદગી કરૂં તેનું જે પુણ્ય થાય, તેના કરતાં પણ તે ઉપકાર વધારે છે." હે નસર ! તે અવિનાશી અહુરાને કોઇ જોઇ શકતો નથી, પરંતુ તે સાહેબ તો સર્વને જૂએ છે. કોઇ તેને બોલતાં સાંભળી શકતો નથી, પરંતુ તે સર્વને બોલતાં સાંભળે છે. કોઇ તેના મનનું મનન કરવાને સમર્થ થઇ શકતો નથી, પરંતુ તે સર્વના મનનું મનન કરે છે. કોઇ તેને જાણી શકતો નથી, પંરંતુ તે સર્વને જાણે છે. હે ભાઇ! આકાશ કે જળ કે ભૂમિ સૌ સૌ આ અવિનાશી અહુરાથી ઓતપ્રોત ભાવથી વ્યાપ્ત

થઇ રહેલું છે. એટલા માટે તે બાપની કુદ્રતની સામે જઇને નહીં, પણ તેના હમકાર રહીને, કુદ્રતની સાથે મળીને કામ કરવાથી જ ત્હને સુખ શાંતિ મળી શકશે. સીસેરો કહે તેમ;—સૃષ્ટીના વિસ્તારનું જેને જ્ઞાન મળ્યું હોય છે, જેને તે મહાન બાપની મહાન યોજનાઓનો ખ્યાલ થાય છે, તેને મનથી કઇ મુશીબત મોટી છે? બંદગીખોર માણસનું મન હમેશાં એવું સાવધ રહે છે, કે ન ધારેલું તેમને કંઇ નડતું જ નથી. માણસના જ્ઞાનમાં અને આટલાં એક ન્હાનાં જેટલાં જીવતરમાં એવું તે શું છે, કે જે તેને મોટું લાગવું જ જોઇએ? પ્રભુએ માણસને એવું તે શું આપ્યું છે, કે બધાં જ "ખુદા ખુદા" કરે છે! ત્યારે કોકર વંશના નબીરાઓ કહે છે કે; "**તેઓને ખુદા જ બચાવે છે;**" અને ફૂર્થ ખાંદાનીઓ કહે છે કે; "**વધારે ન્યામતનો બક્ષનારો તે પણ ખુદા જ છે.**" એટલા ઉપરથી સ્ટીફન્સો બોલે છે કે; "ત્યારે તો જેમાં તેમાં વચમાં ખુદાને જ લાવીને પૂરો; અને તેની જ પ્રાર્થના કરો!" ત્યારે હે વાચરભાઇ! તું ત્હારી કાયનાતનો અને ત્હારી હાજતોનો વિચાર કર, અને ત્હારાં સંબંધીઓ સાથે તું જે સંબંધ ધરાવે છે તેનો તું ખ્યાલ કર; પછી ત્હને ત્હારાં જીવનની ફરજોનું જ્ઞાન થશે, અને એક ચોક્કસ માર્ગે ચાલ્યો જવાનું ત્હને સુઝ પડશે. ત્હારો વિશ્વાસ તે કરીમે કારસાઝની ઉપર મૂક! ત્હારે સારૂ હાલ તો એટલું જ બસ છે કે, તું ઇંતબાર રાખીને તેની બંદગી કરે. કવિરાજ ટેનીસન કહે છે તેમ,

More things are wrought by prayer Than this world dreams of.
Wherefore let thy voice Rise like a fountain for me night and day.

તું તે ચાલુ વહ્યા જતા ઝરાની પેઠે રાત ને દિન તે મહાન સાહેબની ભક્તિ કરતો રહે, કેમકે આપણે સ્વપ્ને પણ નહીં જોવા પામ્યે એટલાં બધાં શુભ કાર્યો ભક્તિથી જ થાય છે.

અહ્યા મન્યેઉશ ત્વેમ અહી તા સ્પેન્તો, યે અક્ષાઇ ગામ રાન્યો સ્કેરેતીમ હેમ-તષત, અત હોઇ વાસ્ત્રાઇ રામાદાઓ આર્મઇતીમ હ્યત હેમ વોહુ મઝદા હેમે-ફ્રસ્તા મનંઘહો.

( સ્પેન્તોમદ ગાથા. )

ભાવાર્થ=ઓ પરમ કૃપાળુ મોટા બાપ! આ સઘળી મીનોઇનો આબાદી કરનાર તુંજ છે. ઓ સાહેબ! તું શાદી રામશનીનો મ્હારા ઘરમાં વધારો કરનારો છે. તું દયાવંત દાદારે, બહમન અમશાસ્પંદની મારફતે, જયારે અમે અમારાં સુખને સારૂ જે કાંઇ સલાહ ને મસ્લત ત્હારી સાથે કીધી ત્યારે, અમોને તું બાપે એટલો જ હુકમ ફરમાવ્યો, કે આ ખુશી ખુશાલી ઉત્પન્ન કરનારી જગતને બંધ બેસ્તા થવા સારૂ અમારે આર્મઇતિ કહેતાં ત્હારા તરફની નમ્રતા ને ત્હારા પ્રત્યેની સભ્યતાથી જ અમારે તો ચાલવું જોઇએ. પછી તો, એડજકોમ્બ વંશની મુદ્રા પ્રમાણે, "**હે ખુદા! ત્હારી નેક નજરમાં જેમ આવે એમ ખરૂં!**"

**નસર:**—બંદગીમાં જ કલાકો પસાર કરવા જઇએ તો પછી બચ્ચાં છોકરાં ભૂખે પણ મરે. માટે ઘડી બે ઘડી તેને યાદ કરીને કામ ધંધે વળગ્યે તો શું ખુદાતાલા કાંઇ ના કહે છે કે ભાઇ? થોડો વખત ભણ્યા તે પણ સરખું જ, ને ઘણો વખત ભણ્યા તે પણ સરખું જ છે.

**વિરાફ:**—એક ઘડી, અડધી ઘડી, અડધી ઘડીમાંની પણ અડધી ઘડી તેની યાદ કરવાનું શરૂ કરશો, એટલે જ તમે જિજ્ઞાસુ થઇ માર્ગે લાગ્યા એવો મ્હને સંતોષ થશે. તમે તમારાં બાળ ગોપાળની ખાધ ખોરાકીની ફિકર પણ શા સારૂ રાખો છો? ખેતરોમાં ઉગતાં સુંદર ફુલોનો વિચાર કરો. તેઓ કેમ ઉગે છે? તેઓ કંઇ મહેનત કરતાં નથી. તેઓ કંઇ ચાક ઉપર ચઢતાં નથી. ખેતરનું ઘાસ જે આજે છે તે કાલે ભઠ્ઠીમાં જાય છે. તેનું પણ ભરણ પોષણ ઈશ્વર કરે છે, તો હે નિસાસ્યા ને અવિશ્વાસુ ભાઇ! શું તે ત્હારાં જ બચ્ચાંનું ભરણ પોષણ નહીં કરશે?

**નસર:**—હે ભાઈ! જ્યારે આપણે તે પ્રભુના જ પુત્ર છિયે, જ્યારે આપણામાં તેનો જ અંશ છે, જ્યારે આપણામાં તે પોતે જ છે, ત્યારે પછી બંદાને વળી બંદગી કેવી? બંદો પોતાના સિવાય બીજા કોની બંદગી કરે? જે પોતે જ કસ્તુરી પેદા કરવાની શકિત ધરાવે છે, એવો જે કસ્તુરીમૃગ તે તો ફુલો કે પુષ્પોના સુવાસની સ્વપ્નમાં પણ કેમ ઈચ્છા કરે! તેને મનથી તો બધી સુગંધ વ્યર્થ જ છે. માટે હું તો નીતિ, ફરજ, અને રાસ્તીને જ માણસ માટે ઉત્તમ સમજું છું. સંસારી માણસે તો સારા ઉદ્યોગે કરીને ધન મેળવવું, ને શ્રમ લઇને કીર્તિ મેળવવી. નામ ખુદાનું લેય, ને કામ શેતાનનાં કરે તે શા ખપનું? ગુણ અવગુણ કાંઈ છુપા રહે છે? સોનું તે સોનું જ, હેવતામાં પણ નાખ્યાથી તે કોઇ દહાડો કથીર થવાનું છે? ઉલટું તે ઉજ્જવળ જ થશે; નરકમાં નાખ્યાથી પણ સોનું તો સોનું જ રહેવાનું.

**વિરાફ:**—ભાઈ નસર! હું કબુલ કરૂં છું. એક સત્ય જ માત્ર જો માણસ પકડી રાખે તો તે સત્ય–ભક્તિને હું શ્રેષ્ટ કહું. મોત અને ઇનસાફ, સત્ય અને પ્રમાણિકતા, બહેસ્ત અને દોજખ, ભક્તિ અને જ્ઞાન, નીતિ અને ધર્મ, એ વાતોનો જે કોઈ વારંવાર વિચાર કર્યા કરે છે, તે તો પોતાના મોતને પણ ઘણું સારૂં સુધારીને રૈનકદાર કરે છે. એવા માણસની તે ચાલુ બંદગી જ છે. પરન્તુ ત્હને ખબર નથી, કે કસ્તુરીનો સુંદર સુવાસ જ્યારે ખુદ કસ્તુરી–મૃગને સુંઘાય છે ત્યારે તે અજ્ઞાન પ્રાણી જંગલમાં અહિં તહિં ભટકીને કસ્તુરીને જ શોધતું ફરે છે; તો જો કે તે કસ્તુરી તો તેના પોતાનામાં જ રહેલી છે, બહાર ઢુંઢવા જવાની તેને જરૂર નથી, તો પણ તે અજ્ઞાન હોવાથી જેમ અથડાયા કરે છે, તેમ જ મનુષ્યના ભિત્તરમાં જ પ્રભુ તો વસે છે, પરન્તુ અજ્ઞાનતાને લીધે લોકો ત્હેને અહિં તહિં ભટકીને શોધતા ફરે છે. માટે હું તો હરરોજ એવી જ પ્રાર્થના કરૂં છું કે:—

અત વે સ્તઓતા અઓજાઇ મઝદા આઓંઘહાચા યવત અષા તવાચા ઇસા-ઈચા દાતા અંઘહેઉશ અરેદત વોહુ મનંઘહા હઇથ્યાવરેશ્તાંમ હ્યત વસ્ના ફેરષો-તેમેમ. ( સ્પેન્તોમદ ગાથા )

ઓ પરવરદેગાર ! જ્યાં સુધી અશોઇના માર્ગે હું શક્તિ ધરાઉં છું તથા તાકાત રાખું છું ત્યાં સુધી, જેમ હું પ્રથમથી જ ત્હારી ભક્તિનાં ભજનો ગાતો આવેલો છું, તેમ ત્હારી કીર્તિ અને વડાઇના ગાયનો ગાનારા ભક્ત લેખે હું જાણીતો થઈશ. સત્યના રાસ્ત કામો કરનારાઓની આ ખાહેશ જે સર્વોત્તમ છે, તેને દુન્યાના પેદા કરનારા હે ખાવીંદ ! તેમની નેક મનશ્ની તરફ નેગાહ કરીને તું તે ઈચ્છા પાર પાડ.

એક મુસલમીન બાદશાહને મક્કે હજ કરવા જવાનો શોખ થયો. દરબારીઓ કહેઃ—" આપના શત્રુઓ ઘણા છે, માટે રસ્તે ઘણાં વિઘ્ન આવશે, તમારા જાનની ધાસ્તી રહેશે, અને રાજ્યમાં રાજાની ગેરહાજરી થશે તો ગડબડ ઘોંટાળો થઇ પડશે; માટે ચાલો, દૂરના એક ગુફામાં એક મોટો હાજી જેણે ૬૦ હજ કરી છે, તેના પાસેથી એકાદી હજનું પુન્ય વેચાતું લઇશું તો ચાલશે." બાદશાહને આ વાત પસંદ પડવાથી તે ગુફામાં જઇ પેલા બુઢ્ઢા હાજી પાસેથી એક હજનું પુણ્ય વેચાતું માગ્યું. હાજી કહે; " હા, હું મ્હારી ૬૦ હજનું પુણ્ય વેચવા ખુશી છું, પણ એકેક હજની કિંમત એકેક જગત્ પડશે !" બાદશાહ કહે; " આવડી મોટી કિંમત મ્હારાથી કેમ અપાય ?" ત્યારે હાજી કહે; " ત્યારે તો મ્હારા મહેરબાન ! આપે જેટલા જેટલા અદલ ઈનશાફો આપેલા છે તે સર્વ ન્યાયનું પુણ્ય જો મ્હને આપી દો, તો હું મ્હારી સાઠ હજનું પુણ્ય તમને વેચી દેવા તૈયાર છું. માલિક ! આપને હજ કરવા જાવાની કાંઇ જ જરૂર નથી. પાદશાહ તો એક દાદીને વાજબી દાદ આપી-ને ખરો ન્યાય કરે તો તે **એક ન્યાય એક હજ બરાબરની કિંમતનો છે !"**

જેકબ એસ્તરની પેઠેમ એમોસ લોરેન્સ નામના એક ખેડુત પુત્રને બસ પૈસો ભેગો કરવાની ભારે કાંક્ષા લાગી હતી, પરંતુ તેનો નિયમ એ હતો, કે પ્રથમ **નીતિ** અને પછી **દોલત.** આ ઉદ્દેશને લીધે તે પોતાની ખીસા–પોથીમાં પહેલું એજ વાક્ય લખી રાખતો હતો કેઃ—" એક ઇસમ બેહદ દોલત સંપાદન કરે અને તેની સાથે સાથે જ જો તે પોતાના આત્માને ખૂવાર કરે તો તેને કશો ફાયદો થનાર નથી." તેનો મુદ્રાલેખ એ હતો કે; "જે મલમની દાબડી બંધ રહે તેના કરતાં તેમાંનો મલમ ક્રાઇસ્ટના ભાંગી ગએલા અવયવો ઉપર ચોપડીને ફાયદો કરવામાં વપરાય તે જ મલમ દાબડીમાં સચવાયલો ભલો. પૈસો ભેગો થાય ને ધર્માદા કાર્યમાં વપરાય નહીં તે પૈસો નથી પણ મટ્ટી છે." વળી હે ભાઇ, કીર્તિ કરવા ઉપર જ હાય હાય કરવાની પણ જરૂર નથી. ડયુક ઓફ વેલીંગ્ટનના હજારો સરકારી લખાણોમાં **કીત** શબ્દ એક વાર પણ વપરાયલો કોઇના દીઠામાં આવ્યો નથી; કેમકે તેનો મુદ્રાલેખ " **ધર્મ=ફરજ** " એ હતો. આટલા ઉપરથી ત્હને માલુમ પડશે કે,

આપણા માલેકને મળવા માટે તો તવંગરી કરતાં ફકીરી સારી છે; કીર્તિ કરતાં અપકીર્તિ ભલી છે; વૈભવ કરતાં વિપત્તિ જ ઠીક છે.

" ફકીરી ખુદાકો પ્યારી હય; અમીરી કયા બીચારી હય!
ગદાકો ખુદાસે યારી હય; સદા એ સાથ હમારી હય!
એ કફની શાલસે હય આલા; એ મનકા લાલસે હય આલા!
એ મનભી દાલસે હય આલા; ઈસીમેં મૌજ હમારી હય!
પરા જો પાંઉમેં છાલા; વોહભી હય મોતીઓસે આલા!
ફુતા સા હાથમેં પ્યાલા; ભી જામે જમસે ભારી હય!
નીશાનમ બેનીશાં ફકીરેકા; મકાનમ લા મકાં ફકીરેકા;
ખુદા હય ઈમાં ફકીરેકા; ઈસમે જેહાં સબ સારી હય!
નીકર ગએ બાલ તો કયા પરવા? ઉખર ગએ ખાલ તો કયા પરવા?
હુવા કંગાલ તો કયા પરવા? ઈસમેં મૌજ હમારી હય?"

---

# સબક ૨૦ મો.

## આ જન્મની ભક્તિ, તે ભવિષ્ય—જન્મની શક્તિ.

" O ye immortal powers, that guard the just,
Watch round his couch, and soften his repose,
Banish his sorrows, and becalm his soul
With easy dreams! remember all his virtues,
And show mankind that goodness is your care."—*Addiscn.*

**નસરઃ**—" ભાઈ વિરાફ! બંદગી કીધાનું ફળ શું, તે તો તમે કાંઇ સમજાવતા જ નથી; અને બંદગી નહીં કીધાથી ગેરલાભ શું, તે પણ તમે સમજાવતા નથી. મ્હારા જેવા સંસારીને તે વાત તો પહેલી અગત્યની છે. કબીરજી ખુદાના લાલ હતા; ગુરૂ નાનક ખુદાના લાડલા હતા; તેઓ ઉપર તો ભારે ભક્તિ છતાં પૂછી પૂછીને આફત ને જફાકારી વધુ પડી હતી! અશો જરથોસ્ત જેવા ખુદાના પ્યારા ઉપર, અને મનસુર, નરસિંહ મહેતા તથા તુકારામ ભકત ઉપર જ કાં બહુ વિપત્તિનાં વાદળો ગગડયાં? ક્રાઇસ્ટ અને મોહમ્મદ ઉપર કાંઇ થોડી જફા પડી છે? તેમના કરતાં તો હજી બીન બંદગીવાળા બંદા સુખી હતા.

અબલેહાં રાહમેં શરબત કે ગુલાબો કંદ અસ્ત;
કુતેહાના હમે અઝ ખૂને જીગર મી બીનમ!

ખુદા વીશેની દરકાર વગરના નાદાન લોકોને હમેશાં ગુલકંદ ખાઇને ઉપરથી વળી શરબત પીતા હું તો જોઉં છું, જ્યારે ખુદાપરસ્ત ડાહ્યા લોકોની ખોરાકી તો તેમનાં કલેજાંનાં લોહીથી થાય છે, એવું જ હું તો જોઉં છું.

વિરાફ:—ભાઈ નસર ! ખુદા પાસે પ્રાર્થના કરવામાં ગમે એ પીડા પડે, પણ ખુદા જેમાં આપણું સારૂં ધારતા હોય તેજ બરહક્ક સમજવું જોઇએ. ખુદાનો કોપ અને અવકૃપા એકદમ માણસના વૈભવોને પલકારામાં ગમ અને શોકની સ્થિતિમાં લાવી નાંખતાં વાર લગાડતાં નથી, તેમજ તેની કૃપા ભારેમાં ભારે આફતને ઉત્તમમાં ઉત્તમ સુખ શાંતિમાં બદલી નાંખી હસતાં મોઢાં કરાવતાં પણ દેરી કરે નહીં. તેની મરજીથી જ જે કાંઈ થવાનું તે થશે. મેથ્યુ હેનરીને તેનાં દરેક કામમાં ફતેહ મળવાનું કારણ એ જ હતું કે, ગમે એવી જરૂરીના કામે જ્યારે જલદીથી મુસાફરી કરવાની હોય ત્યારે, ગમે તે વેળાએ વાયજી કે ભાષણ કરવું હોય ત્યારે, પોતાનું પુસ્તક છપાવવા સારૂ આપતી વખ્તે, ગમે એવી મુશકેલી આવી પડી હોય ત્યારે, પહેલાં તે પ્રભુની ભક્તિ કીધા વગર કદી પણ ઉતાવળ કરીને કામ શરૂ કરતો ન હતો. કોરનેલ્યસ વીન્ટર તો જ્યારે કોઇ ચોપડી વાંચતો હોય ત્યારે પણ દરેક પાનું ઉથલાવતી વખ્તે ખુદાની યાદ કરતો; જેથી તે જે કાંઇ વાંચતો તે તેને હમેશને માટે યાદ રહી જતું. બીશપ હેબર તો એટલે સૂધી ખુદાની યાદ કરતો કે, કોઇ પણ સારૂં કામ શરૂ કરવા પહેલાં લેટીન ભાષામાં ખુદાની એકાદ જૂદી જ બંદગી જોડી કાઢતો, અને દરેક કાર્યમાં તેનું ફળ મેળવતો હતો. એ બધા ગમે એટલું દુઃખ પામ્યા હતા તો પણ તેમણે ખુદાની પ્રાર્થના કરવાનું કદી છોડી દીધું ન હતું.

જેટલા મહાન ડાકટરો થયા છે, તેમાંના મોટે ભાગે બધા જ ડાકટરો દરેક ઓપરેશન વખતે પ્રભુની ટુંકી બંદગી પોતાના ખાસ બંદગી કરવાના ઓરડામાં જઇને કરતા, અને બધાં વાઢકાપમાં ફ-તેહ પામતા. એક મહાન ડાકટરના બાપે તેને કહી રાખ્યું હતું કે; Always pray for your patients."—દીકરા ! ત્હારાં દરદીઓ માટે તું હરહમેશ પહેલાં ખુદાની પ્રાર્થના કરજે ! શ્રીકૃષ્ણે કહ્યું હતું કે;

प्रार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते।
न हि कल्याण कृत्कश्चित्दुर्गतिं तात गच्छति ॥

હે અર્જુન ! પ્રભુના નામથી પોતાનું શુભ કાર્ય શરૂ કરનાર કોઈપણ માઠી ગતિને પામતા જ નથી. હે તાત ! આ લોક કે પરલોકમાં તે ભક્તનો કદી પણ નાશ થતો જ નથી. જૂઓ કે, લોરેન્ઝો જેવા નાસ્તિકના પશ્ચાતાપનો અંત્ત નાસિપાસી અને નિરાશામાં જ આવ્યો હતો, જ્યારે ગોટસનોઝ નામના એક આસ્તિક પેગમ્બર જન્મથી જ જો કે બહેરા અને મૂગા હતા, તો પણ ખુદા ઉપર આખે આખો વિશ્વાસ રાખનારા હોવાથી તે માલિકે તેમને પોતાના ધર્મના સિદ્ધાંતો ઇસારતો કરીને સમજાવવાની પ્રેરણા તથા બસારત કીધી હતી, અને તે પેગમ્બર ઈસારતોથી જ બધાં શિક્ષણો આપી ગયા હતા !

માટે ઓ ભાઇ ! આખો વખત સંસારી ખટપટોના વિચારો કર્યો કરવાનું તમારૂં કામ જ નથી; તમારૂં કામ તો વખતો વખત પ્રિય પ્રભુના વિચારો કરવાનું જ રાખો. જેટલીવાર તમે એ વિચારો કરશો તેટલીવાર પરમેશ્વરથી તમે તમારી વૃત્તિઓને વિમુખ કરી શકશો નહીં. શું ઇશ્વર સંબંધી વિચારો કરતાં સંસારની અટપટીના વિચારો કાંઇ ચઢિયાતા છે ? શું એ પ્રભુના વિચારો કરતાં સંસારના વિચારો સુખ આપનારા છે ? નહીં જ. કદાપિ તમારી પ્રાર્થનાનો પ્રભુ તરફથી તમને જવાબ નહીંએ મળે, ભક્તિનું ફળ નહીં પણ જણાય, અને જે મુશ્કેલીમાં તમને રક્ષણ જોઇતું હોય તે નહીંએ મળે, અને તે મુશકેલીમાંથી જો તમે છુટી પણ ન શકો, તો તમારે જાણી લેવું, કે કાંઇ દૂરનાં ભલાંને જ માટે તે મ્હોટા બાપ તમારી માંગણીનો જવાબ આપતા નથી. તે મુશીબતો મૂગે મોઢે ખમવાથી તમારી મુક્તિનો માર્ગ તે બાપ ખુલ્લો જ કરે છે. તમે પ્રથમ પરમેશ્વરનું પ્રભુત્વ ને પરમેશ્વરપણું તથા તેના ઈનશાફને શોધો તો તમને બધી વ્હાયેલી ચીજો જરૂર મળી આવશે. ધંધામાં પણ આળસ ન કરતાં ઉત્સાહ રાખી ધંધાની સાથે સાથે ઇશ્વરની સેવા કરતાં કરતાં ધંધો કરવો. ધંધો ને ધર્મ સાથે સાથે ચાલે છે. વળી ઘણા જ દુષ્ટ દગાખોર વેપારીઓ દેવળમાં બીજા કરતાં વધારે ધક્કા ખાય છે, ને પોતાના ધંધાને એબ લગાડે છે, એ ઇશ્વર સાથે એક મોટી ઠગાઇ ચાલે છે. આવા ખોટા ડોળઘાલુઓના ભક્તિભાવનું ચલણ છેક વેર નભતું નથી. માટે ધંધાદારીની ખરી ભક્તિ તો એ જ હોવી જોઇએ કે;

દઝદિ અહ્માકેમ તત આયપ્તેમ યસે થ્વા યાસામહિ, શૂર, ઉર્વંઇતિ દાતનામ! સવંઘ્હામ ઇશ્તીમ અમેમ વેરેથ્રઘ્નેમ્ચ, હવંઘહુમ અષવસ્તેમ્ચ, હઓસવંઘહેમ હુરૂનીમ્ચ, મસ્તીમ સ્પાનો વએઇધીમ્ચ વેરેથ્રઘ્નેમ્ચ અહુરધાતેમ વનઇન્તીમ્ચ ઉપરતા તેમ, યામ અષહે વહિશ્તહે, પઇતિ–પરશ્તીમ્ચ માથ્રહે સ્પેન્તહે ( મેહેર યશ્ત. )

હે શૂરા મેહેર ઇઝદ ! અમે ત્હારી મારફતે કરેલી બંદગી પ્રમાણે અમારી આટલી મુરાદ બર લાવ, કે દૌલત, હિમ્મત, દુશ્મનને મારવાનું કૌવત, મ્હારાં કુટુંબની આબાદી, પવિત્રાઈ, સારી કીર્તિ, મુવા બાદ મ્હારાં રવાનની સુખી હાલત, મ્હોટાઇ ડહાપણ, વિદ્યા, પરમાત્માની ઉત્પન્ન કરેલી સર્વ ફતેહમંદી, સર્વોત્તમ સચ્ચાઈની ફતેહમંદ સરસાઇ, પવિત્ર મંત્રોની વાકેફગારી, એ બધું તું અમોને આપે!

જે અહુરા મેહેર ઇજદમાં છે, જે મઝદા માહબોખતારમાં છે, જે અગ્નિમાં છે, જે પાણીમાં છે, જે દરદમાં છે, દરદનાં ઓસડમાં છે, જે વનસ્પતિમાં છે, જે આખી પૃથ્વીમાં વ્યાપી રહેલા છે, તે અહુરાથી કાંઇ જ છુપું નથી; તેને વારંવાર નમસ્કાર કરો; અને જે કાંઈ થાય છે તે ખુદાની મરજીથી ઠીક જ થાય છે, સારૂં જ થાય છે, એવો ભાવ તમે રાખ્યા કરશો અને મનને પ્યારા અહુરમઝદમાં જ જો જોડેલું રાખશો તો ખચિત્ત જ તમે નિર્ભય અને નચિંત જીંદગી ગાળી શકશો. ભાઈ! તેના વગર

કોઈ ચીજ ખાલી પડેલી નથી. પ્રથમ-પુરૂષ હઝરત આદમે બહેસ્તમાં બેસીને જ્યારે ઘઉંનો દાણો ખાધો ને લુગડાં ઉતારી પાડયાં, અને અલ્લાતાલા આવી લાગે છે એમ જોઇને જ્યારે નાસવા લાગ્યા, અને છેવટે એક ઝાડની પાછળ સંતાવા કરતા હતા ત્યારે આકાશવાણી થઈ હતી કે; "હે આદમ! શું તું મ્હારાંથી નાસીને છુપાય છે?" આદમ કહે; "અએ ખુદાવીંદ! હું ત્હારાથી કેમ નાસું? કયાં નાસું? એવી ત્હારાથી છુપી કોઇ જગા જ નથી, કે જ્યાં હું નાસી જઈ શકું; પણ મ્હને તો મ્હારાં પાપથી શરમ આવે છે, તેથી જ સંતાઉં છું!"

ભયો એહિ ધ્રુવ જાહિમેં, હરિકો અરૂ હરિ મોર;
લાધક સાધક અહં મમ, સહજ બલાવા ચોર.

જેના મનમાં એવું નિશ્ચય થયું છે, કે હું ખુદાનો પ્યારો છું, અને દાદાર અહુરમઝદ તો મ્હારા જ છે, તથા અહંતા ને મમતા, હું અને મ્હારૂં એ બે મ્હોટા હરકત કરનારાઓ જ જન્મ મરણના દુઃખના દેનારા છે, એવું યકીન જેમને થયું, તેઓ તો ખુદાને જલદી જ તાબે થઇ રહેવાના, અને તેમનાં દુઃખો તેમણે પોતે થઇને મટાડવાં પડવાના નથી. અર્થાત, જે ચોર હશે તેજ તેમને વળાવા જેવા થઇ પડશે. ભાઇ નસર! ત્હારે પણ ભક્તિ અને જ્ઞાનથી માનસિક દુઃખ દૂર કરવું, અને શરીરનું દુઃખ તો પોતાની મેળે જ દૂર થશે. ભક્તિવાળા માણસો પરમગતિનો અનુભવ કરીને પછી શોક કરતા જ નથી. સુગન્ધથી પવન, કુંપળોથી મૃગ, ફુલોથી ભમરો, ફલથી પક્ષી, છાયાથી તાપે તપેલા લોક, થડથી ગંધરાજ, એમ તે સાહેબે જ સર્વને આપીને કૃતાર્થ કર્યાં છે, તે જ સર્વને ઉપકાર કરવા સમર્થ છે, અને તે જ સાહેબ બીજાં વૃક્ષોની પણ આપત્તિ ટાળે છે.

**નસર**:–ભાઇજી! આપ કહો છો તેમ કાર્ય ધંધામાં લાગી જાઉં, અને સાથે સાથે બંદગી પણ કરતો જાઉં, તોપણ શું આધિ, વ્યાધિ, ઉપાધિ તથા મૃત્યુ કાંઇ મ્હને મૂકી દેવાનાં હતાં? મ્હારાં પાપ કાંઇ ટળવાનાં હતાં? કર્મ કાંઈ મ્હને મૂકવાનું હતું? ત્યારે બંદગીનું લાભકારી ફળ શું? બંદગીથી આધિ, વ્યાધિ, ઉપાધિ અને મૃત્યુ જો ટાળી શકાતાં હોય તો હું જરૂર બંદગીને જ પકડી બેસું.

**ચિરાફ**:—હે નસર! બંદગીથી આપણે હમેશાં ઇશ્વર પાસે આપણાં પાપો અને અપરાધોની ક્ષમા માંગીએ છીએ, પણ આપણે પોતે જ જો બીજાંના અપરાધોની ક્ષમા કરીએ નહીં, આપણે પોતે જ જો બીજાંને દુઃખ દઇએ તો ઇશ્વરની ક્ષમા ઉપર આપણો શો હક્ક છે? ક્ષમા લેવી હોય તો ક્ષમા કરતાં શિખવું, અને દુઃખ સુખ સર્વ તે સાહેબને જ અર્પણ કરતાં રહેવું. ગ્રહસ્થ મનુષ્યે તો ખુદાપરસ્ત અને જ્ઞાની થવું જ જોઇએ; અને જે કાંઈ કર્મ કરવામાં આવે તે અહુરમઝદને જ અર્પણ કરવું જોઇએ, પછી લાભ થાવ કે નહીંએ થાવ.

ભજન બિના દુઃખ ના ટરે, બિક્સ બને ન મજન્ન;
કા કરિયે જ્યોં ત્યોં બન્યોં, તાતે તુમ ન પ્રસન્ન.

સઘળાં ધર્મશાસ્ત્રો અને સવાબી માણુસો એમ કહે છે, કે પરવરદેગારની બંદગી કીધા વિના આફતો ટળે જ નહીં, પણ સંકટોનાં આકુળવ્યાકુળ વખ્તે બંદગી તો થઈ શકતી નથી; અને કદાંચિત્ત કાંઈ દુઃખે પાપે દુઃખના માર્યું જદવા તદવા પ્રેમ વગરનું, કે-મનનું ભણાયું ગણાયું તો ઠીકો ઠીક; એમ કર્યું તો અહુરમઝદ કાંઇ પ્રસન્ન થતા નથી; અને જ્યારે દુઃખ મટતાં નથી ત્યારે દુઃખીઓ કહે છે કે; "હે દાદગર દાદાર! અમે તે શું કર્યે? માટે અમ અનાથ, દુઃખી, દર્દી, દરિદ્રી ઉપર કાંઇ કૃપા કરો, ને રહેમ નજરથી જૂઓ!"

આવી વેળાએ ધર્મ કર્મનો સાક્ષી જે ઇશ્વર, તે જો આપણાથી સંતોષ પામે તો આપણુ ધર્મી માણુસનો જન્મ સફળ થયો એમ સમજવું. જો ત્હારા અંતઃકરણમાં સત્ય હશે તો દરેક પ્રાણી ત્હને જીવતરનો નમુનો અને પવિત્ર ઉદેશનું એક પુસ્તક જેવું પુસ્તક લાગશે; પણ તે સાહેબને લાયકની બંદગી કરી જાણે છે જ કોણ? તે બાપનાં કામોનાં પ્રમાણમાં તેની ભક્તિ કોણ કરી શકે છે? આ સંસારમાં નાના પ્રકારના કર્મો કરીને અને વિષય ભોગો ભોગવીને આખરે તો મનુષ્ય આ માની લીધેલાં સુખોથી પણ કંટાળી જાય છે. વિષય ભોગનાં સુખો પ્રથમ દેખીતી રીતે તો અમૃત સમાન લાગે છે ખરાં, પરંતુ આખરે તો તે ઝેર સમાન નિવડે છે. ઐહિક સુખથી મનુષ્ય કંટાળે છે એટલે તેનું લક્ષ સ્વર્ગના સુખ તરફ જ ખેંચાય છે. પછી સ્વર્ગનો આનંદ જ તેને મ્હોટો લાગે છે. આમ ક્રમે ક્રમે તે ઉપર ચઢયા પછી ત્હેને સહજ જીજ્ઞાસા ઉત્પન્ન થાય છે કે, **હું પોતે કોણ છું? ક્યાંથી આવ્યો છું? અને ક્યાં જવાનો છું?** તે પોતાના સંબંધનો વિચાર કરવાના સવાલ ઉપર વિચાર કરવા લાગે છે. તે વિચારે છે કે, આ ચોરાસી લાખ ફેરામાં ફક્ત કામ-વાસના તૃપ્ત કરવા માટે જ આપણે સપડાયા છિયે કે શું? આવો વિચાર આવતાં જ તેને ભાન આવે છે કે, આપણો આ જગતમાં જે જન્મ થયો છે, તે કેવળ ખાવા પીવા અને એશ આરામ ભોગવવા કે મોજ મજા મારવા માટે થયો નથી, પરંતુ એ કરતાં કાંઇ વધારે ઉત્તમ વસ્તુ જાણવા માટે છે. આપણી આસપાસ જે લાખો અને કરોડો ભાઈબંધો વસે છે, તેમના હક્ક સર્વ પ્રકારે આપણા ઉપર હોવાથી તેમના તરફ કાંઇ પણ બદલો વાળવા માટેનું કર્તવ્ય આપણે કરવાનું છે; એ બધું બંદગીથી સુઝે છે.

ચિત્ત ન રહ્યો થિર તદ્દ, કહાં રટિઓ કીજે રામ;
બિમન જ્યેહ્ન જાય ક્ષુધ, ત્યોં વેહ્ન સિધ કામ.

જો કદાપિ ચિત્ત ઠેકાણે ન રહ્યું તોએ શું થયું? પણ મઝદાનું નામ તો રટયા જ કરવું; ખુદાનું નામ તો લેયા જ જવું; તેથી કલ્યાણ થઈ સર્વ સિદ્ધિ થાય જ થાય. મન વિના પણ ભોજન કર્યે તોએ ભૂખ તો મટયા વગર ન જ રહે.

# સબક ૨૧ મો.

## બંદગીનું ફળ એજ ખુદાનું બળ.

"Such an instrument is prayer, which, if it be set upon God and fixed in heaven, will fetch earth up to heaven, change earthly thoughts into heavenly conceptions, turn flesh into spirit, metamorphose nature unto grace, and earth into heaven."—*Venatorius.*

"બંદગીનું બળ અને ફળ એવડું મ્હોટું છે નસર," વિરાફ કહે કે; "સાઈરેક્યુસના મહાન ગણિત શાસ્ત્રિ આર્કિમીડીસે પોતાના હુન્નર વડે એક એવું યંત્ર બનાવવા માંડયું હતું કે, જો તે યંત્રને કેમ જોડવું એટલું જ જો જાહેર કરીને તે મરણ પામ્યો હોત તો, આખાં જગતની ઉથલપાથલ થઇ ગઇ હોત. તે યંત્ર કીયું? તે યંત્ર ઉપર કહ્યું તેમ બંદગીના યંત્રને જોડવાની જુક્તિ છે, અને તે એવી છે કે જેથી બંદગીનું ફળ શરીર કરતાં જીવને ઘણું મળે છે. એડવર્ડસ ખાંદાંનીઓ બોલે છે કે; "ખુદા! એજ અમારૂં બળ છે." અને ટેનન્ટ કુટુંબીઓ કહે છે કે; "ઇશ્વર જ અમારાં વહાણના સઢમાં પવન ભરી આપશે!" જ્યારે રોક વંશવાળા કહે છે કે; "God is my rock." ખુદા એજ મ્હારો ગઢ ને મ્હારા આધારનો કિલ્લો છે!" ત્યારે વળી લા પોર ટ્રેન્ચવંશના બહાદુરો કહેશે કે; "God for the trenches, whoever may oppose." અમારી સામે ગમે એવા શત્રુ ચઢી આવશે, પણ પ્રભુ જ અમારી તો બચાવની ટ્રેન્ચીસો (ખાઇ) છે! કેમકે બધું જ જોનારી જેની આંખો છે, આ બધું જ જેનું મુખ છે, આ સર્વત્ર પ્રસરી રહેલા જેના હાથ છે, અને સઘળે જ જેનાં પગલાં છે, તે માત્ર ખુદાએ આકાશ તથા પૃથ્વીને ઉત્પન્ન કરીને માણસોને હાથ અને પક્ષીઓને પાંખ લગાડી દીધી છે, તેજ ખુદાની તું પણ ખાહેશ રાખ.

બ યઝદાં ગેરાયો બ યઝદાં કુશાય; કે દારંદેહ ઊ અસ્તો નીકી ફેઝાય.

તે માલિકની જ તું તલબ કર્યા કર, અને તે મ્હોટા બાપ આગળ જ ત્હારાં દુઃખનું દિલ ખુલ્લું કરી દે; કેમજે તે બાપ જ આ જગતનું રક્ષણ કરનારો અને ભલી ભલાઇનો બક્ષનારો છે. ભક્ત વિલ્બરફોર્સનું જીવન તમે તપાસો ભાઈ. બાળપણમાં તો તે તમારા જેવા નાસ્તિક વિચારોનો હતો. જુવાનીમાં તે ધર્મનું કે ખુદાનું નામે નો'તો જાણતો. તેણે કોઇ પરોપકારનું કામ પણ જવાનીમાં નો'તું કર્યું; તો પણ જ્યારે તેનામાં ખુદા વીશે ધાર્મિક જુસ્સો પેઠો ત્યારે તેનું મન જાગૃત થયું; અને તે જુદી જ જાતનો ધર્મી માણસ થયો. પાર્લામેંટના મેમ્બર લેખેનું તેણે રાજીનામું આપી જણાવ્યું હતું કેઃ—"રાજકીય બાબતો એવી ખરાબ છે, કે ધર્મી માણસોએ તો તેમાં ભાગ લેવો જ ન જોઇએ. ઇશ્વરના સેવક તરીકે જ ગ્રેટબ્રિટનના રાજકીય કામકાજમાં ભાગ લઇ શકાય છે." ભક્ત બનીને ધર્મી થયા પછી તેને પહેલવહેલું

જણાયું કે; મ્હારા દેશની સ્થિતિ હું સારી કરૂ શકું એવી મ્હારામાં શક્તિ છે. તેણે ખુદાપરસ્ત અને ધર્મી થયા પછી જ ગુલામગીરીનો રિવાજ બંધ પાડવાની અને સંસારી સુધારા કરવાની બે વાત મન પર લીધી. તે ધર્મી થયો તેથી જ બન્ને બાબતોમાં ફતેહ પામ્યો. વિલ્બરફોર્સ ભક્ત બન્યો ના હોત, ધર્મી થયો ના હોત તો તે દુનિયામાં ઘણો જાણીતો પણ થયો ના હોત. એ ધર્મી હોવાથી જ એના સુધારાના કારભારમાં ફતેહો મળી હતી. તે ધર્મી થયો તે પહેલાં એ પોતે પણ સમજતો નો'તો, કે તેનામાં આટલી બધી મનની તીવ્ર શક્તિ છે. પ્રખ્યાત લુટારો ગાઈફોક્ષ અજાણપણે બાઈબલના સુત્રને વળગીને ચાલતો ને કહેતો કે; "તે ઇશ્વરનો મિત્ર છે ને શ્રીમંતોનો દુશમન છે!" ઈશ્વરમાં આ રીતે તેનું મન પરોવાયાથી જ તે બધાંમાં ફાવ્યો હતો; જ્યારે શેદાદને ઉલટું જ ફળ મળ્યું હતું. ખુદાતાલાના સરજેલા બેહેસ્તના બાગો જેવા ઘણા જ સુંદર બાગો બનાવી શેદાદે પ્રભુતા બતાવીને પ્રભુની હરીફાઈ કીધી હતી. જ્યારે લાખો ને કરોડોના ખરચે આ બાગો તૈયાર થયા ત્યારે બેહેસ્ત સંપૂર્ણ થયું, એવો ગર્વ કરીને જેવો તે બાગમાં પહેલવહેલો પગ મૂકે છે, તેવી જ તેના શરીર ઉપર વિજળી પડી, ને તે તુર્ત જ મરણ પામ્યો હતો! એથી ઉલટું, જ્યારે નરસિંહ મહેતાને માથે બાપનું શ્રાદ્ધ કરવાનું મ્હોટું કામ આવી પડયું ત્યારે શ્રાધના ને શ્રાધના વિચારો થકી તેને તેટલો વાર દુઃખ જ થયું, પરંતુ જેવા તે તાંબડી લઇને શ્રાદ્ધ માટે દૂધ લેવા સારૂ ભગવાનનું ભજન કિર્તન કરતા ચાલ્યા, કે ભગવાનની છાપ તેના મન ઉપર એવી સજડ બેસી ગઈ, કે શ્રાદ્ધ ને દૂધ કે તે મેળવવાનું દુઃખ સૌ તુર્ત ભૂલી ગયા, અને નારાયણ જ તેમના અંત્તરમાં વસી ગયાથી નારાયણે જ તે શ્રાદ્ધનું કાર્ય જાતે પોતે પાર પાડી આપ્યું હતું.

જ્યારે જોન બન્યન અજ્ઞાન, નાસ્તિક, અને હલકો કંસારો હતો, ત્યારે શું તેને ખબર હતી, કે હું મ્હોટો ઈશ્વિર ભક્ત થઇ શકું એવી મ્હારામાં શક્તિ છે? આવો ઉચ્છંકળ માણસ પ્રખ્યાત થઇ શકે એમ કોઇ માનતું જ નો'તું. ખુદા ઉપર દિલ લાગ્યા વગર કશાંથીએ દુન્યામાં નામદારી થતી નથી. ઘણા દુરાચારી માણસો બંદગી કરવાથી સુધર્યા છે, અને ડાહ્યા તથા ઉપયોગી શહેરી બન્યા છે. ભક્તિથી માણસના આચરણમાં અદ્‌ભુત ફેર પડી જાય છે. ભાઈ નસર! મનમાં સત્યની ભાવના દૃઢ થયાનું પરિણામ આવું જ હોય છે; કેમકે ઈશ્વિર એવા દયાળુ છે, કે જે જે ખરાબીઓ સામે થવાની તમારામાં શકિત નહીં હશે તે તે ખરાબીઓને તે માલેક તમારી આગળ આવવા દેશે જ નહીં; અને જે ખરાબીઓ તમારી આગળ આવી ઉભી રહીને ખડી થઈ જશે, તેમાંથી કેવી રીતે બચી જવું, તેનો તમને તે જ રાહબર રસ્તો પણ બતાવશે. એટલા સારૂ જ આપણે હસન યશ્તમાં ભણિયે છિયે કે;

હનઓમાચા ઝઓમાચા મઝદા અહુરા, ર્‌વહી રશ્નહી દરેગાસ્કુ અઓષાચા ર્‌વા એમવન્તસ્ચા ણુયમા; રપોઇરચા; તૂ ને દરેગેમ્ચા ઉસ્તાચા, હોતામ હુઈસ્તેમાં.

હે પરમેશ્વર! ત્હારી યાદ, ત્હારી બંદગી, ને ત્હારી ભક્તિ કરવામાં અમોને જે આનંદ પ્રાપ્ત થાય છે, તેવા આનંદવાળી લાંબી જીંદગી ભોગવવાને અમે લાયક થઇએ એવું હમે ઇચ્છિયે છિયે. અમારી નેક મુરાદ એ જ છે, કે ત્હારી ભક્તિ કરવા- ને જ અમે જન્મો જન્મ જીવ્યે, અને અમારી તે ઇચ્છા પાર પડે! ત્હારી ઉપર પ્રેમ રાખનારા, અને ગમે એવી આફતમાં ત્હારા ભરોસા ઉપર જ હિમ્મત બાંધનારા અમે થઇએ છિયે. હે સર્વથી ઘણા ડહાપણવાળા, હસ્તી ધરાવનારા સાહેબ! તું અમોને લાંબાં વર્ષો સૂધી બંદગીથી ભરેલી આબાદીમાં ખુશ ખુશાલ રાખ!

એટલા જ. સારૂ એક આર્બુથનોટ કહેશે કે; "ખુદાજ મ્હને નિભાવે છે." એક કેર સાહેબ કહેશે કે; "મ્હારી રાહત તો ખુદા જ છે." એક ઓકટરલોની કહેશે કે; "પ્રભુ જ મ્હારો મદદગાર છે." જેનરલ જ્યોર્જ વોશીંગ્ટન જ્યારે દરેક લડાઇમાં જીતતો હતો ત્યારે કહેતો કે; "હું પ્રભુના માત્ર નામથી જ જીત મેળવું છું." અને તે જીત વેળાએ અમેરીકનો કહેતા કે; "અમે વોશીંગ્ટનના માત્ર નામથી જ જય મેળવ્યે છિયે!"

ઇ. સ. ૧૭૯૮માં અમેરિકામાં ભારે ગભરાટ થઇ રહ્યો, કે ફ્રાન્સ દેશ અમેરિકનો સામે લડાઇ જગાડવાને તૈયાર થાય છે. આ વખતે જેનરલ જ્યોર્જ વોશીંગ્ટન લડાઇઓથી પરવારીને ખુદાઇ એબાદતમાં એકાંત જીંદગી ગુજારતો હતો. તેણે હવે છેવટનો આરામ લેવા સારૂ પ્રવૃત્તિ છોડીને નિવૃત્તિ લીધી હતી. તે વેળાના અમે- રિકન પ્રેસીડન્ટ એડમ્સે તેના ઉપર એક યાદગાર વિનંતિ પત્ર લખ્યો કે;—"સાહેબ! અમોને માત્ર આપના નામની જ જરૂર છે, માટે તમારા નામનો ઉપયોગ અમોને કરવા દો! લાખો લશ્કર કરતાં પણ વોશીંગ્ટન નામમાં વિશેષ બળ અમે માન્યે છિયે; માટે લડાઇની સરદારી આપ લેનાર છો એટલી માત્ર આપના નામની જ છુટ અમોને લેવા દો!" આ તેની ભક્તિ નીતિની નામના બળની જ શક્તિ સમજી લ્યો ભાઇ. તમારો ભય તેનું નામ લીધાથી જ વાયુમાં ઉડી જશે. માટે તેના ઉપર નિશ્ચય થઇને તમે આશાવાળા થાઓ. ખુદાતાલા તમારો લાંબો શ્વાસ સાંભળશે, અને તમારાં આસુનાં ટીપાંઓની ગણત્રી કરશે જ. અહુરા જ તમારૂં શર ઉંચું રાખશે. તે પિતા થઇને સર્વ પદાર્થને તમારા જ કરી મેલશે. ભાઈ! તમે આતશને માનવા ના પાડો છો, પણ તે મહાન પિતાના પુત્ર લેખે આતશને સર્વ ધર્મવાળા શાક્ષીરૂપ સમજીને તેની મારફતે જ અહુરાની સેતાયશ કરતા હોવાથી, આતશને પુજ્ય ગણી પ્રાર્થના કરે છે, તેમ પહેલું પગથિયું આતશનું જ તમે પણ પકડો ભાઈ.

પહેલ વહેલાં ઈંગ્લંડ જઈ આવેલા ડિદીવાને મરાળયંત્ર જોવા પછી જણાવ્યું હતું કે; "ઇંગ્રેજ લોક બડા લુચ્ચા ને જાદુગર છે. આપણ હિંદુ લોકો તો બેલ, ઘોડા, પાડા, હાથીને પકડીને તેમની પાસે મજુરી કરાવ્યે છિયે, પણ એ લોક તો આપણા અગ્નિ દેવતાને ગુલામ બનાવીને તે મ્હોટા દેવ પાસે બધી

મજુરી કરાવે છે! અરેરે! આ લોક આ રીતે પણ આપણા પ્રભુના પુત્રને ભજતા હોવાથી કેવાં સારાં ફળ પ્રાપ્ત કરે છે!"

હરાં કસ કે દાનદ કે દાદાર હસ્ત;
ન બાશદ મગર પાક યઝદાં પરસ્ત.

કોઈપણ બંદો જો આમ સમજતો થાય, કે અહુરમઝદ સર્વમાં હયાતિ ભોગવે જ છે, તો તે બંદો સર્વમાં પાક યઝદાનની જ બંદગી કરે છે એમ જાણવું. ભાઇ નસર! તમે વારંવાર ભક્તિ કરો, કેમકે તમે વારંવાર પાપ કરો છો; અને તમારાં પાપનો તુર્તાતુર્ત પશ્ચાતાપ કરવા થકી તમે બંદગીને જ હથિયાર બનાવો; કાંકે મોતના સાગરના મોજામાં તમે એકાએક ને અણચિંત્યા જ ઘસડાઈ જશો. જે કાંઇ કરો, ભક્તિ કરો કે સેવા કરો તો તે પણ સંપૂર્ણ મન લગાડીને, દિલ ચોંટાડીને કરો; તમારી સઘળી શક્તિઓને કામે લગાડીને તેને ભજો. તેના ઉપર આંધળો વિશ્વાસ રાખીને તમે માણસ જાતથી તો ડરશો જ ના. રોમમાં એવી વાત ચાલતી સીઝરને કાને જ્યારે આવી હતી, કે રસ્તે જતાં મારાઓ તેને મારી નાંખનાર છે, ત્યારે સુલેહના વખતમાં પણ જે રક્ષકો પોતાની પાશબાની સારૂ રહેતા હતા તેઓને પણ તેણે પોતાની સાથે નહીં રાખતાં, વગર હથિયારે તે એકલો ઇશ્વરની યાદ ચાલતાં હાલતાં કરતો જતો ને એકલો જ ફરવા લાગ્યો હતો! આથી તો મારાઓ ઉલટા બીધા, કે એ કોઇ દૈત્ય છે, અને દેવદૂતોને એણે મંત્રો ભણીને સાધ્યા છે! ભાઇ! તું પણ તેના ઉપર વિશ્વાસ રાખીને બેધડક ત્હારૂં જીવન તેની જ યાદમાં ગાળતો રહે; તે ત્હને જરૂર ફળ આપશે. તું એટલું જ કહે કે; હે ખાલેકે મખ્લુક! તમામ વસ્તુના પેદા કરનાર; હે અલરેઝક રોઝી-દેહંદેહ! રજક રોજી ને રોટીના આપનાર; હે કુદ્રતવાળા કાદેર! હે જોરાવર કુવી! હે આરંભ કે અંત વિનાના કરીમ! ઓ ન્યામતોના બક્ષનારા બક્ષાયંદેહ! ગુન્હાની માફી આપનારા બક્ષાએશગર, મેહેરબાન, જોરવાન, ઓ દાના! ઓ દાદાર! ઓ પાક પરવરદેગાર! ન્યાયી, ઇનશાફ કરનાર! ત્હારી અદલ બાદશાહી કાયમ દાયમ રહો! આદેલ પાદશાહી બીઝવાલ બાશદ! આવી ખુલ્લાં દિલની ભક્તિથી જ તે સાહેબની મહેરબાની જીતી શકાશે; કેમકે સત્યથી જેમ ધર્મની રક્ષા થાય છે, યોગથી જેમ વિદ્યાનું રક્ષણ થાય છે, અપોઇ તથા સાફસુફ કર્યાથી સઘળી વસ્તુ જેમ તેજસ્વી બને છે, પાક દામન (શીલતા) રાખવાથી કુળનું જેમ રક્ષણ થાય છે, તેમ ભક્તિ કરવાથી તો આ અને પેલી બેઉ જગત્ સાચવીને જીતી શકાય છે. એક દિવસે સુલતાન સંઝરમાઝી રસ્તેથી જતા હતા, એવામાં એક દરવેશ જે તે જ રસ્તેથી જતો હતો તેણે સુલતાનને "સલામ" કરીને કહ્યું; "અલ્લાની યાદનું ફળ ત્હને જરૂર મળશે! સલામ!" સુલતાન આ વખ્તે પરમેશ્વરની નિમાજ કરતા હોવાથી મોઢેથી "અલેકુમ સલામ" નહીં કીધી. દરવેશ મોટેથી બોલ્યોઃ—"ઓ સુલતાન! સલામ કરવી એ તો દીનની રાહે સુન્નત છે, અને તેનો પાછો જવાબ આપવો

એ તો ફરજ છે." સુલતાન કહેઃ—"હું પ્રભુની યાદ કરી પાઠ માનવામાં મશગુલ હોવાથી મ્હારાથી મોઢે બોલાયું નહીં, માફ કરજો દરવીશ!" દરવીશ કહે; "આપને જે પ્રભુએ દીધું છે તેના પ્રમાણુસર આપે તેનો પાઠ માનવાનો છે, નહીં કે સુલતાન મૂગો રહે ને ગરીબ રૈયતને જવાબ નહીં આપે! કાંકે ત્હારા આશિષોનું ફળ ત્હારી રૈયતને મળે છે, અને ખુદા તરફની ત્હારી બંદગીનું ફળ તો ત્હને જ મળે છે!"

અષાઅતચા હચા વંઘહેઉશ્ચા મનંઘહો, વંઘહેઉશ્ચા ક્ષથ્રાત, સ્તઓતાઇશ શ્વાત અહુરા સ્તઓતોઇબ્યો, અઇબી ઉખ્ધા શ્વાત ઉખધોઇબ્યો, યશ્ના શ્વાત યશ્નોઇબ્યો. (હપ્તન યશ્ત.)

ઓ પરમાત્મા! તમારી અશોઇ, તમારી ભલી મનશ્ની, ને તમારી ઉત્તમ પાદશાહીને લીધે, બીજાં બધાં કરતાં અમોને તો તમારી જ સ્તુતિ વધારે પસંદ છે. તમારી કીર્તિનાં ગાયનો, બીજાં બધાં સુંદર ગીતો કરતાં વધારે ચઢિયાતાં લાગે છે. બીજાં કોઇની પણ પુજા કે આરાધના કરતાં અમોને તો તમારી જ પુજા ને તમારી જ આરાધનામાં સબુરી, સંતોષ, ને સધિયારો મળે છે. હે ભાઇ! જો આપણા પેગમ્બર સાહેબનાં આવાં ઉત્તમ ફરમાનોને તું માન આપતો થશે તો તું સુખી જ થશે.

ખેલાફ પયમ્બર કસી રેહ ગુઝીદ;
કે હરગીઝ બ મન્ઝીલ ન ખાહદ રસીદ.

પોતાના પાક પેગમ્બર સાહેબે જે આજ્ઞા કરી હોય તે આજ્ઞાથી વિમુખ રહીને જે બંદો ઉલટી રાહ પકડશે તે પોતાના મનની મુરાદ પાર પાડી શકશે જ નહીં. તે બંદાને બેહેસ્તની ખુશાલી અને પરવરદેગારના દર્શનનો, દાદારના દીદારનો લ્હાવો કદી પણ મળી શકશે નહીં.

---

## સબક ૨૨ મો.

### "ઓછું પડવાથી" કીનો રાખે એવા અમારા ખુદા નથી.

It is not truth nor philosophy to say that prayer alters nothing, that the laws of nature are fixed, and that entreaty cannot change them. The laws of nature *are fixed on purpose to be used for the granting of prayer*. Any man can use the laws of nature to grant the requests of his child. Does he say that God, who made those laws, cannot do as much with them as *he* can?"—*Beecher*.

નસરઃ—ભાઈ વિરાફ! ત્યારે શું બંદગી નહીં કરનારા દોજખમાં જશે, અને બંદગી કરનારા જ બેહેસ્તમાં જશે એવું આપણા ધર્મે ફરમાન આપ્યું છે? હું નહીં માનતો. હિંદુઓ કહે છે કે, ગંગામાં ન્હાવાથી સ્વર્ગમાં જવાય છે. મક્કા

શરીફની હજ કરવાથી જીન્નતમાં પહોંચાય છે એમ વળી મુસલમાનો માને છે. ત્યારે ખરૂં કિયું ?

વિરાફઃ—હે ભાઇ, એ તો સૌ સૌ પોતપોતાની ધુન પ્રમાણે સારા રસ્તાનાં શિક્ષણો સમજે છે. ઇશ્વરને મળવાના માર્ગો તો સંખ્યાબંધ છે. એક પંથવાળા જે માર્ગે ઇશ્વરની પ્રાપ્તિ કરવાનું મથન કરતા હોય, તે જ માર્ગે બીજાઓએ પણ ચાલવું જોઇએ એવું કાંઇ છે જ નહીં. જેના તેના ધર્મે કહેલા માર્ગે તેને પહોંચવાની કોશીષ કરવી જોઇએ. અહુરા ઉપરના પ્રેમને લઇને જ આપણે તે સાહેબના ફરમાનોનો સ્વીકાર કરીને ધર્મનું આચરણ કરવાનું છે, નહીં કે દોજખની બિકને લઇને. આપણે જો ફક્ત બેહેસ્ત મળવાની આશાથી કે દોજખની ધાસ્તીને લીધે જ આપણી બંદગી કરીએ, તો તે એક જાતનો સ્વાર્થ ને મતલબી વેપાર થઈ પડે. એવી ભક્તિ તો નફા ટોટાની ગણત્રિ કરીને કરેલા વેપાર સમાન છે. બેશક, દુષ્ટ કર્મ કરવાં તેના કરતાં આ જાતની માન્યતા પણ લાખ દરજ્જે સારી છે; મગર તેમાં અહુરમઝદ ઉપરની અખંડ પ્રીતિ નહીં કહેવાશે. એમ તો નાસ્તિક માણસો પણ ઘણાં સારાં કર્મ કરે છે, પરંતુ તેમનો ઇશ્વર ઉપરનો પ્રેમ હોતો નથી, તો તેમની ઇશ્વર વીશે શ્રદ્ધા બેસતી જ નથી. ગંગા-ને જ માનનારા ગંગાનાજ ગીતો ગાય છે. જમનાને માનનારા જમનાનાં ને અર્દ્વીસૂરને માનનારા અર્દ્વીસૂરનાં જ ગીતો ગાય છે. હિંદુઓ કહે છે કે;

गयायाः योजनं स्वर्गं प्रयागादर्धं योजनम् ।
श्री स्थलाद्धस्तमात्रं स्याद्यत्र प्राची सरस्वती ॥

ગયાજીથી સ્વર્ગ એક જ યોજન (આઠ માઇલ) જેટલું દૂર છે. પ્રયાગથી સ્વર્ગ માત્ર અરધો જોજન જેટલું જ વેગળું છે. પરંતુ શ્રીસ્થળ કહેતાં સિદ્ધપૂરમાં જે ઠેકાણે સરસ્વતિ નદી ઉગમણી બાજુ વહે છે, ત્યાંથી તો માત્ર એક હાથ જ દૂર સ્વર્ગ આવેલું છે, એમ સિદ્ધપૂરવાસીઓ ગાય છે. એ તો જેની જેવી માન્યતા. ક્રિસ્ચીઅનોએ બાઈ-બલને લેખ કહ્યો છે. નાનકપંથીઓ ગ્રંથજીને પાક લખાણ કહે છે. પારસીઓ ગાથાને પવિત્ર ગાયનો કહે છે. મુસલમીનો કુરાનને પવિત્ર વાંચન કહે છે; અને ઘંટના અવાજની મારફતે જીબ્રાયલ ફરેસ્તાએ પેગમ્બર મોહમ્મદને કુરાન વાંચી સંભળાવ્યું હતું, એમ જણાવીને ધર્મ ઉપર મુરીદો શ્રદ્ધા વધરાવે છે. એ તો જેની જેવી માન્યતા. નસરઃ—"ભાઇ વિરાફ! મ્હને ત્યારે સમજાવશો, કે બંદગી કરતી વેળાએ પ્રત્યેક પંથવાળા અમુક જ દિશા તરફ મોહું ફેરવીને ભક્તિ ભણતર કરે છે, તે શા થકી ?" વિરાફઃ—આપણા અસલ ઇરાંનીઓ પૂર્વ તરફ ફરે છે, કેમકે તે બાજુથી સૂર્યોદય થાય છે. જ્યુસ લોકો જેરૂસેલમની દિશા તરફ ફરે છે; તે એવા વિચારથી કે તે શાહોના શાહ ઇશ્વરનું શહેર છે. અસલી ક્રીસ્ચ્યનો પ્રાર્થના સમયે પૂર્વ તરફ ફરતા, તે એટલે સૂધી, કે ઇશ્વર સ્મરણની મેજ પણ પૂર્વ દિશા તરફ જ રાખતા. ટુંકમાં; ભક્તિભાવને લઇને ઇરાંની લોકો પૂર્વે મોહું કરીને તે સૂર્ય ઉગવાની દિશાને

પોતાનો કેબલો હોવાનું માન આપે છે. યાહુદી લોકો પાદશાહોના પાદશાહનાં શહેર એટલે જેરૂસેલમ જે દિશાએ આવ્યું હોય તે દિશા તરફ ફરીને કેબલાની દિશા ગણે છે. મુસલમાનો મક્કા જે દિશાએ આવે તે દિશાએ મોઢું કરે છે. ક્રીશ્ચિયનો પૂર્વ દિશા તરફ ફરીને ઉભા રહે છે. કેટલાક મુસલમાનો તો મક્કાની દિશા બતાવનારો "કેબ્લે-નુમા" નામનો કમ્પાસ પોતાની સાથે હરહમેશ રાખે છે. પારસીઓ દક્ષિણ દિશા તરફ મોઢું કરીને તે દિશાને દાદારનાં સ્થાન લેખે માન આપે છે. વિદ્યાના વિલાસીઓ સરસ્વતીને, અને પૈસાના પુજારીઓ લક્ષ્મીને પણ દેવી માને છે. આવી રીતે

ધુન અપની અપની ગાતે હય!
રામ નામકી સુમરન કર લે! ધુન.
પાપી જગતમેં, કામ ક્રોધમેં,
છળ કપટ જબ બિસરા રામ;
જબ લીએ તબ દામ દામ સબ;
સબ આખર કો પછતાતે હય! ધુન.

ભાઈ! આપણે માળ ઉપર જ્યારે ચઢવા માંડયે છીએ ત્યારે દાદરના પહેલાં પગથિયાંની સામે જોઇ તે ઉપર ચઢયે છિયે, પરંતુ જેમ જેમ પગથિયાં ચઢતા જઇએ છીએ તેમ તેમ નીચે રહી ગએલાં પગથિયાંઓને આપણે ઝાંખીને પણ જોતા નથી, ઉલટા આપણે તો તે નીચલાં પગથિયાંઓને પીઠ બતાવતા જઇએ છીએ. એમ કરતાં છેક માળ ઉપર ચઢયા પછી તો આપણે આખા દાદરાને પણ પાછું ફરીને જોવાની દરકાર કરતા નથી. તેજ પ્રમાણે ખુદાને મળવાના માર્ગે ઉપર ચઢતાં ચઢતાં તો મૂર્તિ, કેબલા, દિશા કે એવાં પગથિયાંઓને, ઉપર ચઢીને તો ઝાંખીને પણ જોવાના નથી. તથાપિ ઉંચે ખુદાના માળ ઉપર જઈ ચઢતાં સૂધી તો આપણને આ પગથિયાંઓની જ જરૂર પડે છે. હે નસર! હવે તું ઇશ્વરના ઘરથી બહુ દૂર નહીં જા! જે ભ્રમર પુષ્પમાંથી મધ જ ચુસી લે છે તે છતાં ફુલોને તે કાંઈપણ નુકશાન કરતો નથી, તેમ ત્હારે પણ કોઇની માન્યતામાં ખલલ નાખવી જોઇતી નથી; અને જેમ દૂધ દોહનારો ગાયના વાછરડા માટે થોડું દૂધ રહેવા દેઈને જ ગાયને દોહે છે, તેમ તું પણ જેની તેની માન્યતાને અલગ રાખીને ત્હારૂં પોતાનું પરમ સાર્થક કરી લે! વાત કહું.

કાશીના રહેવાસીઓ કબીરજીની અનંત ભક્તિ વિષે સાંભળી સાંભળીને તેમના દ્વેષી થઇ પડયા; એટલું જ નહીં, પણ ત્યાંની એક રૂપવંતી રામસગરને ભંભેરવાથી તેણી કબીરજીની આગળ જઇને બોલી; "હે મહાત્મા! હું નાચ ગીત વિગેરે ખુશકારક પ્રયોગોથી આપને સંતોષ આપી આનંદ આપવાની ઇચ્છા કરૂં છું! હરેક શાદી રામસની વેળાએ રામસગરને બોલાવવામાં આવતી હોવાથી સવારના પહોરમાં રામસગરનું મોઢું જોવું શુકનવંતું ગણાય છે, માટે મ્હને ભક્તિનો રંગ લગાડશો તો તમારૂં શુભ થશે!" આવી મનોહર અને સુંદર કંઠની ખુબસુરત

નટણીને જોઇને કબીરજી હસીને બોલ્યા; "હે બ્હેન! હું સુખ-ભોગ જાણતો જ નથી. હું સ્ત્રી પણ નથી અને પુરૂષ પણ નથી, ત્યારે મ્હારાથી તમારી મનોકામના કેવી રીતે પૂર્ણ થશે?" પેલી ખુશનુમા વેશ્યા ઘણી આજીજી સાથે કહેવા લાગી; "હું તમારી ઘણી આશા રાખીને આવી છું; મ્હને નિરાશ થઇને શું પાછું જવું પડશે? જૂઓ, રામના હે મહાત્મન્! **રામ** એ શબ્દના જ ઉચ્ચારમાં રસ ભરેલો છે. **સીતા**કાન્ત એટલે **સીતા**નો ધણી કહેતાં પણ રામ તો આવે ખરો, પરન્તુ **રામ**ને ઠેકાણે તમે **સીતા**કાન્તનું ઉચ્ચારણ કરો તો ખરો અર્થ ના સરે; કિંવા રહસ્યવાળો રસે ના મળે. પરંતુ હે મહાત્મન્! હું તો **રામ**સગર છું! મ્હારા નામમાં રામ અને સગર જેવા ઈશ્વરી અવતારોના નામ સમાયલાં છે, માટે મ્હને પાછી નહીં ફેરવો! હું સદાની સોહવાસન કહેવાઉં છું, કેમકે મ્હને મરતાં સુધી રંડાપો જેવું કાંઇ હોતું જ નથી!

**કબીરજી**એ નમ્રતાથી કહ્યું; "જો બ્હેન! મ્હારે ત્યાં તો ખુદ ભગવાન પોતે જ બીરાજે છે, અને તે અતિ રાગી તથા અતિ ભોગી છે; તેનીજ આગળ નાચી ગાઇને તમારી ભોગની તરસ છિપાવી લ્યો!" વેશ્યા ઘણી આનંદિત થઇ, કે તેનું કેવું મોટું નસીબ છે, કે ખુદ ઈશ્વરને તેણી નાચી ગાઇને ખુશી કરી શકશે! તે દિવસથી જ તે વેશ્યા કબીરજીના ઘરમાં રહીને દરરોજ નાચ ગીત કરતી હતી. થોડા દિવસ પછી વેશ્યા મનમાં ને મનમાં કબીરજીને આપ મેળે ચ્હાવા લાગી. એક દહાડે રાતે સર્વ સુતા હતા, પરંતુ તે વેશ્યાની આંખમાં ઉંઘ આવી નહીં. તેનું ચિત્ત અસ્થિર થઈ પડયું. તે કોઇ રીતે પોતાના જીવને નચિંત કરી શકી નહીં. જે ઓરડામાં કબીરજી સુતા હતા તે ઓરડામાં મનના આવેગથી ગઈ. જૂએ છે તો કાળી અંધારી રાતે ત્યાં કબીરજીને બદલે પ્રકાશિત સ્થિતિમાં **ભગવાનની** જ છબી તેણીની નજરે પડી! કેમકે હવે દહાડો ને રાત તેણી ઇશ્વરનાંજ ભજન કરતી હોવાથી સ્વપ્ના પણ પ્રભુ ભગવાનના જ દેખતી હતી. આવાં અલૌકિક દર્શન થતાં જ તેણીની કામ વાસના કયાં ને કયાં જતી રહી. હૃદયમાંથી ઈશ્વર પ્રેમનાં આંસુ નિકળવા લાગ્યાં. આજે તો તેણીને સંસાર સઘળો અસાર જણાયો; જેથી તે વેશ્યા એકલી અંધારી રાતે જ કબીરજીનું ઘર છોડીને ભયાનક જંગલમાં ચાલી ગઇ! કબીરજીએ સવારે ઉઠીને જોયું તો વેશ્યા ઘરમાં નથી; તેણીનાં સુંદર ઘરેણાંગાંઠાં ને વસ્ત્રો વિગેરે જ્યાં ને ત્યાં પડેલાં દીઠાં. કબીરજીને તુર્ત જણાઇ ગયું, કે આટલે દિવસે વેશ્યાની સદ્ગતિ જ થઈ ગઈ હતી. તેણીને ઇશ્વરની લ્હેર લાગી જ ગઇ હતી. માટે હે ભાઈ નસર! ત્હારા મનમાં વિચાર કર્યા વિના, ખુદાના બંદાઓ જે બંદગીખોર અને ભક્તિવાળા છે, તેમના સાથે શા માટે તું વઢવાઢ કરે છે? તેમની માન્યતામાં શા સારૂ માથું મારે છે? વિચાર કર, કે ભકતને તો પરમેશ્વર પોતાનાં સ્વરૂપનું જ દાન કરે છે, એટલે ભક્તને આધીન ભગવાન રહે છે, અને જ્ઞાનીને તો માત્ર

મુક્તિ જ આપે છે. ત્યારે જે બંદાઓ બંદગી કરીને અહુરાના સાક્ષાત દર્શન કરે છે તેમને જ તું મ્હોટા માન, અને બીજા ધર્મોની ખણખોધ નહીં કર.

ગ્યાંનિ ભક્તાસોં કયોં લરત, બિના કિયે અનુમાન ?
કૃષ્ણ આપ ફૂલ ભક્તિ કે, વાહિ મુક્તકો દાન.

ભાઈ નસર ! જેણે તમને તથા તમારી પહેલાં બીજાં લોકોને પેદા કર્યાં, તેની જ તમે બંદગી કરો. તમે પણ કબીરજી જેવા ખુદાના લાલ ને ભકત થશો તો કાશીના લોકો જેમ તેઓને કાંઇએ કરી શકયા નથી, તેમ તમને પણ કોઇ હેરાન કરી શકનાર નથી.

તત થ્વા પેરેસા એરેશ–મોઈ વઓચા અહુરા; કે વેરેથ્રેમ–જા થ્વા પોઇ સેંગ્હા યોઈ હેન્તી ? ( ઉસ્તવદ ગાથા )

ઓ પરવરદેગાર ! હું ત્હને માનપૂર્વક પૂછું છું, કે ત્હારા એજમતી અવસ્તાના કલામો, ત્હારાં પવિત્ર મંત્રો, જે આફત ને વિપત્તિની વખ્તે અમારી પાશબાની કરનારાં તથા અમને દુઃખોમાંથી ઉગારનારાં છે, તે પવિત્ર માથ્રોની બરકતે કરીને કીયો દુશમન તે બંદગીખોર ભકતને મારી શકવાનો છે ? કોઇ એવો નથી, કે જે ત્હારા લાડલા દાસને હેરાન કરી શકશે ! ભાઇ નસર ! જ્યારે પણ કાંઇ કામ કરવામાં આવે છે ત્યારે તે કામનું કાંઇ ને કાંઇ કારણ તો રહેલું હોય જ હોય. ઉદ્દેશ વગરનું કોઇ કામ હોતું જ નથી. ઘટના બન્યાથી ત્હારે સમજવું જોઇએ કે, એનું કંઇપણ કારણ છે. તેમજ બંદગી કરવામાં પણ માણસનો કંઇક ઉદ્દેશ તો રહેલો છે જ. જેમ એક પાદશાહ કંગાલ લોકો સાથે સંબંધ નહીં રાખે, તેમ શેતાન છે તે સત્યવાદી લોકો સાથે નાતું નથી રાખતો. નાસ્તિકને આસ્તિક મંડળ પસંદ ના જ પડે.

વાંમશ મ દેહ આંકે બીન માજસ્ત;
વર ખુદ દેહનશ ઝે ફાકે બાઝસ્ત.
કુ ફરજે ખુદા ન મી ગુઝારદ,
અઝ કરઝે તુ નીઝ ગમ ન દારદ.

જે કોઇ બંદગી નહીં કરતો હોય, ને તેનું મોઢું ફાકાથી ઉઘાડું હોય, એટલે ભૂખે મરતો હોય, તોએ તું તેને કાંઇ ધીરતો નાં; કાંકે જે કોઈ ખુદાનાં કરજની ફરજ અદા નથી કરતો તે ત્હારાં કરજની કે ત્હારા કીધેલા ઉપકારની પણ કાંઈ દરકાર નહીં જ રાખવાનો. એક નિમાજી ભલું માણસ મ્હોટા ખલીફાની આગળ બેઠેલો હતો, પણ ખલીફા તો કામમાં ગુંથાયા હતા; જેથી નિમાજ પઢવાનું પણ તેઓ ભૂલી ગયા હતા. પેલો નિમાજી તો વખત થયો, કે લાગલો નિમાજ કરવા સારૂ ઉઠીને ઉભો થયો; એટલે કોઈ ખુશામદિયો દરબારી બોલ્યો:–"ખલીફા પણ હમણા જ નિમાજ પઢવાને ઉઠશે, માટે તમે પણ જરા થોભી જાવ!" નિમાજી કહે:–"પ્રભુનો હુકમ બીજા કોઇના હુકમ માટે રોકી શકાતો નથી !" દરબારી કહે:–"એમ અપ-

માન કરશો તો ખતા ખાશો; એ વાત ખલીફા જાણશે તો ક્રોધ કરી તમને ખડા-ખાસ્તા કરી દેશે!" નિમાજી:—"માત્ર ખુદાની જ પસંદગી થાય સો બસ છે; માણુસની પસંદગી કે ખફગીનો ભય રાખવાની શી જરૂર છે?" આ બધી વાત ખલીફાએ સાંભળવાથી તે નિમાજીની પદવી વધારી ને પેલાની પદવી ઉતારી પાડીને કહ્યું:—"ખુદાની ફરજ પહેલી છે, ને ખલીફાની ફરજની તો કાંઈ કિંમત જ નથી." ભાઇ નસર! તું એવા ખ્યાલો ના કરતો બેસ, કે હિંદુ એમ કહે છે, ને મુસલમાન તેમ કહે છે. તું ત્હારા જ અહુરમઝદને નમતો રહે, તેમાં જ હિંદુના રામ ને મુસલમાનના રહેમાન સૌ આવી જાય છે. ખુદાએ દરેક જીવને તેની લાયકાત પ્રમાણે નવી નવી લાયકાતો મેળવવાને અમુક તમુક ધર્મમાં જન્મ આપ્યો છે, બાકી ત્હારો ખુદા ને બીજાનો ખુદા કાંઈ જૂદા નથી, માત્ર નામ જૂદાં જૂદાં અપાયલાં છે.

હિંદુ કહે સો હમ બડે, ઓર મુસલમાન કહે હમ;
એક મુગકી દો ફાડ હે, કુણુ જાદા કુણુ કમ?
કુણુ જાદા કુણુ કમ, કભી કરનાં નહિ કજિયા;
એક ભગત હો રામ, દૂજે રેહમાનસેં રજિયા;
કહે દીનદરવેશ, દોય સરિતા મિલ સિંધુ;
સબકા સાહેબ એક, એક મુસલમાન ઔર હિંદુ.

## સબક ૨૩ મો.

### બેન્દ્રુયને બંદગીથી માર્યો જરાથુસ્તે.

O great eternity!
Our little life is but a gust,
That bends the branches of thy tree,
And trails its blossoms in the dust—*Longfellow.*

**નસર**:—ભાઇ વિરાફ! તમારા કહેવા પ્રમાણે જે માથ્ર વડે જરાથુસ્ત્રે બેન્દ્રુય શત્રુને આજેજ કર્યો, તેજ માથ્ર જ્યારે જરાથુસ્ત્ર ભણતા હતા ત્યારે તુરબરાતુર તે પાકજાદને જ્યારે મારી શકયો, તે વેળાએ તે મંત્રો કામ કેમ ન લાગ્યાં? એમ કરતાં જો મંત્રો જાણનારા મંત્રોના અર્થ કે ભેદ ન જાણે અને શુદ્ધ ઉચ્ચારે તે મંત્રો નહીં ભણે તો તેની અસર કેમ કરી શકે? જોયા વગર, જાણ્યા વગર, અજાણપણે સુધરેલા કેળવાયલા લોકો બહેસ્ત અને દોજખ, ઇઝદો અને અમશાસ્પંદો વિગેરેની આવી આવી અનુભવ વગરની તમારી વાતો એકદમ સાચી કેમ માને? મરણ પછી માણસની હાલત કેવી થાય છે, તે કોણે દીઠી ને કોણે આવીને કહ્યું? એ બધાં અનુમાનો અને સ્પેક્યુલેશનો જ માત્ર નથી શું?

ચિરાક:—ભાઇ! લુકમાન કે ધનવંત્રી ગમે એવા કુશળ હતા, ગમે એવા દરદીને આરામ આપનારા હતા, પરન્તુ પોતે માંદા પડતા તો તેઓ બીજા વૈદોનીજ મદદ લેતા; અને જ્યારે તેમની અજલ આવી પહોંચી ત્યારે તેમની ઉત્તમમાં ઉત્તમ માત્રા પણ કાર્યસાધક થઇ પડી ન હતી. તમે અમેરિકા ગયા નથી, અમેરિકા ખંડ દીઠો નથી, છતાં આસપાસની હકીકતો ઉપરથી તમે તેની હસ્તી કબુલ કરો છો; મહાન મુસાફરોએ તેનાં રસિલાં વર્ણનો જાહેર કીધાથી તમે તેની પયવસ્તી માનો છો. જેમ અમેરિકા જવાનું સર્વને જ કાંઈ ફાવતું નથી, પરંતુ બીજા શ્રીમંત સરોસેદારોના કહેવાથી સઘળાંએ વગર દીઠે માન્ય રાખ્યું, તેજ મુજબ મહાન પેગંબર સાહેબો બીજાઓ કરતાં પોતાની અશોઇથી વધારે શ્રીમંત હતા, બેહમન અમશાસ્પંદે મૂકેલી બુદ્ધિથી બીજાઓ કરતાં વધારે બુદ્ધિબળવાળા હતા, જેથી તેઓ બીજી જેહાંનોની પણ સફર કરી શકયા, અને બીજાં ભૂવનોની હસ્તી વીશે આપણને વાકેફ કર્યા, તો તે સાચું કેમ ન માનવું? બધાંથી જ કાંઇ અમેરિકા જવાતું નથી, બધાંથી જ કાંઈ મિનોઈ જેહાંનોની મુસાફરીઓ થતી નથી. દરેક દીકરો કાંઇ જાતિ અનુભવ લેવા ગયો નથી કે આ જ મ્હારો બાપ અને આ જ મ્હારી માતા, તેમ છતાં તે છાતી ઠોકીને પોતાના મા-આપને ઓળખાવે છે, તે શાથી? બીજાંઓએ તેને તેવું માનવાને સમજાવ્યાથી જ. માટે હે ભાઈ! નિર્જીવ તકરારો છોડી દો. હવે તો અજ્ઞાન રૂપી ઉંઘમાંથી ઉઠો, જાગ્રત થાઓ, તમારા પાક પેગમ્બરનાં આપેલાં શિક્ષણોથી તમારા પેદા કરનાર અહુરમઝદને ઓળખો. સમજીને શુદ્ધ ઉચ્ચારે બંદગી કરો તે તો જાણે સોનું ને સુગંધ સાથે મળ્યા બરાબર છે. કુરાન કાંઇ એકલું ભણી જવા ઉપરથી જ ભક્તિભાવ કે નેક ખસલત થતી નથી; અવસ્તાની બંદગી એકલી ભણી જવાથી જ કાંઇ ફળ નથી, પણ તે પ્રમાણે **અમલ કરવાથી** જ નેકી ને ખુદાઈ પ્યાર ઉતરે છે. જાહેલ ને વગર એલમવાળો આબેદ કે ભક્ત તે તો વહેલો ચાલનારો પાયદળ જેવો છે; અને કાબેલ શખ્સ એબાદત કરવામાં આળસુ હોય તે સુતેલો સુતેલો પણ જેવો જેવો જાણે ઘોડેસ્વાર છે. એક ગુન્હેગાર જે ખુદાતાલા પાસે પોતાના ગુન્હાની માફી માંગવાને ખરાં દીલથી હાથ ઉંચા કરે, તે અશો કહેવાતા ભક્ત, એક આબેદ, કે અશો કહેવાતા નરો, જેઓ ગર્વ અને ગરૂરીથી માથું ઉંચું રાખે છે, તેમના કરતાં તો તે ગુન્હેગાર જ ભલો છે. એક મોટો ડૉકટર એક દરદીને દવાઓનું પ્રિસ્કીપ્શન લખી આપે છે. દરદી જાણતો નથી કે તેમાં કવીનાઇન નાખ્યું છે કે સોમળ, છતાં કંપાઉન્ડર પાસે તે જ પ્રિસ્કીપ્શન લઇ જાય છે, અને જે દવા તે ભરી આપે છે તે આંખ મિચીને, સારૂં થવાની શ્રદ્ધા રાખીને યકીનથી પીએ છે તો તેને તેની અસર થાય છે; તે જ પ્રમાણે આપણાં ધર્મશાસ્ત્રોના કલામો જે મહાન ડૉકટર, આપણા પેગમ્બર સાહેબે આપણા માટે લખી રાખ્યા છે, તે પણ પ્રિસ્કીપ્શન જેવાં મંત્રો જ છે, તેના ઉપર યકીન અને ઈમાન રાખી જો આપણે તેનો ઉપયોગ

કર્યે તો તે માત્રાઓ, તે મંત્રો, અને માથ્રોની અસર પહોંચ્યા વગર ન જ રહે ભાઇ. મનુષ્ય શરીર તો જેમ જેમ શુધ્ધ અને ઉંચા પ્રકારનું હોય છે તેમ તેમ તે શરીરમાં પરમાત્મા અધિક અધિક પ્રકાશથી પ્રકાશે છે. આ શરીર રૂપી ઘર; કે તમારાં ઇંટ ચુનાના ઘર રૂપી મીલકતને તો આ દુન્યામાં ઉધાઇ લાગે ને કાટ ચઢી ખવાઇ જાય, પણ પેલી દુન્યામાં તો આપણાં મીનોઇ શરીરોને ઉધઇ કે કાટ લાગતો નથી; માટે તમારી ભક્તિમાં તલબોર રહી તમારૂં આ ખાકી શરીર છુટયા પછી વાસના શરીર પણ બાકી ન રહે તેવી રીતે મીનોઈ જેહાનમાં ત્યાંનું શરીર ધારણ કરીને ઘરબાર બાંધવાના વિશ્વાસમાં રહીને તમે કહો ભાઇ કે; "મ્હારો સંપૂર્ણ વિશ્વાસ મેં ઇશ્વરમાંજ રાખ્યો છે, તો પછી મ્હને **માણસ** શું કરી શકનાર છે ?" ઈસુ ક્રાઈસ્ટ કહેતા હતા કે; "પ્રભુએ મ્હને જે અનેક અધિકાર આપેલા છે, તેમાં પૃથ્વી ઉપરના લોકોનાં પાપની ક્ષમા આપવાનો અધિકાર સૌથી શ્રેષ્ટ છે." ભાઇ ! તમે મહા પાપી હશો તો પણ તમારૂં શુદ્ધ ખરૂં સ્વરૂપ તો તદન પાપ વગરનું જ છે; અને અસંખ્ય પાપીઓના પાપને પણ એક ક્ષણમાં ધોઇ નાંખવાને તે માલીક સમર્થ છે, તો તેની યાચના તમે કાં ન કરો ? **મીલ** ખાંદાંનવાળાઓમાં ન્હાનાં બાળકો પણ હરેક મુશકેલીમાં, "મદદ કર, ઓ ખુદા !" એટલા શબ્દ બોલીને શાંતિ પકડે છે. જેમ કુવામાંથી પાણી વાપર્યે વાપર્યે ને વધે છે, તેમ પ્રથમ જો કે બંદગીમાં થોડો રસ પેદા થયા છતાં પણ તે ચાલુ ને ચાલુ કર્યાથી દરરોજ ઘટવાને બદલે તે વધતો જ જશે. પહેલાં અડધી ઘડી ભક્તિ કરશે, અરે ! અડધીમાંથી પણ અડધી ઘડી બંદગી કરશે, તો પાછળથી બંદગીનો નાદ વધ્યા જ કરશે. ભાઇ નસર ! ખુદા જ ત્હારાં પાપો માફ કરશે. જેટલી તું તેની યાદ ખરાં દિલથી કરશે તેનો ત્હને તેટલો જ પૂરેપૂરો બદલો આપવામાં આવશે. ત્હારા ઉપર દુઃખનું આવવું એ કાંઇ ત્હારાં પાપોનું જ ફળ નથી, પણ ઇશ્વરના અનુગ્રહનું તથા પુણ્યનું પણ ફળ છે. તું જો ખરા એતેકાદથી અહુરમઝદની આરાધના કરશે તો તે સાહેબ ત્હારી સર્વ આફતો નિવારી દેશે. તું જો તેને ઢુંઢશે તો તે ત્હને જરૂર મળશે. તેના ઉપર અવિચળ શ્રદ્ધા રાખશે તો તેનો શીતળ છાયો ત્હારી ઉપર જરૂર જ પડશે. માણસ માત્ર અંતે તો મુક્તિ મેળવશે જ; કોઇને પણ અંત્ત સૂધી તો નરક ભોગવવું પડવાનું નથી. બધાં શાસ્ત્ર ભણીને તું મ્હોટો વિદ્વાન કાં ન થાય તો પણ અહુરમઝદનું નામ લેવાનું જો તું ચુકશે તો તું દોજખનો અધિકારી થઇશ. માટે આવી ઉત્તમ તક ગુમાવીશ નહિ; કાંકે મોતી જેવો મનુષ્ય દેહ ફરી ફરીને ત્હને મળવાનો નથી; જે મનુષ્ય દેહ મેળવવાની ફરેસ્તાઓ પણ ઇચ્છા કરે છે એવા અમુલ્ય દેહનાં મોતીઓને તું જુવારની માફક આ સંસાર રૂપી ઘંટીમાં દળી નહિ નાખ; ખુદાને ચ્હાશે તો ખુદા ત્હને ચ્હાશે.

નામ લિયા તો સબ લિયા, સકલ બેદકા ભેદ;
બિના નામ નર્કે પડે, પઢ કર ચારો બેદ.

ચિત્રકાર એપેલસે સીકંદરના ઘોડાનું આબેહુબ ચિત્ર કાઢયું, પણ ઘોડાને હાંફતો હાંફતો ચિતારવામાં તેના મોંમાથી જે ફીણ નિકળતું હતું તે આ ચિત્રકારથી ચિત્રી ન શકાવાથી નિરાશ થઇને હાથ નાંખી પોતાની પીછી પેલાં પીકચર ઉપર મારી, અને બોલ્યો કેઃ—"હું પ્રભુની સહાયતા વડે જ કામ પાર પાડીશ!" આટલું પ્રભુનું નામ લેતાંમાં જ શું ખુદાની કૂદ્રત હતી, કે તે પીછી અનાયાસે પેલા રંગ ઉપર એવી તો આબાદ પડી, કે આપો આપ ઘોડાની આગળ બરાબર ફીણ ફીણ ચિત્રાઇ રહ્યું હતું! અર્થાત્, "Prayer is not a substitute for appropriate human efforts, but a means of rendering it successful." ભાઇ આપણે આપણો ઉદ્યોગ કીધા વગર માત્ર બંદગીનું ફળ માંગવાનું હોતું નથી, પરંતુ આપણો ઉદ્યોગ સફળ થવા માટે બંદગીનું સાધન જ ઉત્તમ જાણવું. ગરીબ માણસ અન્ન મેળવવા માટે જે કષ્ટ ખેંચે છે, તે જો ધર્મી થઇને, બંદગી કરીને, તેવો કલેશ ખમે તો પછીથી તેને કષ્ટ ખમવું પડે જ નહીં. માટે ઓ ભાઇ,

ચુ માઅલુમ શુદ હસ્તીએ કેરદેગાર;
દીગર ખાતેરે ખીશ રંજ ગ દાર!

પરવરદેગાર છે જ, તેની હસતી છે જ, એમ જો ત્હારી ખાતર જમા એક વાર થાય તો પછી તું ખુદાતાલાનાં તુર્ત દર્શન લેવાની, કે તે અનદીઠને દેખવાની, કિંવા તેની દરઘામાં તેની હજુરમાં જઇ ઉભા રહેવાની ફીકર ને અંદેશો રાખીશ જ મા! આપણો પરમાત્મા જે આ આત્મા, તે સર્વ ભૂતમાં છુપો છે, પ્રકાશ આપતો જણાતો નથી, પણ સૂક્ષ્મદર્શી પેગમ્બરો, સંતો, શોશિયંતો, અને સાલેકો તો તેને તીક્ષ્ણ તથા સૂક્ષ્મ બુધ્ધિથી નજરો નજર જૂએ જ છે. આપણ સર્વ પ્રાણી માત્રની જાતો જોકે જુદી જુદી છે, પરંતુ સર્વના ઘટમાં તો પરવરદેગાર અંતર્યામિ રૂપે સઘળે એક જ સમજી લેવો. લીલો, લાલ, ઉજળો, અને કાળો ઇત્યાદિ રંગના પદાર્થો તો જુદા જુદા છે, પણ તે સર્વ વસ્તુઓની છાયા તો એક ને એક જ, કાળી જ પડે છે; રંગવાર લાલ લીલો કે પીળો છાયો થતો નથી, તે જ પ્રમાણે પદાર્થ જૂદા પણ માલિક તો એક જ છે.

જાતી બરન બિચિત્ર પેં, સબ ઘટ ઇક ઘનસ્યામ;
હરિત અરૂન સિત પિત અસિત, જ્યોં સબ પરિછ્યોં શ્યામ.

---

# સબક ૨૪ મો.

## આસ્તિક અને નાસ્તિક વચ્ચે ફરક =એક ભેગું કરે ને બીજો ગુમાવે.

Prayer is the application of want to Him who alone can relieve it, the voice of sin to Him who alone can pardon it. It is the urgency of poverty, the prostration of humility, the fervency of penitence, the confidence of trust. It is not eloquence, but earnestness; not figures of speech, but compunction of soul."

—*H. More.*

**નસાર:**— ભાઈ વિરાફ! સારૂં કે નરસું જે કાંઇ માણસ જાત પાસે કરાવે છે તે તો તે પરવરદેગાર જ કરાવે છે, તો પછી પાપોનાં પ્રાયશ્ચિત કરવાની કે ગુન્હાના અને દુઃખોના સાગરમાંથી ઉગરવા સારૂ તે ગુન્હા અને દુઃખોના ઉત્પન્ન કરનારની બંદગીની જરૂર જ કયાં રહી? તેની ઇચ્છા વગર બંદગી કરવાનું પણ માણસને સુઝે જ કયાંથી? ધર્મ કે અધર્મ કરવાનું પ્રયોજન જ શું રહ્યું?

**વિરાફ:**—એમ નથી ભાઇ. આપણે જેમ રસ્તે ચાલતાં પગ તળે ધુળની રજકણોને અને હજારો જીવજંતુને કચડતાં ચાલ્યે છીએ, તે વખ્તે આપણુને કાંઇ લાગણી થતી નથી; કેમકે તે રજકણોને લાગણીનું જ્ઞાન થયું નથી એમ આપણે જેમ સમજ્યે છિયે, તેમ જ વળી કરોડો અનદીઠ આત્માઓ, ફરેસ્તાઓ, અને પવિત્ર રૂહો આપણુ મનુષ્યો ઉપરથી ચાલુ ને ચાલુ ચાલી જાય છે, તે વેળાએ આપણે પણ તેમના મનથી ધુળની રજકણો ને જીવજંતુઓ જ છિયે. માટે સાધારણ માણસથી ગુન્હા થાય તે તો નરસું જ છે, પણ જ્ઞાન અને લાગણી ધરાવનારાં એલમદાર મનુષ્યોથી ગુન્હા થાય તો તે ઘણું જ નરસ છે. કેમકે જ્ઞાન અને એલ્મ જે છે તે શેતાન સાથે લડાઇ કરવાનાં હથિયાર છે, અને જ્યારે હથિયારવાળાને કદાપિ બંધવો કરીને લઇ જાય તો તેને વધારે શરમીંદગી પહોંચે છે. પ્રાણી પદાર્થના અણુએ અણુમાં પરમાત્મા તો વ્યાપી રહ્યા જ છે. તે પ્રાણી પદાર્થનું સંરક્ષણ, પોષણ તથા સંહાર તે માલિક જ કરે છે; પરંતુ નાશ કે સંહાર એ આપણી દૃષ્ટિએ જ માત્ર છે. ખરી રીતે નાશ અને સંહાર એ તો પ્રાણી પદાર્થની વધારે ઉંચી સ્થિતિ કરવા અર્થેજ હોય છે. કારણ કે, એક વસ્તુની વધારે ઉંચી સ્થિતિ કરવી હોય તો તેની જે સ્થિતિ હોય તેનો નાશ કર્યા વિના થતી નથી. આથી ખુદાતાલાનો નાશ કરવાનો અધિકાર તું જેમ ધારે છે તેમ કાંઇ નઠારો નથી, પણ આપણો નાશ કરવામાં પણ તેની દયા જ સમજવી. પેદા કરીને પછી ઇનશાન કે પ્રાણીનું રક્ષણ કરવું અને પછી તેનો નાશ કરવો, એ કારોબાર તો તે માલિક પળે પળ કર્યો જ જવાનો. ત્હારાં શરીરમાં દરેક ઘડીએ ઘડી ત્હારાં શરીરના અસંખ્ય અણુઓનો તે નાશ કરે છે, અસંખ્ય નવાં નવાં અણુઓ તે જ ઉપજાવે છે, અને વળી અસંખ્યનું પોષણ પણ તે જ કર્યો જાય છે. આદમીના શરીરનાં અસંખ્ય જુનાં અણુઓનો નાશ થતો રહેતો ના હોય, અને તેમની જગોએ નવાં નવાં શરીરો રચાતાં ન હોય, તો બાળકનાં શરીરની વૃદ્ધિ કદી પણ થાય જ નહીં. ટુંકમાં, ખુદાતાલાની સારૂં નરસું કરાવવાની મરજી, નાશ કરવાની સત્તા અને ઇચ્છા એ તો જે તે પદાર્થની વૃદ્ધિ અને ઉચ્ચ હાલત કરવા અર્થે જ છે. જેમ શરીરમાં થતો ચાલુ ને ચાલુ સંહાર એ કાંઇ ત્હારો સમુળો નાશ કરવા અર્થે નથી, પરંતુ ત્હારી ઉન્નતિને માટે છે, તે જ પ્રમાણે મરણ પ્રસંગે થતો મોટો સંહાર પણ ત્હારા છેવટના વિનાશને માટે નથી, મગર ત્હારાં પ્રગતિકરણ, ત્હારી આત્મિક વૃદ્ધિ અને ત્હારી ઉન્નતિને સારૂ જ હોય છે. પાપ અને દળિદ્રતા એ બન્નેવ તો જોડિયા ભાઇઓ

છે, માટે તે કદી છુટા પાડી શકાવાના નથી. પાપની પાછળ કંગાળિયત તો આવવાની જ. માટે જે સારૂં છે તેનો જ વિચાર રાખો ભાઈ. જે ખોટું છે તે તમો ના જ કરશો વ્હાલા ભાઇ. જે જે વસ્તુઓ સત્ય છે, જે જે વસ્તુઓ શુદ્ધ છે, જે જે વસ્તુઓ સુંદર છે, જે જે વસ્તુઓ સારી જ ગણાય છે, તેનું જ તમે મનન કરો ભાઇ. ઘણીવાર તમને ગુન્હા કે પાપ કરવાનો માત્ર વિચાર થઈને જ રહે છે, પરંતુ તે પાપ કે ગુન્હા તમે અમલમાં મૂકી શકતા પણ નથી. ચાહે દેલ અગર ન ખુઆદ ઝેકો ઝબાની સેહેલ અસ્ત. અગર જો ત્હારાથી ખુદાની યાદ ત્હારા દિલથી થઈ શકતી ન હોય તો જુબાનની વાતોથી પણ તેની યાદ કરવી સહેલી છે ભાઈ. જે માણસ અવિનાશી પરમેશ્વરને ન જાણતાં આ દુન્યામાંથી જતો રહે છે, તેને માટે તો અફસોસ કરી તેને દયાને લાયકનો જ સમજવો; અને જે અવિનાશી પરમેશ્વરને જાણીને આ જગતમાંથી ચાલ્યો જાય છે તેજ અદેખાઇ કરવા જેવો છે. કેમકે, આ જગતમાં ભકિત, દાન તથા સરળતા શિવાય બીજું એક પણ વશીકરણ ચઢિયાતું નથી. ચંદ્રમા વાંકો છે, છતાં પણ વૃદ્ધિની ઈચ્છાથી પોતાના અંગને રાત ને દહાડો ખુદા આગળ નમાવી નમાવીને તેણે પાતળું તથા ક્ષીણ કીધું છે, માટે જ તે દીપે છે. પશુ પક્ષીઓ પણ પ્રેરણાબુદ્ધિને લીધે તે માલેકની પ્રાર્થના દમે દમ હરદમ કરે છે, તો પણ માણસ જ એવો કેમ, કે તે સત્ય વાત માનતો નથી!

ભાઇ નસર! ત્હારે જાણવું જોઇએ, કે જાનવરોને પણ આત્મા તો હોય જ છે. હાલમાં ત્હારા જેવા કેટલાક લોકો એ વાત માનતા નથી; પરંતુ બુદ્ધ, કીંગ્સલે, અને વેસ્લી જેવા મહાન તત્વવેત્તાઓ અને મહાત્માઓ પણ માની ગયા છે કે, જાનવરોમાં પણ આત્મા તો છે જ છે; પક્ષીઓ પણ આત્મા ધરાવે છે, અને તેથી તેમની પ્રેરક ભક્તિ પરમેશ્વર સાંભળે છે જ. મહમ્મદ પેગંબર પોતાના અનુયાયીઓ આગળ કુરાન સંભળાવતાં સંભળાવતાં જ્યારે કુરાનનો છેલ્લો ફકરો સંભળાવી રહ્યા, ત્યારે તુર્તજ તેમનું માનીતું ઉંટ કેસ્વા, ગુંટણમંડિયે પડીને પેગમ્બરને નમ્યું હતું, જેથી બેહેસ્તમાં મૂગાં પ્રાણી તરીકે જો કોઈ પણ રહ્યું હોય તો તેજ ઉંટ છે, એમ મુસલમીનો માને છે. એટલુંજ નહીં, પણ ઝાડપાન અને પત્થરની મૂર્તિ પણ આત્મા ધરાવે છે, અને તેમને પણ જે જાતની સૂક્ષ્મ બુદ્ધિ ઇશ્વરે આપી છે તે બુદ્ધિ વડે ઈશ્વરને ઓળખે છે. પ્રોફેસર જગદીશચંદ્ર બોઝે તો ફરીદપૂરમાં એક ખજુરીને પણ પાંચે વખતની નિમાજ કરતી અનુભવસિદ્ધ પૂરવાર કરી છે. વળી તા. ૧૫ અકટોબર ૧૯૨૦નાં બધાં વર્તમાન પત્રોમાં રંગુનથી આવેલા એક સરખા અહેવાલો ઉપરથી માલુમ પડયું છે કે; બુદ્ધની પથ્થરની મૂર્તિને માણસની માફક પરસેવો થાય છે! હેનઝાડા પાસે થારાવાવ ખાતે બુદ્ધની પથ્થરની એક મુર્તિને માણસની માફક પરસેવો થાય છે, અને તે આમથી તેમ હીલે છે! સેંકડો લોકો આ સ્થળની મુલાકાતે આવે છે, અને આ મોજેજાની વિગત આપનારાં સચિત્ર હેન્ડબીલો વહેંચવામાં

આવેલાં હોવાથી લોકોમાં આ બનાવથી ઇશ્વરની ભક્તિ વીશે બહુ ધ્યાન ખેંચાયું છે. શું ત્યારે અક્કલમંદ ઇનશાન જ દાદાર અહુરમઝદની બંદગીનું બળ નહીં સમજે?

દ્વિજ દ્વિજસે લરિ ભક્તિ બિન, ખગ ખગસે જુત ભક્ત;
સકલ કૃતાંત કૃતાંત સમ, કં કં પ્રભુ નાસક્ત.

પરવરદેગારની બંદગી વગર દ્વિજ યાને બ્રાહ્મણ તે પણ દ્વિજ યાને પક્ષી જેવાં જનાવર જાણવાં; અને ખગ જે પક્ષી છે, તોપણ તે પરવરદેગારની બંદગીવાળાં છે તો તેમને ખગ કહેતાં સૂર્ય ચંદ્ર વિગેરે દેવતા જેવાં જાણવાં. જૂઓ કે, ભુશંડીજી કાગડો, શ્રી ગરૂડજી, અને જટાયુ વિગેરે પક્ષીઓ દેવથી પણ મોટાં કહેવાયાં; તો પછી ઉપલી સરખામણીમાં નવાઇ શી હતી? સઘળાં સિદ્ધાંત જો ભકિત રહિત હોય તો તે કાળાં કાળ જેવાં, કહેર ઉપજાવનારાં જ સમજવાં. જો પ્રભુ સાથે આસકિત ના હોય તો કં એટલે સુખ, તે બધાં કં એટલે અગ્નિ જેવાં થઇ પડે છે. માટે બંદગી વગરનાં સુખ તે સુખ નથી ભાઇ. પરંતુ જેવી રીતે પૂલ કે નાળાંની એક બાજુએથી પેસીને બીજી બાજુએથી પાણી નિકળી જાય છે, તેવી જ રીતે અધર્મી અને શંકા ઘાલ્યા કરતાં સંસારી માણસના અંતઃકરણમાં ભકિતની ધાર્મિક શિખામણો જરાએ અસર કર્યા વગર, એક કાનેથી દાખલ થઇને બીજે કાનેથી નિકળી જ જાવાની.

સિંહણ કેરં દુધ તે, સિંહણ સુતને જ જરે;
કનક પાત્ર પાખે સહુ, ધાતુ ફોડીને નિસરે.

સિંહણનું દૂધ તો સિંહનાં બચ્ચાંને જ પચી શકે, અને તે દૂધ સિંહ જેવા ઉત્તમ સોનાના કટોરામાં જ રહી શકે, બીજી કોઇ ધાતુના વાસણમાં જો સિંહણનું દૂધ રાખ્યે તો તે કટોરાને ફાડી નાંખીને જેમ બહાર નિકળી જાય, તેમ સોનેરી શિખામણ તો સારાં માણસના જ કાનમાં ઠરે, નઠારાના તો એક કાનમાં પેસી બીજા કાનમાંથી નિકળી જ જવાની. કુમ અને કાશન નામનાં ઈરાનનાં બન્ને શહેરોમાં મસજીદો અને રોજા એટલા તો ઉભાઇ જાય છે, કે "જેટલાં ઘર તેટલી મશીદ": એવું ત્યાં બોલાય છે; કાંકે ત્યાંના લોક "પહીલા પોટોબા, નંત્તર વિઠોબા" કરનારાં હોઈ પેટની જ પૂજા કરવાનું કામ મોટું ગણતાં હોવાથી, તેઓ રોટી મેળવવાનાં પણ વેવળાં મારે છે. ચાકરી કરે તો ભાકરી મળે; પણ જેઓ પેટની ચાકરી આગળ પ્રભુની ચાકરી કરતાં નથી, તેઓ ઓછી જ ભાખરી મેળવે છે. હે બંધુ!

**स्वस्मिन्नेव हिवर्त्ते ते स्वर्गो नरक एव च।**

સ્વર્ગ અને નરક તમારા પોતાનામાં જ રહેલું છે, તમે ભકિત કે અભકિત વડે એમાંથી ગમે તેને ખીલવો. ઇશ્વરનું વચન છે કે, જે સઘળાઓ તમે મહેનત કરો છો, અને જેમને શીર ઘણો બોજો છે, તે સઘળાઓ મ્હારી પાસે આવો; એટલે હું તમને આરામ આપીશ!' તમારાં અંતઃકરણને આકુળ વ્યાકુળ થવા દો નહીં; તમે મ્હારા ઉપર યકીન રાખો તો તમે દુઃખી ન જ થશો!

# સબક ૨૫ મો.

## બંદો કરે બંદગી, ને પાપી કૂટે પેટ!

Wheresoever the search after truth begins, there life begins.
Wheresoever that search ceases, there life ceases. *Ruskin.*

**નસરઃ**—ભાઇ વિરાફ! જેટલો વખત તમે મ્હને બંદગીનું વાસ્તવિકપણું સમજાવો છો તેટલો વખત તો મ્હારાં દિલમાં કંઇક ઝળઝળિયાં ને ગીળગીળિયાં છુટે છે, પરન્તુ તમારી જ સમજાવેલી વાતો હું જયારે મ્હારી "ફ્રેન્ડલી યુનિયન"માં કે "પ્રેમ કલબ" માં કરૂં છું ત્યારે ત્યાંની સમજાવટથી મ્હારૂં મસ્તક પાછું ફરી જાય છે, અને નશીબ ખરૂં કે કર્મ ખરૂં? ઉદ્યમ સાચો કે ભક્તિ? એવા એવા પ્રશ્નના ડગમગમાં મન મ્હારૂં ફરી જાય છે. એનું શું કારણ? સારૂં થાય છે ત્યારે ખુદાને માનું છું, ને વિટંબણા કે ગેરઇનસાફ થાય છે ત્યારે ખુદાને ત્યાં ન્યાય નથી અને તે કાંઈ કરી શકતા નથી, એવા એવા વિચારો આવે છે તેનું કેમ?

**વિરાફઃ**—એનું કારણ, સત્સંગ ત્યજીને દુર્સંગ મળે એટલે આમ જ થાય ભાઈ. માટે જ સંત સંઘ કરો. માટે જ સત્સંગ રાખો. આકાશમાં જેમ સૂર્ય ઉંચે ચઢતો જાય છે, તેમ જમીન ઉપર છાંયડો કમી જ થતો જાય છે. તેજ માફક એક નેક માણસ ભક્તિમાં જેમ જેમ ઉંચે દરજ્જે ચઢતો જાય છે, તેમ તેમ આ સંસારી ખટપટોનો શોખ કમતી જ રાખતો જાય છે. જેમ સુકાં લાકડાં ભેગું લીલું લાકડું પણ બળીને ભસ્મ થઇ જાય છે, તેમ પાપીના સંગથી પુણ્યશાળી પણ પાપીના જેટલી શીક્ષા પામે છે; વાસ્તે પુણ્યવાને પાપીનો સંગ ન જ કરવો. જો દુર્ગમ વિંધ્યાચળમાં રહેવું પડે, જો ખાધા પીધા વિના ભૂખે મરવું પડે, જો સાપોથી ઘેરાયલાં વનમાં સુવું પડે, જો કૂવામાં પડવું પડે, અથવા ઉંડાં પાણીમાં પડવું પડે, તો તે પણ ઉત્તમ છે; પરન્તુ જ્યાં નાસ્તિક વિચારો ચાલતા હોય, જ્યાં અધર્મ શિખવાતો હોય, ખુદાની હસતી વીશે જ્યાં નકારો થતો હોય, જ્યાં બંદગીનું મોટપ ઉતારી પાડવામાં આવતું હોય, ત્યાં તો એક ઘડી પણ ઉભાં રહેવું નઠારૂં છે. બાઇબલમાં કહ્યું છે કે, મદારીની વાંશલી વજાડવાનો અવાજ રખેને પોતાના કાનમાં પેસી જાય, અને તે રાગ ઉપર રખેને પોતાને વશ થવું પડે, એટલા માટે વાંશલીનો અવાજ લગાર પણ સંભળાતાં સાપ પોતાના કાન બંધ કરી દે છે, તે જ પ્રમાણે નાસ્તિક અને અધર્મી વિચારો અને વાતો જ્યાં થતી હોય ત્યાંથી તો ત્હારા કાનમાં રૂના પુમરાં ખોસીને તું નાશી જ જાજે; કેમકે ખુદાની ખુદાવંદી અને તેની હસતી તર્કથી કે વાદવિવાદથી કે કશાંથી પણ એકાએક સમજાવી શકાતી જ નથી; પણ જેની સેવા ચાકરી, અને જેની ભક્તિ વીશે દાદાર અહુરમજદની ખાત્રી થાય છે તેનાજ અંતઃકરણમાં તે પોતાનો પ્રકાશ કરે છે. ટુંકમાં કહ્યે તો બંદગી અને પરહેઝગારી વગરનો માણસ હાથમાં મસાલ રાખે છે પણ તે પોતે તો આંધળોજ છે.

બી ફાએદે હરકે ઉમ્ર દરઆખ્ત;
ચીઝી ન ખરીદો ઝર બી અંદાખ્ત.

જેણે બંદગીના લાભ મેળવ્યા વગર ઉમ્મર પૂરી કરી તેણે તો જાણે કે કોઇ ચીજ ખરીદ નહીં કીધી, ને નાણું ધૂળમાં નાખી દીધું. ભાઇ નસર ! પાખંડ મત માનનારા સર્વેંટસનું મોત કાલ્વીને ઈ. સ. ૧૫૫૩માં શા માટે આણ્યું ? ત્હારી માફક માત્ર ધર્મ સંબંધી તકરારમાં મતભેદ પડયો તેથીજ સર્વેંટસે પોતાના નાસ્તિક પાખંડી વિચારો માત્ર જાહેર કીધા, ને પ્રભુ ભકિત ના પાડી, અને કાલ્વીનનું મત એ હતું, કે જે પ્રભુએ નિર્માણ કરેલું છે તે કદિ ફરતું નથી; પ્રભુની ભકિત ને મહેરબાની અનિવાર્ય છે; પાપ કર્મ એજ સર્વ દુ:ખનું મૂળ છે. ચોક્કસ છુટકારો, તારણ, અને મુક્તિ ભક્તિથી છે જ છે. ભાઈ ! સત્સંગ એજ આખર સૂધીનું તારણ છે. ભક્તિના આ વિચારોની વિરૂદ્ધ વિચાર જણાવતાં સર્વેંટસે વિના પ્રયોજને પ્રાણ ખોયો હતો. ત્યારે

હર હાલત મેં લાઝીમ હય બંદેકો શુક્ર ગુજારે;
જો મૌલાકી મરજી હો ઉસમે દમ કભી ન મારે.

ખલીફા મામુનના વખ્તમાં એક શહેરમાં બે ભાઇઓ રહેતા હતા. તેમાંના એક ભાઇએ કોઈ ગુન્હો કર્યો, ને શિક્ષામાંથી બચી જવા સારૂ પરદેશ નાશી ગયો. મામુને બીજા નિમાજી ભાઇને ફરમાવ્યું કે; "ત્હારા નાશી ગએલા ભાઇને હાજર કર; નહીં તો તેને બદલે તું ફાંસીએ જા !" પેલો કહે; "હે ખલીફા ! આપનો કોઇ અમલદાર મ્હને મારી નાખવા ચાહે ને આપ મ્હને છોડી મૂકવાની આજ્ઞા કરો તો તે અમલદાર મ્હને છોડી મૂકે કે નહીં ?" મામુન કહે:—હા. "ત્યારે જે બાદશાહોનો બાદશાહ પરવરદેગાર, તેના પાસેથી મ્હને છોડી મૂકવાનો હું અભય પત્ર લાવ્યો છું, પાકો પરવાનો લાવ્યો છું, માટે મ્હને છોડી મૂકો !" મામુન કહે:— "પણ તેની ખાત્રી શી ?" ત્યારે તે બોલ્યો:—"પ્રભુની આજ્ઞા છે કે, નિમાજીને દુ:ખ ના દેવું. હું નિમાજ કીધા શિવાય મ્હોં પર અન્ન પાણી મૂકતો નથી. અને વળી એકનો કરેલો અપરાધ બીજાને લાગુ પડતો નથી. સાહદત જોઇએ તો વાંચો કુરાન !" મામુને પોતાના ધર્મશાસ્ત્રના આધાર ઉપર તેને નિમાજી જાણી છોડી દીધો, અને તેનો છુટકારો ચાહ્યો.

જેહાંદાર ગર દાદગર બાશદી;
ઝે ફર્માને ઊ કય ગુઝર બાશદી ?

પરવરદેગાર જ જ્યારે સાચા ન્યાયનો કરનારો છે ત્યારે તેના કુદ્રતિ નિયમો તોડી શકાશે જ કેમ ? ધર્મ અને ખુદા તરફની ફરજ, બંદો અને બંદગી, મોત અને ન્યાય, સ્વર્ગ અને નરક, એનો જે વારંવાર વિચાર કરે છે તેને હાથે આપોઆપ જરૂર સારાં જ કામ થાય છે. ઓ ભાઇઓ ! અરે દીનદારો ! ઇમાનવાળાઓ ! તમે

ખુદાનો ડર જરૂર રાખો, અને જેઓ બંદગી કરનારાઓ છે તેમની સાથે ને સાથે રહી, તેમની બંદગીમાં ખલલ ન કરો; તેમનું ઇમાન નહિ તોડો. દુઃખ છતાં, મનમાં વિકાર થવાનું પ્રત્યક્ષ કારણ હોવા છતાં પણ જેઓ પોતાનાં ચિત્તને ઇશ્વર વીશે શાન્ત રાખી શકે છે, તેજ ખરા ધીર, અને વીર પુરૂષો ગણાય છે. **મીશાયેલ, ગ્રેબ્રીયેલ, લામાયેલ, રાફાયેલ, ઝેચરાયેલ, એનાયેલ** અને **ઓટીફાયેલ** એટલા ૭ સાત ફરેસ્તાઓ ખુદાના તખ્ત આગળ ઉભા રહે છે, તેઓ જન્મથી જ કાંઈ ફરેસ્તાઓ ન હતા, પરંતુ આખા ભવના ભવ ખુદાનું ચિંતન ને ખુદાના જ વિચારો કરી ભક્તિને જ પકડી રહ્યાથી માણસાઇ અવતારમાંથી ફરેસ્તાઈ અવતાર તેમણે ધારણ કર્યો છે. કેમકે સ્થુળ દેહ એ આપણે નથી, પરંતુ આપણો **વિચાર** એ જ આપણે છીએ. **તુર્કોનો** પાદશાહ સુલતાન **સલાદીન** જે ખુદાની ભક્તિ કરવામાં સદા રોકાયેલો રહેતો હતો, તે જયારે મરણ પામવા લાગ્યો ત્યારે ફરમાવી ગયો હતો કે; "કાંઇ પણ ઠાઠમાઠ કે દમામદાર પાયદસ્ત ક્રિયા ન કરતાં એક ધર્મગુરૂએ એક ભાલા ઉપર મ્હારૂં પહેરન લટકાવીને એટલું જ બોલતાં બોલતાં મ્હારાં રૂઆનની આગળ ચાલવું કે; "પૂર્વ દેશોનો જીતનાર **સલાદીન** પાદશાહ પોતાના મબલગ ખજાનામાંથી, પોતાની જાહોજલાલીમાંથી એક પહેરન અને ખુદાના નામ અને નિમાજ શિવાય બીજું કંઈ પણ પોતાની સાથે લઇ જતો નથી. જૂઓ લોકો! જનાજાની સાથે સાથે તો એની નિમાજ જ ચાલે છે!"

આપણા પાક સદ્દગુરૂ **જરસ્થોસ્તનાં** અમૃત વચનરૂપી બંદગીની દીવાલમાં જડાયા વિના, હે નસર! ત્હારાં મનરૂપી રસ્તા ઉપરનું રોડું ઠરીને સ્થિર બેસવા નહીં જ પામે. રસ્તા ઉપરનાં રોડાંને રસ્તે જતાં આવતાં સૌ કોઈ જેમ ઠોકર મારીને ગબડાવી દે છે, તેમ ત્હારૂં વગર શ્રદ્ધાનું મન પણ ઘણા ઘણા રાહમારૂઓનાં તરેહવાર વચનો સાંભળી સાંભળીને રોડાંની માફક અહિં તહિં ગબડતું જ રહે છે. માટે આપણા એક સદ્દગુરૂ પેગંબરનાં વચન રૂપી ભિંતમાં જ ત્હારૂં યકીનદાર મનરૂપી રોડું હવે વહેલો વહેલો જડી દે!

> સુગુરૂ બાંનિ ભીંતિ જટે, બિન મન થિરત ન પાઇ;
> ઇન ઉત અતિ રૂરકત ફિરે, મગરોરાકી નાઇ.

મૃત્યુ આવી ઉભું રહે ત્યારે ગાયન જોડવા ને વળી તે રાગ કાઢીને ગાવા **મેન્ટેસ્તેશ્યોને** કોણે જોમ ને જોર આપ્યું હશે કે, "મ્હારા પ્રાણનો મુખ્ત્યાર હું પ્રભુને કરૂં છું, મ્હારા જીવનો હાથ પ્રભુના હાથમાં આપું છું, અને હે પરમેશ્વર! ત્હારી દયા માગું છું!" એવું ગીત તેણે મરતી વખતે ગાયું હતું? તેનું કારણ એ જ હતું કે, તેનો ઘણો વખત બંદગીમાં જ પસાર થયો હતો. તેનું વચન એ જ હતું, કે ઇશ્વરની ભક્તિ કરવામાં રોકેલા વખતને લીધે મ્હારાં કામકાજોમાં તથા ધંધામાં જરાએ ખલલ કે હરકત નો'તી આવી. **મેન્ટેસ્તેશ્યોની** માફક **માઝદીયશનાનો**

પણ સ્પેન્ટોમદ ગાથા ભણતી વખ્તે આમ જ પ્રાર્થના કરે છે કે;

તએચા મઝદા શ્વહ્મી આદામ નિપાઓંઘહે મનો વોહૂ ઉરૂનસ્ચા અષાઉનામ નેમસ્ચા યા આર્મઇતિશ ઇઝાચા માંઝા ક્ષથ્રા વઝદંઘહા અવેમીરા.

ઓ દાદાર! નેક મનશ્નીથી કરેલી બંદગીવાળા લોકો, જેમની નેક ખસ્લત અને આબાદીને લીધે તેમના અશો થએલાં રૂવાનને ત્હારા આશ્રયમાં હું સોંપી દઉં છું, તેમનું સર્વસ્વ હું તને જ અર્પણ કરી દઉં છું; કારણ કે બદ ખસ્લતવાળાઓ જ ગીરફ્તાર થવાના છે. મ્હારી આધ્યાત્મિક ઉન્નતિ (Spiritual progress) થયા શિવાય મ્હારી આધિભૌતિક ઉન્નતિ (Material progress) નકામી છે, અને જે ખુદાવીંદ પાક ઉપર વિશ્વાસ રાખે છે તે કદિયે પણ નિરાશ થવાનો નથી; કારણ કે એક નાની સરખી મીણબત્તી પોતાનો પ્રકાશ બહુ બહુ દૂર સુધી જેમ પ્રસારે છે, તેવીજ રીતે મ્હારી એક નાની સરખી પ્રાર્થના અને મ્હારૂં ન્હાનું જે ટલું સત્કર્મ આ બાકી જગતમાં સર્વત્ર દીપી જ રહે છે. માટે હે

બંદે! મત કર પરવા કીસીકી, મત મંગ કીસીકે પાસ;
અપને સાહિબકો યાદ કર; તેરી પુરે પલકમેં આસ!

બંદા! તું કદિયે કોઇની પરવા કરતો ના; બીજા કોઇ સોડેથી યાચના ને આજીજી કરીને કાંઇ માંગતો ના; આપણા ઈશ્વરને જ યાદ કર, તેની જ પાસે માંગ, એક સપાટામાં તે મ્હોટો બાપ ત્હારી ઉમ્મેદ પાર પાડશે.

---

# સબક ૨૬ મો.

## ભકતના ડોળા આભ ઉપર, અને અભકતના ડોળા લાભ ઉપર.

"No man can hinder our private addresses to God: every man can build a chapel in his breast, himself the priest, his heart the sacrifice, and the earth he treads on the alter." *J. Taylor.*

**નસર**—ભાઈ વિરાફ! બંદગી કદાપિ કર્યે, પણ બંદગીથી કાંઇ પેટ ભરાય? પેટમાં ભભૂકા ઉઠે ત્યારે મનમાં પણ ભક્તિનું ભડકું કેમ ઉઠે? પેટ જ્યારે ખાવાનું માંગે ત્યારે મન ભગવાનને કેમ ભજે? શું ખુદાને અથવા ખુદાના પ્રકાશને કે તેના જલવાને તમે એક પણ વાર દીઠાથી તેના ઉપર બંદગીની ફીદાગીરિમાં ખેંચાયા છો? આપણ સંસારી માણસો સંસારની ખટપટોમાં ધ્યાન નહીં આપીને ચોવીસે કલાક ખુદાની પ્રાર્થના કરતા કેમ બેસી રહ્યે? વળી જ્ઞાન કે જાણ થયા વગર પેગમ્બરનાં આપેલાં શાસ્ત્રોનાં વચનો દરરોજ એક ને એક "ઓમ! ઓમ!" પટપટિયા કરતાં શું કંટાળો ન આવે? જે આસમાની ને આકાશી ને અવસ્તાઇ જબાંનોમાં આપણી બંદગીઓ છે, તેનો શું સાર છે તે સમજ્યા વગર રોજનું

રોજ એક ને એક "ઓંગી–ઓંગી" બડબડયા કરવા કોને ગમે? વગર જાણ્યું "અહુરા–અહુરા" બકવાથી લાભ શો? ખુદા કયાં છે, કેવોક છે, તેની હસતિની જરૂર શાથી માનવી, એ ગુંચવાડા જ્યાં સુધી મનમાં હોય ત્યાં સૂધી ભક્તિ કેમ થાય? જ્યાં સૂધી સંસારથી નિવૃત્તિ ને એકાંતવાસ નહિ મળે ત્યાં સૂધી મનન, ચિંતન કે ભક્તિ એક સંસારી માણસથી થાય જ નહિ.

વિરાફઃ—ભાઇ નસર! નાસ્તિક અને અધર્મી આદમીના મનમાં ખુદાની હસતિ, ખુદાનો ડર, અને ખુદાની બંદગી એ ત્રણ વાતો સિવાય બીજું સર્વ કાંઇ તો ભરેલું જ હોય છે. વઝ આતેશ નેયાબી મગર તીરેહ દુદ=અગ્નિના સોલ્લામાંથી કાળા ધુમાડા સિવાય બીજું કાંઈ જડવાનું જ નથી. ત્હારાં મનડાં ભુતડાંને જ્યાં સૂધી તું આવા વાહિયાત વિચારોથી રોકેલું રાખશે નહીં ત્યાં સૂધી ત્હને બંદગીની લ્હેર લાગશે જ નહીં. માઇકલ સ્કોટ સાથે હળી ગએલ ભુતથી રક્ષા પામવાનો માત્ર એક જ રસ્તો એ સ્કોટ સમજતો હતો, અને તે એ જ, કે આ બાબરા ભૂતને હરદમ કામમાં રોકાયલો ને ગુંથાયલો રાખવો. એ ભૂતડું તે આપણું મન છે. હે ભાઇ! તું ખુદાને જોવા માંગે છે, પણ ખુદા કાંઇ જોવાની વસ્તુ હોય તો હું ત્હને દેખાડું ને.

> "ઔર વસ્તુ ચાહિયે તૌ દીપક પ્રકાશ કરે;
> દીપકકે ચાહિવેકો દીપક ન ચાહિયે!
> ઔર સબ દેખીવેકો આંખી સુખદેવ કહે;
> આંખિનકોં દેખીવેકોં કાકોં અબ ગાહિએ.
> સૂર્યકો પ્રકાશ પાય સબકો પ્રકાશ હોત,
> સૂર્યકો પ્રકાશ જૈસેં સ્વતઃ સહરાઇએ.
> અગ્નિમાંય દાહ રૂ પ્રકાશ જૈસેં આપહિતેં,
> તૈસે સ્વં પ્રકાશ એક આતમસોં ચાહિએ!"

બીજી વસ્તુને દેખાડવાને દીવાની જરૂર પડે છે, પણ દીવાને દેખાડવાને કાંઇ દીવો જોઇતો નથી. તેમજ બીજી વસ્તુ જોવાને આંખની જરૂર પડે છે, પરંતુ તે જ આંખ્યોને જોવા સારૂ બીજી આંખોની જરૂર પડતી નથી. વળી સૂર્યનો પ્રકાશ પામીને બધી વસ્તુ પ્રકાશે છે, પણ સૂર્યનો પ્રકાશ કરવાને કોઈ બીજા સૂર્યની જરૂર પડતી નથી. અગ્નિમાં જે રીતેં બાળવાનો અને પ્રકાશ પાડવાનો ગુણ રહેલો છે, તે ગુણ મેળવવાને તે અગ્નિને બીજા અગ્નિની જરૂર રહી નથી. એ જ રીતે આત્માને વિષે પ્રકાશ ખુદ આત્માનો પોતાનો જ રહેલો છે. આત્મા પોતે જ સ્વયં પ્રકાશ છે, તો બીજા આત્માની કયાં જરૂર રહેલી છે? જે અદ્વૈત્ય એવા અહુરમઝદ એક જ છે, આ સંસારમાં ભિન્ન ભિન્ન બીજું કાંઇ પણ નથી, આ જે સર્વ માયિક છે તે અજ્ઞાનતાથી સત્યરૂપે ભાસે છે, તો પછી પોતાના આત્મા સાથે સંબંધવાળા થવું, એ જ જ્ઞાન પ્રાપ્ત કરવાનો ટુંકો માર્ગ કહેવાશે. અને વળી જ્યારે જ્ઞાન અને ભક્તિ એ બેઉ સાથે

હોય ત્યારે તો જાણે સોનું ને વળી સુગંધ સાથે મળ્યાં હોય તેના જેવો આનંદ જ આનંદ થાય. હે ભાઇ ! આ ખલકતમાં પહેલાં કાંઇ જ ન હતું. આ આપણી દુન્યાંની ઉત્પત્તિની પહેલાં કેવળ એક જ અહુર્મઝદ વ્યાપી રહેલા હતા; માટે અજન્મા મહાન આત્મા તે પોતે જ છે. તે સાહેબે આ સૃષ્ટિ અને આ જગત્ રચવાનો વિચાર કરીને, તેની રચના તે એકે જ કલ્પવાથી આ સર્વ ઉત્પન્ન થયું; તે માલિકે ઇચ્છા કરીને એક શુદ્ધ અવાજ કર્યો, જેને પહેલો અવાજ કહે છે, તે "પહેલા અવાજ" ના પહેલા ધ્વનિથી આ જગત્ આપો આપ રચાઇ ગયું છે. ઘણી ખરી બધી પ્રજાઓ અને મહાત્માઓ પ્રભુના તે ધ્વનિમાંથી જગત્ રચના રચાઈ એવું માની ગયા છે. હિંદુઓમાં ૐ: એવો ધ્વનિ પરમેશ્વરે પ્રથમ કાઢેલો માનવામાં આવે છે. ૐ: આપણા ધર્મના અષાઉમ અથવા અહુમને લગભગ મળતો છે. "કુન ફ્ય કુન" એ પણ એ જ અર્થે વપરાયો છે.

અંગ્રેજી શબ્દ Amen ને સહેજ મળતો આ ૐ: શબ્દ છે. સાવીત્રી દેવીને ૐ: ઉચ્ચાર વારંવાર ખુશાલીના પ્રસંગે પોકારતી કહી છે, જેનો અર્થ "તેવું થાવ" એવો થાય છે. બ્રાહ્મણો પોતાના પાઠો ને ભજનો શરૂ કરતાં અને પૂરાં કરતાં ૐ: અવાજ કાઢે છે. સાધુ સંતો એજ ધ્વનિ નાભી કમળમાંથી પોકારે છે. "ૐ: મની પદ્મે હુમ" એવું વાકય ટીબેટ ને મોંગોલીઆમાં ઝોળીમાંનાં બચ્ચાંને બોલતાં શિખવે છે; ને મરતી વખતે ઘણે ભાગે એ જ ઉચ્ચાર કરીને ત્યાંના રહીસો મરે છે; જેથી તેઓ સ્વર્ગમાં પહોંચતા માને છે. અહુરાના "અષાઉમ" ધ્વનિ બહાર કાઢવાના મહા કાર્યને હસી ન નાખો ભાઈ! ૐ: કે "અષાઉમ અહુરમઝ્દ" એ બડબડાટના શબ્દો નથી ભાઈ. આ અક્ષરો જ સર્વત્ર છે. એ ૐકારનો સાદો અર્થ તો એ જ છે કે, ભુતકાળ, વર્તમાન, અને ભવિષ્ય આ બધામાં ૐકાર છે, જેથી બંદગી કરનારાઓ માટે મંત્રો કે માથ્રવાણી રચી જનારા મહા સાહેબોએ જોડેલાં ભક્તિનાં ભજનોમાં અઊમનો અવાજ વારંવાર અજાણપણે ભકતોથી થયા જ કરે છે. આ પવિત્ર મંત્ર ઉચ્ચારતાં કંટાળો કે થાક લાગે જ નહીં. એ ખુદાઈ અવાજે શુદ્ધ રીતે ભણતાં ભણતાં આપણે તે કીરતારની નકલ કરતા થઈ પડયે છિયે, ને પછી તેવા થવા માંડયે છિયે. શાહનામામાં ફીરદૂશી કહી ગયા છે કે;

દો ગેતી પદીદ આમદ અઝ કાફો નુન;
ચેરા નેહ બ ફર્માને ઉ દર ન ચૂન ?

કાફ અને નુન એ ઉચ્ચાર ખુદાતાલાએ ઉચ્ચારતાં જ આ અને પેલી જેહાંન ઉત્પન્ન થઈ ચુકી છે; એવા તે નહીં માપ કરી શકાય તેવા મોટા હાકેમના હુકમ વિષે ચુનોચેરા કરીને વખત ગુમાવવો વ્યર્થ છે ભાઈ. કાફ અને નુન એ બે અક્ષરથી અરબ્બી ભાષાનો કુન શબ્દ થાય છે. કુન એટલે "થઈ જા!" અર્થાત; અહુરમઝદના પવિત્ર મુખ કમળમાંથી "કુન" એટલે થા ! એવા હુકમ નિકળતાં જ તુરત આ લોક અને પરલોક સર્વ ઉત્પન્ન થયાં. છેવટે વિચાર કરતાં ત્હને જણાશે

કે, "આ જગત એ તો માત્ર ભ્રાંતિ છે; માયાનો પસારો છે." એમ સમજીને તેને સંકોચતો સંકોચતો તું જો તેનાં મૂળ તરફ જાયા કરે તો અંતે પોતેજ **એક ઈશ્વર** રહે. દીવામાંથી કે સૂરજમાંથી કિરણો નિકળી ફેલાય છે, અને તેમાં કંઇ કંઇ રંગ ને ઢંગ ભાસે છે, તે બધાંનો વિચાર ન કરતાં એ કિરણો કયાંથી નિકળે છે એ જોતાં દીવાનું અને સૂરજનું જેમ જ્ઞાન થાય છે, તેમ એક અહુરા જ સર્વમાં છુપો રહેલો જણાય છે. તે સર્વ વ્યાપી છે. અને સર્વ જીવોનો અંતરઆત્મા તે જ છે. આપણાં કર્મનો મુખી પણ તે જ છે. સર્વ જીવોમાં એનો જ વાસો છે. તે શાક્ષી છે, ચેતન છે, પણ નિર્ગુણ ને નિરાકાર છે. તેનું ને તેનું ધક ધ્યાન કીધાથી, તેને જ ચાહ્યાથી તું જ્યાં જોશે ત્યાં ત્હને તેનું જ સ્વરૂપ દેખાશે. સરદાર ડયુરેન્ડાર્ટી પોતાના વ્હાલા બેલેર્મીને એટલો તો ચાહતો હતો, તેણે બેલેર્મીની સાત સાત વર્ષ વેર એવી તો સેવા ચાકરી કરી હતી કે, જ્યારે રોન્સેસવાલીસની લડાઈમાં તે માર્યો ગયો ત્યારે મરતે મરતે પોતાના પિત્રાંઈ મોન્ટેસીનોસને મરતી વખતની એટલી જ ઈચ્છા જણાવીને મરણ પામ્યો હતો કે; "મ્હારૂં જીગર ચીરી કાઢીને બેલેર્માને સ્વાધીન કરવું. તેમાંથી '**બેલેર્મા**! બેલેર્મા!' એવાજ અવાજો હમેશાં નિકળશે!" અને **બેલેર્માનું** ધક ધ્યાન બસ ડયુરેન્ડાર્ટી ઉપર જ સદા કાળ ચોંટેલું હોવાથી તેને પણ "બેલેર્મા!-બેલેર્મા!" એવાજ અવાજો પોતાના આશકનાં જીગરમાંથી સંભળાયા હતા! એ પ્રમાણે હે ભાઈ! **રામ** તો તેને જ મળે છે, કે જે કોઈ **હનુમાન**ની પેઠે હીરાના હારોને અને મોતીની માળાઓને ફેંકી દઇને કહે કેઃ—"જેમાં **રામ** નથી એવા આ હીરા મોતીના ઢગલાનાં ઈનામને હું શું કરૂં?" અને તેનું જીગર પણ એવું કે, જ્યારે હનુમાનનું જીગર ચીરવામાં આવ્યું ત્યારે બધેબધ જેમ **રામ** શબ્દોજ દીઠામાં આવ્યા હતા તેમ તેના જીગરમાંથી અહુરા–અહુરાના શ્વાસોશ્વાસ સંભળાય.

**देहेंद्रिय मनोबुद्धि प्रकृतिभ्यो विलक्षणम् ।**
**तद्वृत्ति साक्षिणं विद्यादात्मानं राजवत्सदा ॥**

જેમ રાજા પોતાની રાજસભામાં બેઠેલા રાજદ્વારી પુરૂષોનો સાક્ષી તથા પ્રેરક હોવા છતાં તે દરબારીઓથી જૂદો જ છે, તેમ આત્મા પણ શરીર, ઇંદ્રિયો, મન, બુદ્ધિ. અને પ્રકૃતિ, એ સઘળાંથી વિલક્ષણ અને જુદો જ છે; તો હે ભાઇ, તેને આ આંખોએ જોવાની તું આશા જ નહીં રાખ; ભક્તિ કરવાની તલબ કર; જેથી ત્હારી અંદરની મિચાઈ રહેલી આંખો ઉઘડી જઈ પ્રગટ થશે. હે નસર! હવે એકાંતમાં ત્હારા પોતાના આત્મા સાથે સંબંધવાળો થઈ જા, તું પણ તે સત્યના પ્રકાશને પરખી લેશે.

---

## સબક ૨૭ મો.

### બંદગી રૂપી કીટ, જ્ઞાન રૂપ ભમરી થઇ જાય.

O, speed the moment on
When Wrong shall cease, and Liberty and Love.

And Truth and Right throughout the world be known
As in their home above.—*Whi tier.*

**નસર:**—શું બધા જ બંદગી કરવાવાળા લોકો આમ ખુદા ઉપર દિવાના થઇ શકતા હશે? શું લોકોને દેખાડવા સારૂ ભકિત કરનારા ઢોંગી લોકોને આમ તે કાંઇ ઇશ્વરનો પ્રેમ ને વિશ્વાસ થતો હશે? આવી એસ્કે હકીકીમાં હું નહિ માનતો ભાઇ!

**વિરાફ:**—ભાઇ, ખોટી અને ઢોંગી ભક્તિમાંથી પણ ઘણાઓ સાચા ને જોરાવર ભક્તો થઇ શકયા છે. જે **રતના** ભીલની ખોટી ભક્તિ હતી તે જ રૂષિ થયા, અને તે જ રૂષિ **વાલ્મિક**ના હાડકાંની માળામાંથી **રામ**નો જ ઉચ્ચાર સંભળાતો હતો. તેમ જ છેવટ દહાડાઓ ઉપર તો **અહુરનો** નાદ ત્હારામાંથી પણ નિકળશે, અને તે કદાચ હુંજ સાંભળીશ. માટે ઝટ તે દરજ્જે પહોંચવા સારૂ તું હરદમ અશો માણસોની જોડે બેસવાનું કર; હમેશાં સાધુ ચરિતના માણસોની જ સંગત કર; વિવાદ અને મિત્રતા પણ સંતો, સદગુણી અશો નરો જોડે જ કર; નાસ્તિક માણસોની જોડે ફરવાનું પણ હવે બંધ કર.

न पृथ्वी न जलं नाग्निर्न वायुर्घौर्नवा भवान्।
एषां साक्षिणमात्मानं चिद्रूपं विद्धि मुक्तये॥

ભાઇ! તું પૃથ્વી નથી, તું જલ નથી, તું પ્રકાશ નથી, તું વાયુ નથી, અને આકાશ પણ તું નથી. મુકત થવાને માટે એ સર્વનો સાક્ષી ચેતન રૂપ તું પોતાને જ જાણ. Know thyself. સંસારનો ત્યાગ કરીને એકદમ ગોશ્નેનશીન થવાથી, કે ધંધો ધાપો છોડી બેસીને સંસારથી વિરક્ત થવાથી પણ કાંઇ ત્હારાં ચિત્તને નચિંતાઇ કે શાંતિ મળવાની નથી. ત્હારી વૃત્તિ ચંચળ અને અસ્થિર જ છે તો ત્હારી શાંતિમાં જરા જરામાં ખલલ પાડવા માટે ન્હાની ન્હાની વાતો તો આ જગતમાં ઘણી ઘણી પડેલી છે. ત્હારા જેવા માણસના મનમાં બેચેની ઉત્પન્ન કરવા માટે નજીવી વાતો પણ મહાભારત ચિંતા કરાવનારી થઇ પડે છે. જો ત્હારૂં મન શાંત ન હશે તો ગમે એવી શીતળ શાંતિવાળી ટેકરીઓએ બેસવાથી પણ ત્હને કાંઈ ફાયદો થનાર નથી. કામકાજમાંથી ફારેગ થઇને જ્યારે એકાંત બેસવાનું પણ તું કરશે, તે વખતે પણ ત્હારો અંત્તર આત્મા તો ત્હારા મનનો જવાબ લેવાને તત્પર થઇ જશે. તો પણ બંદગી કરતી વેળાએ ત્હારા મનને જો તેમાં જ સંપૂર્ણ જોડી રાખશે તો તે બંદગી ઘણી જ સહેલી ને સારી થઈ શકશે; એટલું જ નહીં, પણ વધારે ને વધારે ઉત્તમ પ્રકારે પ્રાર્થના કરવાનું ત્હારૂં બળ અને ત્હારૂં જોર વધતું જ જશે; અને નિત ઉઠીને ત્હારી વૃદ્ધિ જ થતી રહેશે. હમણાથી જ ઇશ્વર કોણ? કેવો? અને શું છે? એવી એવી ભાંજગડમાં પડવાનું તું માંડી વાળ, અને પાદિયાબ કુસ્તી કરીને થોડીક ઘડી યથા અષેમ ભણવા બેસી જ જા ભાઇ.

લ્હેર પૂછે દરિયાવ કો, મુજકુ જલ દરશાવ?
તુમ તો જલકા જલ ભયા, તેસ લ્હેરી સ્વભાવ મિટાવ!

દરિયાના મોજાઓની લ્હેરીએ (છોળે) દરિયાને પ્રશ્ન કર્યો કે, તું મ્હને ત્હારાં પાણીને દેખાડ, અને હું જોઉં કે પાણી તે કેવુંક છે! ત્યારે દરિયાએ ઉત્તર દીધો કે; "હે લ્હેરી! તું પોતે જ પાણી છે, તું હાલ એટલું જ કર, કે ત્હારી આ છલંગો મારીને તુફાન મચાવવાની ખટપટ છાંડી મેલ, અને તે પછી તું પોતે પાણી છે જ તે આપોઆપ પાણી થઈને જ રહેશે. સમુદ્રમાં જરાએ જગા એવી નથી, કે જ્યાં પાણી ન હોય. તેમ જ આખી ખલ્કતમાં એવું એકે સ્થાન નથી, કે જ્યાં પરમાત્મા વસતો ન હોય. પરમેશ્વર પોતે પણ કહે છે કે;

अहं भवान्न चान्यस्त्वं त्वमेवाहं विचक्ष्व भो।
न नौ पश्यन्ति कवयश्छिद्रं जातु मनागपि॥

હે જીવ! હું છું તે જ તું પણ છે. મ્હારાથી તું કાંઈ જૂદો નથી. તું છે તે જ હું છું. એમ મ્હારૂં તથા ત્હારૂં એકરૂપણું વિચારી જો. હે જીવ! જે જે જ્ઞાનવાન મહા પુરૂષો છે તે તે આપણ બન્નેમાં કોઈ સમયે જરા પણ ભેદ દેખતા જ નથી. જેઓ અજ્ઞાની છે તેવા જ લોકો આ હકીકત સમજી શકતા નથી. હે અજ્ઞાની! જો કે મ્હને પોતાને ત્રણે લોકમાં કાંઇ કર્તવ્ય કે કામ કરવાની જરૂર રહેલી નથી, તેમ કાંઇ અપ્રાપ્ત પદાર્થ પ્રાપ્ત કરવાનુંએ રહેલું નથી; છતાં હું જેવો ઇશ્વર પણ ચાલુ કર્મ કર્યો જ જાઉં છું; માટે મ્હારા જેવી લાયકાત ત્હારામાં નથી એમ માની લઇને તેવી લાયકાત પ્રાપ્ત કરવી હોય તો તું રૂપી હુંની, અને હુંરૂપી તું ત્હારી જ ભક્તિને પકડ.

"મનવા ભજી લે હરી; વિચારો ભમના દમતા બંધ કરી!—મનવા.
હરીને ભજ્યાથી ભવ દુઃખ ટળશે, જનમ ન આવે ફરી!—મનવા.
કુછંદ ફંદને અળગા કરીને, ખેલી લેને બાજી ખરી!—મનવા.
પુન્ય દાન ધરા ધર્મ કરીને, જાને તું ત્રિવેણી તરી!
બાપળિયા પ્રભુ નામિ ભજીને, બેસી જા ઠેકાણે ઠરી!—મનવા."

નસરઃ—ભાઇ, આ સંસારના ઉછળતા ભવસાગરના મોજાઓની ગડબડામાં એકચિતે બંદગી તો કેમ જ થઈ શકે?

વિશારદઃ—ભાઇ નસર! ત્યારે બંદગી માટે તમે તો એકાંતનો ઉપયોગ કર. વળી આજે જે ક્રિયા જે સમયે કરે તે આવતી કાલે પણ તેજ વખતે કર; એક પળનો પણ ફેર પડવા નહીં દે; અને બનતાં સૂધી જે જગોએ બેસીને આજે બંદગી કીધી તે જ જગોએ કાલે પણ એકાંતે બંદગી કરવા બેસ, પછી ત્હને ખરા વિચારો ઉત્પન્ન થશે, કે પાછી ભક્તિ કરૂં કે નહીં કરૂં! ઇંગ્લાંડના રાજા વિલિયમ મરણ પામતાં જ મહારાણી વિકટોરિયાને જ્યારે રાણીપદ પ્રાપ્ત થયાની વધામણી પહોંચાડવામાં

આવી, ત્યારે તેમની પહેલી માંગણી એ હતી કે; "મ્હને બે કલાક એકાંતમાં ગાળવા દ્યો!" અને એકાંતે બેસવાથીજ તેમનામાં શુદ્ધ ને શુભ વિચારોના નિશ્ચયો થયા હતા. તો પણ હે ભાઇ! એકાંતવાસ સુખકર નિવડે કિંવા દુઃખકર નિવડે તેમો આધાર તો ત્હારી પોતાની જાતના ઉપર જ, અને ત્હારી કુદ્રતી પ્રકૃતિ ઉપર જ લટકેલો રહેશે. આંખ, કાન, નાક, જીભ, અને ચામડીનાં કોઈ પણ કામ હવે ત્હારે કરવાનાં જ નથી, અને હોય તો તે ઝટપટ આટોપી લઈને નચિંત મન રાખીને બંદગી કરવા બેસ, કેમકે ત્હારાં સંસારિક ચાલુ કામોની વ્યવસ્થા કીધા શિવાય ત્હારૂં ચિત્ત ચોંટવાનું નથી. વ્યવસ્થા (Order) એ પરમેશ્વરનો સપ્પર પહેલો નિયમ છે. સૃષ્ટિ રચનામાં ગેર વ્યવસ્થા હોતી જ નથી. સંસાર વહેવારમાં કે જાહેર કામોમાં વ્યવસ્થા જો ન રાખવામાં આવે તો કુદ્રતના કારોબારમાં પણ વિક્ષેપ આવે. માટે બંદગીને માટે પણ જગા, વખત, અને સ્થિતિને સારૂ વ્યવસ્થા કરી રાખવી સજાવાર છે. તે જગા કે વખત લોકોને બતાવી શકાય એવાં ન રાખવાં. બંદગી વખતની સ્થિતિ પણ લોકો નહીં જૂએ તેવી જ રાખવી. જે ધણી લોકોમાં પોતાને ભલો કહે-વડાવવા સારૂ પોતાની ખાહેસ તથા શેહુવતને તજીને ભક્ત થઇ બેસે તેણે તો હલાલની શેહવતને તથા વૈભવને તજ્યો ને હરામનો વૈભવ પકડયો એમ જ કહેવાય.

આબેદ કે ન અઝ બેહેરે ખુદા ગુશે નશીનદ;
બીચારે દર આઇનએ તારીક ચે બીનદ?

જે આબેદ કે ખુદાને વાસ્તે એકાંતમાં નહીં બેસે, ને લોકોને દેખાડવા સારૂ ગોશેનશીન થાય, તે બિચારો અંધારી આરસીમાં તે વળી શું જોઈ શકવાનો હતો? જેની અંદર ખરેખરા જ્ઞાનનો પ્રકાશ થયો છે તે જ માણસ ખરો ગુફેનશીન કહેવાય, બાકી તો બધા નામના જ સાધુ સંતો સમજવા. જેના દિલમાં અહુરમઝદ વીશે સાચો પ્રેમ પેસી ગયો છે, તેને તો જીવતે કે મરતે તેની જ યાદ આવવાની; અને જેનો જેવો પ્રેમ અને વિશ્વાસ તેવી જ તેની ભવિષ્યની જીંદગી પણ બંધા-વાની. પ્રેયરને (ભકિતને) પટપટારો સમજનારા મીરેબોએ મરવાની કટોકટ ઘડીએ પોતાની ઇચ્છા જણાવી હતી કે; "મ્હને વધુ પ્રમાણમાં અફીણનો અર્ક પાવ, કે જેથી હું હમેશગીનો એટલે મરણ પછીના અનંત કાળનો જરા પણ ખ્યાલ નહીં કરી શકું, અને હવે પછી શું થશે તેનો વિચાર પણ હું નહીં કરી શકું!" આ દુન્યાની તેની માયાનો સજડ બોધ તેનાં વચનો ઉપરથી થાય છે. તે કાંઇ બ્હેલો મુક્તિ પામે નહીં. ખુદાઈ બરક્કત ઉપર શ્રદ્ધા રાખનારા મહાન વકતા બર્કે ગુજરતી વખ્તે આગળ ઉભેલાં સર્વને આશીર્વાદ આપતાં કહી દીધું હતું:— God bless you! ખુદા તહમારૂં કલ્યાણ કરો! ભક્ત ઇરવીંગ તો મરતી વખ્તે આમ બોલ્યા હતા કે; "જીવતે કે મરતે હું તો પ્રભુનો જ છું!" આ વાકય તેને પ્રભુનો સાચો સેવક પૂરવાર કરતું હોવાથી તે પાછો જન્મ શા માટે લેશે? સર

જે. રેનોલ્ડસ મરતી ઘડીએ બોલવા લાગ્યા હતા કે; "હું જાણું છું કે, પૃથ્વી ઉપરની સઘળી વસ્તુનો અંત્ત તો છે જ, અને હવે તે અંત્ત મ્હારો પણ આ રહ્યો, આવે છે!" એમ બોલી ગચકડું કાઢીને પ્રાણ મૂકી દીધો હતો. એ આવતે જન્મે તત્વવેત્તા તરીકે કાં નહીં ઉત્પન્ન થશે? **નસરઃ**—પરન્તુ મંત્રો કે માથ્રવાણીમાં શું ભરેલું છે, તે તત્વ સમજ્યા સિવાય આવા પ્રકારની ઉસ્તવારી શી રીતે થાય? **વિરાફ**ઃ—હે ભાઇ નસર! ધર્મનાં પવિત્ર મંત્રોના અર્થ જાણવાની કે શુદ્ધ ઉચ્ચાર કરવાની માથાફોડમાં પણ તું હાલ ના પડ. આપણા પેગમ્બર સાહેબનાં વચનો અને મંત્રો તે તો જેવાં જેવાં ડોકટરોનાં પ્રિસ્ક્રીપશન હોય છે તેવાં જ સમજી લેવાં. દરદી જાણતો નથી કે, ડોકટરે પ્રિસ્ક્રીપશનમાં શી શી દવાઇઓ લખી, ને કમ્પાઉંડરે શીશીમાં શી શી દવાઈ ભરી આપી, પણ ડોકટર ઉપર એતેકાદ રાખીને સારૂં થવાની ઉમેદમાં જ દરદી તે ઓસડ પીયે છે; તેમજ આપણા મનોવિકાર દૂર કરનારા ડોકટર જરથોસ્ત સાહેબનાં આપેલાં મંત્રો યકીનદારીથી ભણવાથી આપણ મનો-વિકારવાળાં દરદીઓને આરામ જ થાય છે. અંધારે ખાવ તોએ ગોળ કે શાકર તો ગળ્યાં જ લાગે, ને મરચાં મરી તીખાં જ લાગે. તેમજ, વૈદનાં ઓસડ અને પેગમ્બરોનાં ગોઠવી આપેલાં મંત્રો તો અજાણપણે પણ લાભ જ કરે.

તત અસ્તિ માંથ્રહે સ્પેન્ત અમવસ્તેમેમ, તત વેરેથ્રવસ્તેમેમ, તત ખરેનંઘઉ-હસ્તેમેમ, તત યાસ્કેરેસ્તેમેમ, તત વારેથ્રઘ્નયોતેમેમ, તત બએષઝયોતેમેમ, તત ત્બએષો તઉર્વયાંરતેમેમ દએવનામ મષ્યાનાગ્ચ, તત વિસ્પહે અંઘહેઉશ અસ્તવતો મન અસ્તિ વીજધમિશ્તેમ, તત વીસ્પહે અંઘહેઉશ અસ્તવતો અંઘહવામ અસ્તિ વીમરેઝિશ્તેમ. (હોરમઝદ યશ્ત)

મંત્રો, માથ, અને પવિત્ર વાણીના કલામો દુઃખમાં ઘણાજ હિમ્મત આપ-નારા, કામકાજમાં ઘણી ફતેહ આપનારા, ઘણાજ પ્રકાશિત ઓરેહથી હુમલાને મારી હઠાવી સૌથી સરસ અસર ઉત્પન્ન કરનારા, શત્રુઓને ફતેહમંદ રીતે મારનારા, રોગી કે દર્દીને વહેલી તંદોરસ્તી આપનારા, દુષ્ટ શક્તિઓ તથા દુષ્ટ શત્રુઓની ખરાબીઓને ભારે શિકસ્ત આપનારા, જ્યારે આપણું મન આકુળ વ્યાકુળ હોય ત્યારે મનને શાન્ત પાડનારા, આપણામાં વિકાર ઉત્પન્ન થયા હોય તે સર્વને સ્વચ્છ કરી નાખનારા હોય છે. માટે જ્યારે કોઇ પણ જાતનાં દુઃખ દર્દી આવી પડયાં હોય ત્યારે જેના તેના ધર્મના ધાર્મિક મંત્રો અને માથ્રવાણી એક ચિત્તે ભણવાથી જરૂર શાન્તિ થયા વિના રહેતી નથી. માણસ એક જ સમયમાં બે વિષય ઉપર મન ચોંટાડી શકતો નથી. માટે જે વેળાએ બંદગી કર્યે તે વેળાએ સંસારી ખટપટોમાં મનને પરોવવું જ નહીં. નેપોલ્યન એક જ કામ એકકી વેળાએ કરવાના નિયમવાળો નો'તો; જેથી તે "અશકય" કાંઈ જ નથી એમ કહેતો. જો કે એકાગ્રતા રાખવાથી જ દરેક માણસ એક કામ હાથમાં લઈ પાર પાડી શકે છે, તો પણ આ નિયમનો નેપોલ્યન એકલો જ અપવાદ હતો. ત્યારે જ તો

ઘણું કામ એકકી વેળાએ માથે લેવાથી વોટરલુની લડાઇમાં તે માત થયો હતો.

एक एव चरे धर्म्मं न धर्म्मं ध्वजिको भवेत् ।
धर्म्मा वाणिज्यका ह्येत ये धर्म्ममुपभुंजते ॥

ધર્મ ધ્યાન એકલાએ કરવું; તો પણ ધર્મ કીધાથી પોષણ થાય એવા ઇરાદાથી જ ધર્મ ધ્યાન કરવાનું નથી. જેઓ ફલ મેળવવાની જ આશા રાખીને ધર્મ ધ્યાન કરે તેઓ તો ધર્મનો વેપાર ચલાવનારા વેપારી છે. જે માણસો ધર્મને વેપાર ગણીને તેના યોગથી માત્ર ફલ પ્રાપ્ત થવાનું જ માગે તેઓ તો હીન અને અધર્મી છે; અને તેમને તેમના એવા સ્વાર્થી ધર્મનું ફલ મળતું નથી.

કબીર ! મન નિશ્ચલ કરો, ગોવિંદ કે ગુન ગાય;
નિશ્ચલ બિના ન પાઇયેં, કોટિક કરો ઉપાય.

પરમેશ્વરે રચેલી સૃષ્ટિની આ બધી સુંદરતા, અને અજબ સંજોગોની ગુંથણીઓના ગુણો ગાઇ, તેના વીશે લ્હેર લગાડીને સંસારિક ગુંચવણો ઉપરથી મનને ઉઠાડી લેવાની ટેવ પાડો, અને તેને બીજી ત્રીજી ગમ ભમતું અટકાવવાની માત્ર તમે ચાલુ ને ચાલુ કોશીશો કર્યા કરો. એ અભ્યાસ પડયા વગર એ ભૂટડું મન શાંત થશે જ નહીં. તમારા મનને ભક્તિનો રંગ ચઢાવ્યા વગર તે ઠેકાણે પડનાર જ નથી.

---

## સબક ૨૮ મો.

### બંદગી તો મેળવવાની કોશીશ કરશેઃ બીબંદગી તો ગુમાવવામાં રોકાશે.

"Let every man study his progress, and read his duty in his petitions. For the body of our prayer is the sum of our duty; and as we must ask of God whatsoever we need, so we must labour for all that we ask."

**વિરાફઃ**—ભાઇ નસર ! એચર્ડ ખાંદાંનના નબીરાઓની માફક તું આમ જ હિમ્મત રાખ, કે ખુદા અમારી સાથે ને સાથે જ છે, જેથી અમોને કહિ પણ કોઇ માણુસ હડકાતી કાઢશે નહીં, કે કોઇ રાજાથી દેશનિકાલ પણ કાઢી શકાશે નહીં.

**નસરઃ**—આવો પરવરદેગાર, જેને વીશે કાંઇ જ સમજ પડતી નથી, તેને આપણે કઇ બંદગીથી આપણો પોતાનો જ કરી શકીએ ?

**વિરાફઃ**—સગાં વ્હાલાં કે દોસ્ત આશનાવોનો પણ પ્રેમ ન મેળવતાં ઘણાકો ઘણા મુઝાય છે, પરંતુ તેઓ જાણતા નથી, કે પ્રેમ ન આપ્યાથી જ તેમને પ્રેમ મળતો નથી. માટે જીસસે કહ્યું છે તેમ હું ત્હને શિખામણ આપું છું કે, તું ત્હારા દુશમનોને પણ ચાહ. જે ત્હને શ્રાપ દે તેનું પણ તું કલ્યાણ કર. જે ત્હને ધિક્કારે તેનુંએ ભલું કર. ત્હારા ઉપર દ્વેષ રાખી ત્હને જે હેરાન કરતો હોય

તેનું પણ ભલું થવા માટે ઇશ્વરની પ્રાર્થના કર! એમ કીધાથી જે સ્વર્ગમાં રહેલો ત્હારો અન્નદાતા ત્હને પોતાનું વ્હાલું બચ્ચું ગણશે; તો જો કે ભલા ભુંડા બન્નેને માટે તે માલેક સૂર્ય ઉગાડે છે, અને જેઓ બંદગી કરે છે તેઓ માટે, તેમ જ જેઓ બંદગી નથી કરતા તે બન્ને માટે વરસાદ તો વરસાવ્યો જ જાય છે.

બ યઝદાન ગેરાએદ હમી જાનો મન;
કે આન દીદમ અઝ રંજ દર્માને મન.

ભાઇ! મ્હારો તો જીવ અને જાન તે પાક પરવરદેગાર તરફ જ ઝઝુમી રહેલો છે, કેમજે મેં તો અનુભવસિદ્ધ ખાત્રી કરી છે, કે મ્હારાં સંકટોમાંથી અને મ્હારી મુશ્કેલીઓમાંથી મ્હારૂં તારણ કરનારો તે માલેકે પાક જ મ્હને તો જણાયો છે. ભાઈ! તું ત્હારૂં કામ ધંધો યકીનદારીથી કર, પરંતુ ત્હારૂં સપ્પર પહેલું કામ ને ધંધો અહુરમઝદને ખુશનુદ કરવાનો જ સમજી લે. તેની પ્રસાદી જો ત્હને મળશે તો ત્હારાં બધાં કામોમાં ત્હને હાંસલ જ થશે. દરેક કામ કરતી વેળાએ "બ નામે યઝદાન બક્ષાએશગર દાદાર!" એટલું શરૂઆતમાં બોલજે કે; બેહદ દયાના સાહેબ અને બખશેશોના કરનારા યઝદાનના નામથી! ત્યારે જ તું તમામ હસ્તી પરમાત્મામાં રહેલી જોશે, અને પરમાત્માને તું અનુભવશે. પછી ત્હારી તમામ મુશ્કેલીઓનો ગભરાટ ત્હને લાગશે જ નહીં. એક જ ચિત્તે એક જ કામ એક જ વખ્તે સાધવાનો તું અભ્યાસ પાડ. પાસે એક પાઇ પણ જ્યારે ન હતી ત્યારે ડો. ચાલ્સ કુલીસે બહીના રોગથી દુઃખી થતાંઓને ઉગારવાને સારૂ પરવરદેગારની માત્ર બંદગી કર્યા કીધી, અને બોસ્ટનમાં બંદગીના બળથી ક્ષય રોગના દર્દીઓ માટે એક મ્હોટી હોસ્પીટલ ચલાવી હતી. જ્યારે પૈસા ખૂટી પડતા ત્યારે તે એકાંતમાં જઇને બંદગી કરતો, અને ન ધારેલે ઠેકાણેથી નાણાંની ચમત્કારિક મદદો આપો આપ ચાલી આવતી હતી. એટલા માટે બંદાને પેદા કરનાર બંદેનવાજ સાથે જો તું એકતાર થશે, મનુષ્ય અને ખુદા એ બન્નેમાં દયાળુ ભાવનું જોડાણ જો તું બંદગીથી જ મજબુત કરશે, તો ખુદાના આશિર્વાદ ત્હારાં દરેક કાર્યો ઉપર જરૂર જ ઉતરશે.

નેમો વોહુ, નેમો વહિશ્તેમ, ઝરથુશ્ત્ર ગએથાઅયો.

ઓ જરથુશ્ત્ર! દુનિયાના લોકોનાં ભલને માટે, ફાયદાને માટે, બંદગી જ સારી છે; બંદગી એક સૌથી સરસ છે. લાભ અને સવાબ સમજીને સઘળા બંદગી કરનારાઓ સોળે કળાએ પૂર્ણ એવા પરવર બાપને શરણે જાય છે. તેની સેવા કરવામાં નથી દામ બેસતું કે નથી કાંઇ મહેનત પડતી; પણ જે જીભે પરવરદેગારના જશ ગાયા છે તે જીભ જે કાંઇ બોલે છે તે સિધ્ધ થાય એવી તેનામાં શક્તિ આવે છે. પ્રભુને જે શિરોમણિ માને છે તેના જ ભાગ્યને ધન્ય છે. એવા

ખુદાપરસ્ત ખુદાના બંદાને, દાદારના બંદાને, ગમે એવાં સંકટમાં વિશ્વાસ રહે છે, કે તેને આંચ આવશે તો તે પરવરદેગાર છે જ, અહુરમઝદ જેવા સરદાર ધણીની છાયા છે જ. માટે હે ખુદાના બંદા ! એવા ધણીની ભક્તિનો લાભ ત્હારાં ઘરને આંગણે સદા ધરી રાખ, અને તેના શિવાય કોઇ અકબરના અકબર પાદશાહની પણ તું ઉમેદ ના રાખ. તું તે એકલાની ખુશામદ કર, બીજાની ખુશામદની જરૂર નથી.

"એકકું છોડ દુજાકું ભજે, રસનાહિ કટે વોહી લબ્બડકી;
કલકે ગુનિયાં દુન્યાંકું ભજે, સિર બાંધત પોટ અતબ્બરકી.
શ્રીપતિ એક ગોવિંદ રટે, નહિ માનત શકકું જબ્બરકી;
જિનકું હરિકી પરતીત નહિ, સો કરો મીલ આશ અકબ્બરકી."

નસરઃ—હું ચુપાચુપ બંદગી કરવા જાઉં છું, પરંતુ તેમાં મ્હને તો વારંવાર મ્હારા સંસારની ચિંતા અને ધંધાની ફીકર જ યાદ આવે છે; મ્હારૂં ચિત્ત એક પળ વાર પણ તેના ઉપર ચોંટાડેલું ચોંટતું નથી તેને હું શું કરૂં ? એવો તે કોણ હશે !

વિરાફઃ—હે ભાઇ ! બધા લોકો પોતાનાં મનની મારફતે જેનું મનન કરી શકતા નથી, પરંતુ બધાના મનની દરેક વાતો જે જાણે છે તેને જ તમે અહુરો કરીને જાણો. કેટલાક લોકો નાશ થનારી અને હદથી બાંધી લીધેલી એવી વસ્તુઓ અથવા નાચીજ માણસોની પ્રાર્થના કરે છે, તેઓ તો અહુરમઝદને જાણતા જ નથી. અહુરાના જ વિચારમાં તમારાં જીગરને ગુંથી લો, તેની ભક્તિમાં બધું જ વિસરી જાવ, તે મઝદાને જ તમારૂં સર્વ કાંઇ અર્પણ કરવાની ટેવ પાડો, અને તેને નમીને ચાલો, પછી તે માલિક તમારો જ થઇને રહેશે. તેને જ આશરે જાવ. તેના છાયામાં શોક કે ગમ નથી જ. તેનો પગ પકડવાથી તમેં પાપમાંથી ઉગરશો.

પાપ કરે સો પાપ કર, પાપ કરે પુન હોય;
પાપ કરે સો તીરે, પાપ કરો સૌ કોય.

એક નાસ્તિક પાપી માણસ હશે તો આ લીટિનો અર્થ એવો જ કરીને હરખાશે કે, પાપ કરતો હોય તો પાપ જ કર્યો જા, પાપ કરશે તો જ પુન્ય લાગશેં; પાપો કરશે તો જ ભવસાગર તરી જશે, માટે બધાંઓ પાપ જ કરો ! પરન્તુ જે આસ્તિક ખુદાનો બંદો હશે તે ઉપલી લીટિનો એવો જ અર્થ કરશે કે;—તે માલેકનો "પા પકરે" એટલે પગ પકડે તો પકડી જ રાખજે, તે પ્રભુનો "પા પકરવાથી" એટલે પગ પકડી રાખવાથી જ પુન થશે; જે કોઈ તે ખુદા પાકનો પગ પકડી રાખશે તે જ આ ભવસાગર તરી જશે, માટે સર્વ કોઇ તે સાહેબનો જ પગ પકડી રાખો ! આમાં પાપ શબ્દને છુટો પાડીને વાંચવાથી જ ખરો ભેદ જણાશે. તે બાપને તો દુન્યાંનાં બધાં બચ્ચાં વ્હાલાં છે. તેની મહેરની લહેરીઓના પવન તો ચાલુ ફુંકાતા જ રહે છે, તમે વખતસર તમારાં વહાણના સઢ ચઢાવી લ્યો. હું નમસ્કાર

કરીને મ્હારા માનીતા મઝદાની સાથે મ્હારા આત્માનું સમાધાન કરૂં છું અને બોલું છું કે; હે અનાદિ કાળથી હયાતિ ભોગવતા અહુરા ! તમે જ સર્વમાં વ્યાપી રહેલા છો. તમારાથી જ આ સર્વ જગત્ ઉત્પન્ન થયું છે.

સાલેહ ભી તેરા, ઝીસ્ત ભી તેરા હય;
કામ્મા ભી તેરા, કફુનીસ્ત ભી તેરા હય.
હાઝીર ગુનેહગાર, જીધર ભેજ દે તું,
દોઝખ ભી તેરા બહીશ્ત ભી તેરા હય.

ઓ ખુદા ! ભક્ત એ પણ ત્હારો જ બંદો છે, અને અભકત એ પણ ત્હારો જ ખાકસાર છે. તુંજ મક્કાનો માલિક અને તું જ દહેરાંનો ધણી છે. હું ત્હારો પાપી બંદો હાજર છું, તું જ્યાં ત્હારી મરજીમાં આવે ત્યાં લઈ જા ! કેમ જે દોજખ ઉત્પન્ન કરનારો તું જ છે, અને બેહેસ્ત બનાવનારો પણ તું જ છે, એટલે બેઉ ઠેકાણે હું તો ત્હને જ દેખીશ.

યે સેવિશ્તો અહુરો મઝદાઓરચા આર્મઈતિશ્ચા, અષેમ્ચા ફ્રાદત-ગએથેમ મનસ્ચા વોહુ ક્ષથ્રેમ્ચા, સ્રઓતા મોઈ મેરેઝદાતા મોઇ કદ્માઇચીત પઇતી=અમારૂં ભલું કરનારા ઓ પરવરદેગાર ! ફાયદો કરનારી ઓ આર્મઈતી ! ઓ દુન્યાની આબાદી કરનાર અષ ! ઓ ભલાં મન અને ક્ષત્ર ! તમો બધા એક અને એક જ છો, તો મ્હારી અરજ બંદગી કબુલ કરીને મ્હારાથી જે કાંઇ કાર્ય થયાં છે તે દરેકને માટે મ્હને માફ કરો ! આ રીતે તું ત્હારી બંદગીની શરૂવાત કરવા માંડ.

ધર્માધિકારી લ્યુથર પ્રાણ છોડતી વખતે પણ કહી ગયો કે; "આપણો પ્રભુ તે જ પરમાત્મા છે, જેની ભક્તિથી જ મુકિત મળે છે." આ તેના શબ્દો તેની છેવટની મુકિતની જ ઇચ્છા દર્શાવનારા હતા, તો તે તેવું જ પામશે. બીશપ જ્યુને જીસસ ઉપર આવી જ અવિચળ શ્રધ્ધા બતાવી હતી. તે મરતાં મરતાં પણ બડબડ્યા હતા કે; "ક્રોસ ઉપર આપણા પ્રભુ જીસસ ક્રાઇસ્ટે કરેલાં પાપ નિવારણના પૂર્ણ પ્રાયશ્ચિત વિષે મ્હારી સંપૂર્ણ શ્રધ્ધા સાથે લઇને જ હું મરૂં છું !" એનાં પાપો જરૂર જ કપાઈ ગયેલાં સમજવાં. એ પ્રમાણે એક જરથોસ્તી મરતી વખ્તે જો આમ ઓચરવાને શકિતવાન થશે કેઃ "મ્હારૂં સંપૂર્ણ યકીન જરથોસ્તમાં જ રહેલું છે," તો તે જરૂર પેગમ્બર સાહેબની હજુરમાં જ જશે. મરતી વખ્તે ભકિતભાવના આવા શબ્દો ઓચરવા માટે ચાલુ ધ્યાન તેના ઉપર જ રહેવું જોઇએ. ખુદાનું ધ્યાન ધરો તો ખુદાની જ ગોદમાં, પેગમ્બરનું ધ્યાન ધરો તો પેગમ્બરના જ ખોળામાં, અશો પ્રૂરોહરોમાં ધ્યાન ધરો તો પિત્રુ-ભુવનમાં જ તમારો વાસો થશે. મરતી વખ્તની છેવટની ઇચ્છા અને છેવટે ઉચ્ચારાએલા શબ્દો એ તે મરનારની આખી જીંદગીના કામો અને વાસનાના પડઘા જ છે.

---

# સબક ૨૯ મો.

## ગુલામીની સાંકળને ભકત કાપે; અને અભકત તેને મજબુત બનાવે.

And, doubtless, unto thee is given
A life that bears immortal fruit,
In those great offices that suit
The full-grown energies of heaven.

*Tennyson.*

**નસરઃ—** ત્યારે તો આખો ભવ બંદગીમાં ન ગુમાવતાં ઉદ્યોગોમાં પસાર કર્યે અને મરતી વેળાએ એક **અષેમ** કે એક **યથા** ભણ્યે તો બસ છે; વખત બરબાદ કરીને આતશબેહરામની કે આવાં અરદ્વીસૂરની બંદગી કરવાની જરૂર જ કયાં રહી?

**વિરાફઃ—**સવારે ઘી ખાઇને સાંજે પહેલવાન બની જવાની તું આશા રાખીશ જ નહીં ભાઇ. ત્હારી ભકિત, કે તેં કરેલી કે કરાવેલી ક્રીયા તૂર્તા તૂર્ત સિદ્ધ ન થાય, અથવા તેમાં ત્હને તૂર્ત ને તૂર્ત જ જો સુખનું ભાન ન થાય તો આકુળ વ્યાકુળ થઇશ ના. રસોઈ તૈયાર થયા પહેલાં જેમને તે તૈયાર કરવામાં ધૂમાડો ખાવો પડે છે, તેનાથી કંટાળી સળગાવેલા ચૂલાને જેઓ હોલવી નાંખે છે, તેઓ સ્વાદિષ્ટ ભોજન જમી શકતા નથી, અને ભૂખનું દુઃખ પણ ટાળી શકતા નથી. જે ખમશે તે જ ખાશે. કેમકે, તે સાહેબ "સેવિશ્ત નામ અહિ" એટલે ઘણો જ ફાયદો કરનાર નામવાળો છે. મોતના પંજામાં સપડાઇ જઇને આપણ સઘળાં જ ચાલ્યાં જઈશું, મગર આપણામાંના જે બંધુઓ એકલા અહુરમઝદનો જ આશ્રય લઈશું, તેઓને તો તે જ પાર પાડીને સલામત બચાવી લેશે. કેમકે, જ્યારે કોઇનો જ આશરો બાકી રહેલો જણાતો નથી, ત્યારે તેની જ મદદ માગવાનો છેવટનો એકલો આધાર આપણને તેનો જ રહે છે. સવારમાં તમે યકીનદારીથી પ્રાર્થના કરો કે; "શરોશ ઇજદ અમારો કલ્યાણકારી ને પાશબાન થાવ! બેહરામ ઇજદ અમોને ફતેહમંદી આપનારો થાઓ! આવાં અરદ્વિસૂર અમારી મુસકેલીઓ દૂર કરો, ને મનની મુરાદ પાર પાડો! આતશબેહરામ સાહેબ! અમારે ત્યાં સારાં ફરઝંદોની વૃદ્ધિ કરો! મેહેર ઇજદ મેહેર કરીને અમારો ભલું કર્તા થાઓ! અહુરાને નમસ્કાર હોજો! હે ફરેસ્તાઓ! હે ઇજદો! હે અમશાસ્પંદો! તમને નમસ્કાર છે! તમે જ પ્રત્યક્ષ અહુરાનાં દર્શન લો છો, માટે તમને જ હું પ્રત્યક્ષ તેના પ્રતિનિધિઓ કહું છું. ઉદાર દિલના ગુસ્તાસ્પે અરદ્વીસૂરના ફ્રંઝદાનવ નામના ઓવારા પાસે તેણીની સોડ એવી ઉમ્મેદ કીધી હતી કે; "ખરાબ દીન ધર્મવાળા તાંથ્રયવન્તને, નાસ્તિક પેશનને, તથા ભુંડા અરજાસ્પને આ દુનિયાંની

લડાઇઓમાં હરાવીને શીકસ્ત આપનારો હું થઉં, એવું કરો!" તો તે ભલી મુરાદ તેણીની મારફતે પાર પડી હતી. ટુકમાં, શ્રદ્ધા એ જ આશા અને ભય વચ્ચે રહેલો પકડવા સરખો સુંદર માર્ગ છે. આતશની સેતાયશ કરીને પાદશાહ ગુસ્તાસ્પે અને પાદશાહ લોહરાસ્પે રાજપાટનાં સુખો મેળવ્યાં. આતશ ઉપર કુરબાની કરીને વહાડિયાજી, મોદીજી, બનાજી, દાદીશેઠ, દીનશાહજી પીટીટ, ખુરશેદજી દેશાઇ વિગેરેએ મધુર ફળ ચાખ્યાં. એવા એવા તો અનેક નરોએ આતશબેહરામ સાહેબની મારફતે કરેલી બંદગીનાં મીઠાં ફળો મેળવ્યાં છે, તે શું તું નથી જાણતો ભાઇ? એકાંત બેસીને મનના તરંગોથી આપણા કેબલા મારફતે બંદગી કરવાથી જે આનંદ પ્રાપ્ત થાય છે, અને જે હિમ્મત આવી જાય છે, તે આનંદતથા હિમ્મતની આગળ બધું સૌ રદ્દ બાતલ છે. હે ભાઇ! આ ત્હારો મનુષ્ય દેહ એ આ દુન્યામાં સર્વથી ચઢતા પ્રકારનું સ્થાન છે. મનુષ્ય શરીરમાં તો આપણો અહુરમઝદ પૂર્ણપણે પોતાની સર્વ કળાથી પ્રકાશે છે; અને તેથી જ મનુષ્ય શરીર સર્વ શરીરોમાં શ્રેષ્ટ શરીર ગણાયું છે.

"God is never so far off as earth to be near,
He is within, our Spirit is The home he holds most dear."

જયાં એક ડગલું પણ આપણે મૂકી શકિયે એવી અહુરા વિનાની જરાએ જગા નથી, તો પછી ત્હને તેના શિવાય બીજો કોનો ભરોસો ને ઇતબાર છે, કે જે ત્હને આફતમાંથી બચાવી લેશે? જૂઓ, જે સાચા અશો બંદગી ખોરા હોય તેઓને પીડનારા ગમે એવા નાસ્તિકો હોય, તેઓને પણ મ્હોટો લાભ તો એ થાય છે, કે જયારે ભકતને પીડવામાં આવે ત્યારે ખુદાતાલાને પોતાનો પ્રતાપ વારંવાર દેખાડવો પડે છે, અને તે પ્રસંગે બંદગીખોરા ભકતનો યશ પ્રકાશી નિકળે છે, અને નાસ્તિક બંદાને પણ બંદેનવાજના દર્શન આપોઆપ થઇ જાય છે. મહાદેવ ભળતા સાંઢિયા પૂજાય છે, તો ભકતને કાંઇ જેવો તેવો લાભ નહીં થતો હશે. ભકતને પીડનારા નાસ્તિકો તો યશનો ભંડાર ઉઘાડનારી, અને તેને દર્શન કરાવવા સારૂ તેના દરવાજાનું તાળું ઉઘાડનારી એક કુંચી જેવા જ છે. માટે હે ભાઇ!

પસ અએ બંદેહ ગાફીલ નિશસ્તન ચેરાસ્ત?
ગુશાદેહ કે દર સુએ બામે દુઆસ્ત.

શા માટે તું ગાફેલ બેસી રહે છે? તું જો નેક નીયતથી બંદગી કરશે તો ત્હારી મુરાદ જરૂર પાર પડશે. કેમકે દુવાઓના દરવાજા તો દરેક બાજુથી ખુલ્લા જ હોય છે. બંદગીમાં મશગુલ રહેનારો આપણો કેરસાસ્પ પહેલવાન, પેશ્યાનસાઇના મેદાનમાં કહો, કે દમાવંદ પર્વત આગળ જ્યાં ઝોહાક જુલમગારને સાંકળે બાંધેલો છે ત્યાં કહો, કે પોશ્તે ગુસ્તાસ્પાનના મથક આગળ કહો, ત્યાં તે ચિરંજીવી આજે પણ સુતેલો કહેવાય છે, તે ઉંઘમાંથી ઉઠીને ઝોહાકને જરૂર જ મારનાર છે. તેની પાશબાની આજે કોણ કરે છે? આસમાની ખોરેહ તેનું સંરક્ષણ કરે છે, અશો લોકોનાં અગણિત

ફરોહરો તેની પાશબાની કરે છે, અને અહુરાની આજ્ઞાથી સવ ખુદાઇ તત્વોએ તેને બચાવી રાખ્યો છે. દરેક માણસની રાત ને દિવસ દેખરેખ રાખનારી ગુપ્ત શક્તિઓ હોય જ છે.

**નસર:**—આવી રીતે હજારો વર્ષ સુધી એક આદમી બંદગી કીધાથી જ જીવતો જાગતો ચિરંજીવી રહી શકે, એ હું નથી માનતો. આત્મજ્ઞાનના વિચારોથી એમ માનવું કે; "હું પણ ઇશ્વર રૂપજ છું;" અને વળી પાછા અહુરમઝદને કહેવું કે; "હે અહુરા! હું તો દાસ છું, અને તમે તો દાતાર દાદાર છો, ત્યારે આ દુ:ખી દાસનાં સર્વ દુ:ખો હરી લો!" મોઢે એવાં વચનો બોલતાં, અને ચાપલુશી ચલાવતાં તો બધાંઓને આવડે છે; પણ મન વડે, વાણી વડે, કર્મ વડે અહુરાનું રૂપ થવું ઘણું કઠણ લાગે છે. **વિરાફ:**—ભાઇ! મઝદ સાથે મઝદા રૂપ થવું તે શું, કે આપણે જાણે બાળક હોઈએ એવા ભાવથી સેવા કરીને અહુરમઝદને રાજી રાજી કરવા, તેમને સુખી કરવા પણ દુ:ખી તો કરવા જ નહીં. તેમને રાજી રાખવા પણ નારાજ કરવા નહી. તેમજ પોતાનું ને પોતાનું જ દુ:ખ ખુદાવીંદ આગળ રડયા કરવું નહીં. પોતાનો સ્વાર્થ સાધવાની બંદગી કરવાની નથી ભાઇ. ખુદા સર્વ સમજે છે. જે કાંઈ થયું, થાય છે, અને થશે તે સર્વ તેની મુનશફીથી જ. કેમકે આ સર્વ કાંઈ સાચું નથી, પણ એ તો તેનો જ સ્વપ્નો છે.

"વએથાચ તતચ કથચ, આઇ અષાઉમ જરથુસ્ત્ર; મન ખ્રથ્રાચ ચિસતિચ યાઇશ આ અંઘહુશ પાઓઉરૂયો બવત, યથાચ અંઘહત અપેમેમ અંઘહુશ."

"ઓ મ્હારા પ્યારા જરથોસ્ત!" દાદાર હોરમઝદ કહે છે; "આ સર્વ જગતની ઉત્પત્તિ મેં મ્હારા સંકલ્પથી ને મ્હારાં ડહાપણથી જ કરેલી છે, અને આ દુન્યાંની ભ્રાંતિ આવી ને આવી મેં શરૂઆતથી જ ઉત્પન્ન કરી હતી, અને એ જ ક્રમ પ્રમાણે તે સ્વપ્નો છેવટ સૂધી રહેશે." ત્યારે હે **નસર**! હવે તો તું લગાર બંદગીમાં રગ-ડોળા. જરા કષ્ટિ ભોગવ. કોઇએ વૈભવો ભોગવતાં ભોગવતાં જ તે માલિકની હથે-લીમાં મુલાકાત કીધી નથી. જેઓ તેને મળ્યા છે તેઓએ લોહીનું પાણી કરીને, રડી રડીને જ તે સાહેબને મેળવ્યા છે. મરતાં સૂધી બસ નઠારાં કામ કરીને અંત સમયે જેમણે તોબા તોબા કરી છે, તેમની તોબા કબુલ રખાઇ જ નથી. તેમનાથી છેવટ ઘડીએ "યથા અષેમ" ભણાતી જ નથી. ધર્મી થઇને બંદગી કરવી હોય તો આજે જ કરવા બેસી જા. વળી આજે પણ સાંજે બંદગી કરવી હોય તો સત્નારમાં જ બેસી જા. મોત કાંઈ એવું વચન આપતું નથી કે; "તેં આટલું કામ કર્યું અને આટલું કામ કરવાનું બાકી છે માટે હું થોભી જાઉં છું!"

જીસસમાં જ ઝઝુમી રહેલી એન બોલીન મરતી વખતે ધૈર્યતા અને શ્રદ્ધાથી હિંમત રાખીને બોલી શકી હતી કે; "હું મ્હારો આત્મા જીસસ ક્રાઇસ્ટને જ ખોળે મૂકું છું." આ તેની ઇચ્છા તેને ક્રાઇસ્ટની નજીક જ રાખશે. પ્રભુનો આશક મહાન

રૂસો મરતાં પહેલાં સ્વર્ગનો મહિમા જોઇ લઈને છેલ્લી પળે બોલી ઉઠયો હતો કે; "આહા! આકાશ કેવું મનોહર અને ચોખ્ખું શુદ્ધ હવે મ્હને દેખાય છે! મ્હને પૂર્ણ ઉમેદ છે, કે ત્યાં પરમાત્મા મ્હારો જરૂર જ આદર સત્કાર કરીને મ્હારો અંગીકાર કરશે!" આ તેની છેવટની શ્રદ્ધા, ઇચ્છા, અને વાસના તેને પ્રભુના ચરણ આગળજ રાખશે, તે ફરી જન્મ ધારણ નહીં કરે. અશોઇના આશક ડોકટર પેસન મરતી વખ્તે આટલે પડયાં પડયાં પણ બોલી ઉઠયા હતા કે; "લડાઇ લડી ચૂકાઇ, અને હમેશની જીત મળી. હું પવિત્રતાના સાગરમાં ન્હાવા જાઉં છું, અને દયા તથા પરોપકારવૃતિ, સુખ અને શાંતિના અનંતકાળની હમેશગીના ધામે હું હવે આ ચાલ્યો!" લડાઇ લડીને જય મેળવ્યાનો અર્થ એ છે કે, આ જીંદગીમાં ભલાં ભુંડાં, પાપ પુણ્યના કામોની લડાઇમાં પુણ્યાઈના ભાગે પોતે જીત મેળવ્યાનો સંતોષ લીધેલો હોવાથી, તેમણે પુનઃજન્મ લેવાનું હવે પોતાને માટે રહ્યું જ નથી, એવો આ ઉપરથી ચોખ્ખો એકરાર કરેલો સમજવો.

"તુફાંમે હય જબ જહાઝ ચક્કર ખાતા,
જબ કાફેલા વાદીમેં હય સર તક રાતા;
અસબાબકા આસરા હય જબ ઉડ જાતા,
જહાં તેરે સિવા કોઇ નહીં યાદ આતા!"

હે ખુદા! જ્યારે વહાણ તુફાનમાં સપડાય છે, જ્યારે મુસાફરોનો કાફલો વાદી એટલે ખિણમાં રસ્તો ભૂલી જઇ ભટકે છે, અને જ્યારે બચવાની કાંઇ પણ બારી રહેતી નથી, ત્યારે ત્હારા સિવાય બીજું કોઇએ તેમને તો યાદ આવતું જ નથી.

---

## સબક ૩૦ મો.

### ભક્તિ અંગ્રેમૈન્યુસ સામે લડવા ઉભી રહે; અને નાસ્તિકતા નાસવા માંડે.

Religious service is to be entirely with rejoicing,—...only brightness of heart can please the Gods.—*Ruskin.*

**નસર:**—ભાઈ વિરાફ! તમે તો માત્ર એક જ અહુરમઝદની આરાધના કરવા કહો છો, ત્યારે આપણામાં અશો ફરોહરોની આરાધના કરે છે તે શું ઠાળી ને બરબાદ છે? વર્ષો ને વર્ષો સૂધી દરૂન બાજ ને ક્રિયા કરવી શું રવા છે?

**વિરાફ:**—આ નવી વાત તમે છેડી છે તો સાંભળો. અશો ફરોહરોની ક્રિયા તરફ ઝઝુમી રહેલાંઓ જાણે છે કે, તે સઘળાંને ખુદાની તરફ પાછું ફરવું છે, અને ત્યાં અશો ફરોહરોની યારી ઘણી મળે છે. અશો ફરોહરો જીવતાંઓ માટે પોતપોતાનાં ભૂવનો ઉપર પણ ત્યાં કરેલા પોતાના ગુરૂ-આત્માની મારફતે આપણા ઉપર આશીર્વાદો ઉતારે છે, અને અડીભિડીના સમા ઉપર તેમનાં પુણ્યો પણ આડાં પડીને

પોતાનાં વ્હાલાંઓને આફતના પ્રસંગે આ જેહાનમાં મદદ કરે છે. જેઓનો એવી રીતનો નિશ્ચય હોય છે કે, અમે અહુરમઝદનાં સ્વરૂપને જાણતાં નથી, તેમણે જ અહુરાને જાણ્યા છે, પિછાન્યા છે. અને જેમનો એવો આડમ્બર થયો છે કે, અમે મઝદાના સ્વરૂપને જાણ્યું છે, તેમણે તેને જાણ્યો જ નથી, પિછાન્યો જ નથી. ઉત્તમ જ્ઞાનવાનનો વિશ્વાસ એવો હોય છે કે, ખુદાના સ્વરૂપને તે જાણતો નથી, પણ પિત્રો કે અશો ફરોહરોનો દોરેલો તેની આગળ દોરાઉં છું. જે માણસ જેવો જોઇએ તેવો જ્ઞાનવાન નથી તે દમ્ભી પુરૂષ એવું માને છે કે, હું અહુરમઝદના સ્વરૂપને જાણું છું, તેથી મુઆંની ક્રિયા કરવાની જરૂર નથી, તે તો ઘણા હડસેલા ખાય છે. આપણા ઇરાનના બાદશાહ સાઇરસ પોતાની ધર્મક્રિયાને એવી રીતે માન આપતા, કે પોતે તો દરરોજ ક્રિયા બંદગી કરતા, પણ અશો મોબેદો અને નેક નૈયત દશતુરો પાસે મુઆંઓની ક્રિયાઓ કરાવતા હતા. વળી પાદશાહનું જોઇને પ્રજાએ તેની નકલ કીધાથી ઇરાનમાં અશો આત્માઓની આરાધના પૂર જોસથી થતી હતી. પ્રજામાં આવી દીનદારી ફેલાયાથી સાઇરસ પોતે એટલા થકી જ આનંદ પામતો હતો કે, જે પ્રજા પોતાનાં મુવાંઓ ઉપર દીદાગીરી બતાવે છે, અને જે પ્રજા ખુદાનો ડર રાખતી થઈ છે, તે પ્રજા પોતાના પાદશાહના હુકમનો પણ ડર રાખતી થશે. અશો લોકોનાં ભલાં, ગાહેબ, તથા દુન્યાંની આબાદી કરનારાં ફરોહરો જમીનની પહોળાઇ જેટલા, નદીની લંબાઈ જેટલા અને સૂર્યની ઉંચાઇ જેટલા અશોઇના ઉપાયો પોતાની સાથે લઈને આપણાં મુકામમાં આવે છે. વધારે ભલાં માણસોની મુરાદ બર લાવવા થકી, દુષ્ટ માણસોની સામે થવા થકી, દોલત અને કીર્તિના વધારાને માટે, હે નસર! ત્હારાં આ મુકામમાં ત્હારાં વ્હાલાંઓનાં અશો ફરોહરો જરૂર જ આવે છે. જમ્યાન્ ઈધ અષાઉનામ્ વંઘઉહીશ, સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો, અષોઇશ બએષજ હચિમ્નાઓ ઝેમ-ફ્રથંઘહ દાનુ-દ્રાજંગહ, હવરે-બરે ઝંઘહ; ઈસ્તેએ વંઘહંઘહામ્, પઇતિશ્તાતેએ આતરનામ, ફ્રષ-વક્ષ્યાઇ સ્યાંમ્ચ ખરેનંઘહામ્ચ.

બ્લેકની વંશના ધર્મી લોકો પોતાનાં ન્યાગાનોની આરાધના કરતાં બોલે છે કે; "આકાશ ઉપરથી હમારાં વ્હાલાંઓ તરફથી અમારા ઉપર ગેબી મદદો ઉતરી આવે છે." ભાઇ નસર! દિલ્લીના પાદશાહ અકબરની દરબારમાં બીરબલ જેવા મહા જ્ઞાની પુરૂષથી પણ એકદમ તો કાંઇ જઈ શકાયું નો'તું. પ્રથમ તો તેને પાદશાહના સિપાઇઓ અને જમાદારોને રાજી રાખવા પડયા હતા. પછી મોટા અમલદારોની સ્તુતિ કરવી પડી હતી. બાદ, અરકાને દોલત જેવા વજીરોને સાધવા પડયા હતા. એમ બાદશાહની છેક આગળના સત્તાધિશોને પ્રસન્ન કીધા ત્યારે જ, તેઓની મારફતે જ, બાદશાહની દરઘામાં તેનાથી જઇ શકાયું હતું. ગામના એક હાકમને કે એક રાજાને મળવું હોય તો દરેક માણસે તેના હાથ હેઠળના માણસોને પ્રથમ સાધવા પડે છે, એકદમ કાંઇ મુલાકાત થતી નથી. નિઝામ, સુલતાન, શાહ કે ઝાર અથવા કયસર કે શહેનશાહની મુલાકાત

કાંઇ ઝટ ને પટ બધાંથી જ થઇ શકતી નથી. તેજ માફક દાદારની દરઘામાં પહોંચવા માટે અશો આત્માઓ, ઇઝદો, અમશાસ્પંદો, અને અશો ફ્રોહરોને પ્રસન્ન કરી તેમની મારફતે રફતે રફતે અહુરમઝદના તખ્ત સુધી આપણને પહોંચવાનું હોય છે. માટે ગુજર પામેલાં અશો ફ્રોહરો જેઓ આત્મિક ઉન્નતિમાં આગળ વધેલાં છે, તેમને આરાધીને આવાં અરદ્દીશૂર ઉપર મવકકલ થએલા આત્મિક ફરેસ્તાને, આતશ ઉપર મુકર્ર કરેલા મવકકલ ફરેસ્તાને, ખોરશેદ ઇજદને, મહાબોખતાર વિગેરે નૂરો તથા ફરેસ્તાઓને આરાધીને તેમની મારફત લઇને જ આપણે ક્રમે ક્રમે પરમાત્માના દર્શન કરવાનાં હોય છે.

જો એવું મનમાં લાવો કે, મેં તો અહુરમઝદને સુંદર રૂપથી જાણ્યો છે ત્યારે અશો ફ્રાહરોની આરાધના શા સારૂ કરૂં? તો ખચિત્ત જ તમે તે માલિકના સ્વરૂપને ઘણું જ થોડું જાણ્યું એમ કહેવાશે. છેલ્લી મહાન જર્મન લડાઇમાં બ્રિટિશ લશકરીઓની સામે એક અબળાનો છાયો દેખાયા કરતો હતો. કંઈક હજારો ગોળીઓ તેને લાગી હશે, પણ બે લશકરોની વચમાં તેણી આવ્યા કીધેલી જણાઈ હતી. તે વેળાએ એક સોલ્જર બોલ્યો:—"તમે અચરજ શું થાવ છો? **એ તો મ્હારી મરી ગયલી માતાનું રૂહ છે, જે મ્હને મરતો બચાવવાને સારૂ, મ્હારી આડે આવીને ઉભી રહ્યા કરે છે!"** આ વાત પ્રથમ તો કોઇએ માની નહીં, પણ કર્મ સંજોગે જ્યારે તે જ સોલ્જરને ગોળી લાગવાથી છેવટે તે ઠાર થયો, ત્યાર પછી પેલી ઓરતનું રૂહ જ્યારે દેખાતું બંધ પડયું, ત્યારે જ પેલા નહીં માનનારા સોલ્જરોની પણ ખાત્રી થઇ. માટે મીનોઇનો વાસો છે જ છે. યાને આપણાં અશો નેઆગાનો આપણી ઉપર સર્વદા નજર રાખે છે, અને તેમની યાદ ખાલી જતી નથી.

"તે આખ્યો ફ્રેરેતાઓ ફ્રેરેન્વઇન્તિ અષઓનામ્ વંઘઉહિબ્યો સૂરાબ્યો સ્પેન્તાબ્યો ફ્રવષિબ્યો થખ્તયાત્ પરો અંઘહુયાત્ ઉઝગેરેબ્યાત્ પરો બાઝુવે." (ફ્રરવરદીન યશ્ત.)

આફતમાં આવેલું કુટુંબ પોતાનાં ગુજરેલાં અશો વ્હાલાંઓનાં ભલાં, શૂરાં ફ્રોહરો, જે દુનિયાની આબાદી કરવામાં ભાગીદાર હોય છે, તે ફ્રોહરોને ખરાં અંતઃકરણથી તથા આજેજીથી ઉંચા હાથ કરીને યકીનદારીથી આરાધે તો જરૂર જ તેમની વિપત્તિઓ, આફતો, ને મુશકેલીઓ દૂર થાય.

**નસરઃ**—હું તો આમ માનું છું, ને ઘણા અનુભવીઓ પણ માને છે, કે આગલા જન્મમાં એક મનુષ્ય, પોતાનાં તે જન્મનાં દીકરા દીકરી, મા–બાપ, કે સ્ત્રી પુત્રાદિ જેમને મૂકીને જે પ્રમાણે એકવાર તે દેહ છોડી આવ્યો, પછી તેને અને તેઓને આ જન્મમાં કાંઇએ માયા, જોડાણ, કે સંબંધ બીલકુલ રહ્યો નથી, અને ગયા જન્મનું આ જન્મે તેને કાંઇએ ભાન જ થતું નથી, કાંઇએ યાદ પણ આવતું નથી; તે જ પ્રમાણે આ જગતમાંથી જેઓ મુઆં તેઓને આપણી સાથે કાંઇએ સંબંધ રહેતો

નથી. તેમને જેમ આપણે દેખી શકતાં નથી, તેમ તેઓ આપણને પણ દેખી શકતાં જ નથી.

**વિરાફ:**—આમ તો છેક જ નથી ભાઈ. હજારો પાપ કરનાર મનુષ્ય અશો થઈ ગએલાં ફ્રોહરોની યાદ પણ ન કરે, તો તેની મતિ શુદ્ધ થવાનો શી રીતે સંભવ આવે? જેણે હજારો પાપો કર્યાં છે, તેને તો ક્રમે ક્રમે આરાધના કીધા સિવાય અહુરમઝદને પહોંચવાનો અધિકાર જ નથી; ક્રિયા માર્ગ કરવાનો પણ તે અધિકારી નથી; એમ કહી પાપી મનુષ્યને અશોફ્રોહરોની આરાધના કરતાં પણ જેઓ ખાળે છે, તેઓ તે પાપી મનુષ્યની મતિને નિર્મળ થવાના સર્વ સંભવો નષ્ટ કરી નાંખે છે. સાચાં સ્વરૂપ પ્રતિ વળવાને સારૂ; સ્વ સ્વરૂપનું ચિંતન કરવાને સારૂ, અશોઓની આરાધના કરવાના પહેલાં પગથિયાંથી પણ કોઈનાં યકીન ડામાડોળ કરવાં ન જ જોઇએ.

અશો ફ્રોહરોને જીવતાં જીવત જે ચીજો ઉપર વિશેષ ભાવ હોય તે ચીજોનું સતુમ ભણાવી તે મૃત જીવની યાદ કીધાથી તેમના જીવાત્મા ખુશી થઈને પોતાને યાદ કરનારાં વહાલાંઓને ભલી દુવાઓ દે છે. આ માન્યતા કાંઈ એકલી આપણી પારસી કોમમાં જ નથી, પરન્તુ To appease his manës એટલે મરનારની જીવતી જીંદગીની વાસનાઓની તૃપ્તિ સારૂ ખાણી પીણી વેળાએ સતુમ ભણાવવાનો રિવાજ બીજી ઘણી ઘણી પ્રજાઓમાં પણ હતો અને છે. રજપુત રાજાઓ દારૂ પીતાં પ્રથમ પોતાના પૂર્વજોની યાદ આજે પણ કરતાં બોલે છે કે; "જયસિંહજી મહારાજના નામ ઉપર ઘોળો!—જોરાવરસિંહજીના નામ ઉપર ઘોળો!" વિગેરે બોલતા જઈ શરાબની જામમાં આંગળી બોળી બોળીને જરા જરા દારૂ છંટકાવે છે. અને આપણા મોબેદો પણ પુળિયાંમાં આંગળું ઘાલી અશો ફ્રોહરોની યાદમાં દારૂના છાંટા બહાર છંટકારે છે. રોમન લોકોમાં મરનારના જીવાત્માને ભૂત Manës કહેતા, અને તેઓમાં એવી જ માન્યતા હતી, કે જે વસ્તુઓમાં મરનાર માણસની વાસના ભરાઇ રહી હોય તે વસ્તુ જો ઇંજાવવામાં ન આવે તો કબરમાં પડેલાં મુડદાંને બહુ જ આકુળ વ્યાકુળ થાય છે, અને તે મરનાર શાન્ત ઉંઘમાં પડી શકતો નથી!

ટુંકમાં કહ્યે તો તમારે એટલું જરૂર ધ્યાનમાં રાખવું, કે દાદાર અહુરમઝદ આ દુનિયાનો કારોબાર ચલાવવામાં જેમ ઈઝદો અને અમશાસ્પંદોને મારફતિયા બનાવે છે, તેમ અશો ફ્રોહરોની પણ મારફત અને દરમ્યાનગીરી રાખે છે. એટલા સારૂ સર્વ ગુજારેલાંની યાદને માટે ભણવામાં આવે છે કે; "મ્હારી નેક મનશ્નની, નેક ગવશ્નની, તથા નેક કુનશ્નીથી કીધેલી આ ખશ્નુમન, એટલે આ ક્રિયાઓની ખુશ્નુદી મ્હારાં વ્હાલાં અશોફ્રોહરોને પહોંચો! આ ક્રિયાનું કામ સરંજામ પાર પડો! અશો ફ્રોહરોની આરાધનાનું કાર્ય ફ્તેહમંદ થાવ! ભલી માઝદયસ્નની દીનનો પ્રતાપ હફ્તે કેશવર જમીનમાં પણ જારી થાઓ! આ શહેરના લોકોને સુખ હાંસલ થાઓ! તથા

તેમનાં રૂવાન ખુશાલ થાવ ! આ ક્રિયાઓની ખુશાલી મ્હારાં તે પ્યારાં અશો ફ્રરોહરોને પહોંચો ! એ ક્રિયાઓ પરવરદેગારની હજુર કબુલ મંજુર રહો ! અમને મનનાં સુખ અને જીવની શાન્તિ પ્રાપ્ત થાવ ! મ્હારાં માબાપનું બેહેસ્તી રૂવાન આ જગાએ યાદ હોજો ! સ્પીતમાન જરથોસ્તનું અશો ફ્રરોહર તથા તેનું બેહેસ્તી રવાન આ જગોએ યાદ હોજો ! પેગમ્બર જરથોસ્તના દીકરા એસદવાસ્તરનું બેહેસ્તી રવાન આ ઠેકાણે યાદ થજો ! લોહરાસ્પ પાદશાહના બેટા પાદશાહ ગુસ્તાસ્પનો આત્મા આ જગો ઉપર યાદ થજો ! જામાસ્પ હકુમ, અર્દાએવિરાફ અર્દાફ્રવંશ, આદરબાદ મારેસ્પંદ, મોબેદ શાપુર, મોબેદ શેહેરીઆર, મોબેદ હોરમઝદીઆર, એરવદ રામિયાર, મોબેદ નેરિયોસંગ ધવલ, એ બધા મહાત્માઓનાં બેહેસ્તી રૂવાનોના નામ આ જગાએ હરદમ યાદ થતાં રહેજો ! સઘળાં અશો ફ્રરોહરો આ ઠેકાણે યાદ થતાં રહેજો ! આ ક્રિયાનું કામ કરાવનાર દીનશાહ ઇરાનીને સવાબનો હિસ્સો પહોંચો ! મા, બાપ, વડાવા, ફરઝંદો, સગાંવ્હાલાં ઇત્યાદિનાં રૂવાનો આ જગો પર યાદ થતાં રહેજો ! આ ક્રિયાની ખસ્તુમનનું કામ અશો ફ્રરોહરોને પહોંચો ! ઇરાની મહેરવાનનું બેહસ્તી રવાન આ જગાએ યાદ હોજો ! આ ક્રિયાનું કામ ઇરાની દીનશાહ, તથા એ. શીયાવક્ષના કહેવાથી ચાલુ થયું છે; માટે પુણ્યાઇનો ભાગ તેમને પહોંચો ! તમામ ભૂવનોના સર્વે ભલાઓમાં સવાબમાં આ ક્રિયાનું કામ કરાવનારા ભાગ્યા થાવ ! આજનો રૂવાનની ક્રિયાઓનો દહાડો તે ક્રિયા કરાવનારાને જય જયકાર થાવ ! " આવી ઉત્તમ દુવાઓથી ભરપૂર ક્રિયાઓ શું તે કરાવનારના હૃદયમાં ટાઢક નથી પમાડતી ? શું આવી આરાધનામાં એક દુઃખી માણસ શાંતિ નથી મેળવતું ? નહી કેમ ? હૈયે નેહ, પેટે ટાઢક, ને જીવને શાંતિ મળે, એજ તે ક્રિયાનું ફળ સમજી. લો તો બસ છે. ભાઈ નસર ! જો ત્હને ગામના ફોજદાર સાથે સારૂં હશે ને તેની બાંહેધરી ત્હને મળી હશે, તો તેની કુમક ઉપર તું ધરેલો ધરાવાનો નથી. વળી તેના કરતાં ચઢતા દરજ્જાના સુબાની ત્હને કુમક હશે તો ત્હને ઔર જાતની હિમ્મત રહેશે. પરંતુ જો ત્હારી હિમાયતમાં ખુદ રાજા હશે તો, અથવા જો ત્હને શેહેનશાહતના શહેનશાહની કુમક ને છાયો હશે તો તે મોટાં છત્રની બરકતથી ત્હને કોઇનો પણ ડર હોવાનો નથી; તેજ પ્રમાણે જો ત્હને ત્હારાં અશો ફ્રરોહરોની હિમાયત હશે, ત્હારે માથે જો ઇજદ અમશાસ્પંદોની અને છેવટે પરવરદેગારની કુમક, હિમાયત, અને બાંહેધરી હશે તો કોઇ ત્હારૂં નામે લેનાર નથી, એવી ત્હારામાં એક જાતની ધીરતા ને હિમ્મત આવી જશે. માટે તું તે મહાન છત્રની છાયામાં ઝટ આવી જાય તે પહેલાં ક્રમે ક્રમે અશો ફ્રરોહરોની, ફરેસ્તાઓની, ઇઝદો, અને અમશાસ્પંદોની આરાધના કરતે કરતે દાદારની દરગાની અપેક્ષા રાખતો થઇ જા ભાઇ.

# સબક ૩૧ મો

## ગુરૂનો સત્સંગ ભક્તિ ઉપર વિશ્વાસ રખાવે. નાસ્તિકનો વિશ્વાસ સંસારમાં રોળાવે.

A fate rules the words of wisemen which makes their words truer, and worth more than men themselves know.— *Ruskin.*

**નસાર:**—બંદગી કરવાથી માણસને પોતાને રાહત મળતી હોય એમ હું હવે કહી શકું, પરંતુ આજના શાસ્ત્ર વિદ્યાના અને સાહિત્યના સુધરેલા આગળ વધેલા જમાનામાં હવે દસ્તુર, મોબેદ, અથવા કોઇ પણ ધર્મગુરૂની જરૂર રહી છે ભાઈ? અવસ્તા શાસ્ત્રો આજે તો બેહદીન જવાંનો જેટલું સારૂં સમજે છે તેટલું અભણ ધર્મગુરૂ વર્ગ બીલકુલ સમજી પણ શકતો નથી. માટે હવે બેહદીનોએ અંધ્યારૂઓના બંધાયલા શા સારૂ રહેવું જોઇએ ભાઇ? ધર્મગુરૂઓએ પેટને ખાતર આપણને વહેમી કીધા છે.

**વિરાફ:**—બંદગીની અસર હવે ત્હને ખચિત લાગી ગયાથી મ્હને બહુ આનંદ થાય છે. હવે ત્હારી બીજી શંકાઓનું પણ હું નિવારણ કરીશ. જૂઓ ભાઇ! છુપાયેલી સૃષ્ટિકર્તાની મહાન શકિત, જેણે પ્રલય પછી પોતાની લીલા પાછી ઉત્પન્ન કરવાની ઇચ્છા માત્ર કરી, અને ક્રમે ક્રમે તે ઇચ્છાનું પરિણામ વધતું જઇ આલોક અને પરલોક સર્વ ઉત્પન્ન થયાં છે, અને તે એક જ મહાન ભાનને આપણ આદમીઓ પરમાત્મા, પરમેશ્વર, ઇશ્વર, પ્રભુ, અલ્લાતાલા વિગેરે સંજ્ઞાઓથી ઓળખીએ છીએ. જીવની ઉત્પત્તિના, પૂર્વ જન્મ, પુનઃજન્મ, અને મનુષ્યના કર્મ ઉત્પન્ન થવાના, અથવા નહીં પહોંચી શકાય એવો જે “ જરવાન અકર્ન ” નો વખત કહેવાય છે તેને સમજવાના પ્રશ્નો, એ “ અતિપ્રશ્ન ” ના વર્ગમાં આવતા હોવાથી, પરમાત્માએ મનુષ્ય પ્રાણી પેદા કરીને આ જગતમાં તેને કસોટી ઉપર શા માટે ચઢાવ્યું છે, તેનો જ આપણે વિચાર કરવાનો છે. પરમાત્માના અતિ આનંદ તત્વમાંથી અતિ ઘોર દુઃખમય સ્થિતિમાં મનુષ્ય જ્યારથી ઉત્પન્ન થયો છે ત્યારથી પાછો તે મોક્ષની ઇચ્છા રાખતો થઇ ગયો છે. આનંદના ઝરામાંથી છુટો પડવા પછી પાછો તે ઝરામાં તનમય થવા સારૂજ તેણે સુખની શોધમાં ફરવા માંડયું છે. તે આ જડ જગતનું સંપૂર્ણ સુખ જ્યારે ભોગવી રહે છે, ત્યારે તે સુખ પણ તેને તુચ્છ લાગવા માંડે છે, અને જે એમ તેને નિરંતર જોઇએ છે, તેની શોધમાં તે રાત ને દિવસ જીજ્ઞાસુ રહીને ભટકે છે, અને નવો નવો આત્મિક ખોરાક તે માંગતો થાય છે. જે કિરણ આનંદના ઝરણામાંથી છુટું પડી એકદમ અંધકારના સમુહમાં મનુષ્ય રૂપે આવી ગયું છે, તેને પોતાના પ્રથમના મહા પ્રકાશમાં પાછાં જઇ મળવાની તીવ્ર ઇચ્છા થતી હોવાથી તે “ મનંઘ ” અથવા “ બુધ્ધિ ” જ્યોતિ વડે માર્ગ શોધવા લાગે છે; પરંતુ અનેક સજમાર્ગો, પેટા માર્ગો, ગલી કુંચીઓ તેની આંખ આગળ એટલી બધી તો દેખાવી

થાય છે, કે કીયે માર્ગે મૂળ સ્થાને પહોંચવું તેને માટે સહેલું અને સવડભર્યું થઈ પડે, તેની ચુંટણીમાં જ તે ગુંચવાતો રહેતો હોવાથી તેને

## ગુરૂ કરવાની જરૂર જણાય છે.

ગુ=કહેતાં અખંડ અંધકાર; અને રૂ= કહેતાં અનંત અંધારાનો નાશ કરી પ્રકાશ પાથરનાર જ્યોતિ. સાધારણ વહેવારમાં અજ્ઞાનતાનું અંધારૂં દૂર કરનાર શિક્ષકને ગુરૂ કહેવામાં આવે છે ખરો, પરન્તુ ગુપ્ત—જ્ઞાન, આત્મિક જ્ઞાન, અને મીનોઈ-જ્ઞાન આપનારા ઉસ્તાદો (Spiritual Guides) ને "સદ્ગુરૂ" ની સંજ્ઞા લાગુ પાડવી અવશ્યની છે. આ જગત્‌માં અનેક ધર્મો થયા, અનેક પંથો થયા, અનેક શાસ્ત્રોના માર્ગો પડયા, અને તે માર્ગો—દર્શક અનેક પીરો, પેગમ્બરો, પ્રોફેસરો અને પ્રવર્તકો પેદા થયા. એ બધી ધૂમધામ શા થકી થઈ તેનો વિચાર ચલાવવો જોઇએ. નસર:— "આ ૨૦ મી સદીમાં શું મનુષ્ય જાતિને ધર્મગુરૂની જરૂર છે?" વિરાફ:—આ પ્રશ્ન ૧૮ મી સદી સૂધી કદાપિ જરૂરનો જણાયો નહીં હોય, પરંતુ ૧૯ મી અને ૨૦ મી સદીમાં મનુષ્યના પ્રગતિકરણના ઉછાળામાં તો આ પ્રશ્ન વારંવાર ઉભો થાય છે. ગુરૂ કહેતાં રાહના રાહબરની જરૂર ભૂલાં પડેલાં માણસો માટે કેમ ના પાડી શકાય? પશુ પક્ષી કે પ્રાણ ધરાવનારાં પ્રત્યેક પ્રાણી માત્રને રોજે અવ્વલથી રસ્તો દેખાડનારા સરદાર, ઉપરી, ગુરૂ કે ઉસ્તાદની જરૂર જણાય છે. કેમકે ખુદાને મળવાનો કાંઇ એક જ માર્ગ નથી, સંખ્યાબંધ માર્ગોએ પ્રભુને પહોંચાય છે; જેમાંનો એક લાયક પડતો માર્ગ દેખાડવા સારૂ દરેક માણસને રાહ બતાવનારા રાહબરની જરૂર પડે છે. કીડીનાં એક ઝુંડને કે વાઘોના એક ટોળાંને, બકરાં મેઢાંના ગોવાળાં ને શું, કે સિંહના સમુહને શું, સર્વને એક અનુકૂળ અગ્રેસરની કિંવા લાયક સરદારની આવશ્યકતા જણાય છે. તેજ પ્રમાણે દરેક કોમ કે ધર્મની પ્રજાને એક ગુરૂ, એક માસ્તર, અથવા એક અધ્યક્ષની જરૂર છે જ છે. ગુરૂ શબ્દને સામાન્ય વહેવારમાં આપણે વાપરતા આવ્યા છિયે. ચિત્ર વિદ્યા શિખાડનારને ચિત્ર—ગુરૂ, સંગીતનું જ્ઞાન આપનારને સંગીત—ગુરૂ, ભાષા જ્ઞાન આપનારને ભાષા—ગુરૂ વિગેરે ગુરૂ કરવા પડે છે. જે કળામાં, જે હુન્નરમાં, જે જ્ઞાનમાં જે પ્રવીણ પ્રોફેસર હોઇ, સર્વથી સહેલો માર્ગ બતાવી આપણા સંશયો દૂર કરી, જે ધ્યેયે આપણે પહોંચવા ઇચ્છતાં હોઇએ, તે ધ્યેય સંપાદન કરાવવામાં આપણો માર્ગદર્શી થાય, અને ધારેલે મથકે સહેલાઈથી પહોંચાડે, તેને જ આપણે ગુરૂ કરવાને લલચાઈએ. ગુપ્ત જ્ઞાન, મીનોઈ માર્ગ, અર્થાત; આત્મજ્ઞાન આપી આપણું ખુદાઇ જ્ઞાન જે ગુરૂ તૃપ્ત કરે તેને આપણે **ધર્મગુરૂ** કહ્યે; તો તે સંજ્ઞા વાજબી છે. દતાત્રય દત્તગુરૂ જેવા ગુરૂએ પણ સાપ, હોલો, અજગર, ભ્રમર, હાથી, હરિણ, માછલું, કરોળીઓ વિગેરે ૨૪ વ્યક્તિઓને પોતાના ગુરૂ કીધા હતા; કાંકે એ ચોવીશે તે ત્રિમૂખી મહાગુરૂને કાંઇ ને કાંઇ ઉત્તમ માર્ગો સુઝાડ્યા હતાં. ધર્મગુરૂની

આવશ્યકતા વિષે કહીએ તો જરથોસ્તીઓના અવસ્તા, ક્રિસ્ટી બાઇબલ, અન્જીલે ઇસા અને તન્જીલે મોહમ્મદ, કુરાન–ગીતા–વેદ સર્વનાં સમજાતી ભાષાઓમાં ભાષાંતર થઇ ચુકયાં છે, અને આજે દશતુરો, પાદરીઓ, મોલવી કે કાઝીઓ, અથવા હિંદુ ગોર મહારાજો કરતાં ઇતર સંસારી લોકો (Laymen) જ્ઞાન અને વિદ્યા સંપાદન કરીને, અભણ રહી ગયેલા ધર્માધિકારીઓના કાન પકડે એવા થયા છે ખરા, તોપણ ધર્મગુરૂની જરૂર કાળે કાળે જણાતી જ રહી છે. તેનું રહસ્ય જૂદું જ છે. એકલી પંડિતાઈથી તો અપચો થઇ પડે છે, પરંતુ પાંડિત્યની સાથે પવિત્રતા, જેને આપણા પારસીઓ "અષોઇ" કહે છે, તે તન અને મનની અષોઇ વિના ધર્માધિકારી થવું અશકય થઇ પડે છે.

## માણુસને શું ધર્મગુરૂની જરૂર જ છે?

**નસ્સરઃ**—હું તો માનું છું કે, આજે પુસ્તકો દ્વારા અને ભાષણો તથા વ્યાખ્યાનો દ્વારા સૌને જે જાતનાં જોઇએ તે જાતનાં જ્ઞાન મળી શકે છે. તેમ છતાં, હું ફરીથી પૂછું છું કે; માણુસને શું ધર્મગુરૂની જરૂર જ છે?

**વિરાફ઼ઃ**—આવા પ્રશ્નોનો ઉત્તર દૃષ્ટાંતથી જ ત્હને સમજાવી શકાશે.

હુગલી નદીના તીરે પર્ણકૂટીમાં રહેતા એક મહા ભક્ત સ્વામીજીને તેમના એક હિંદુ શિષ્યે પ્રશ્ન કર્યો હતો કે; "શું મનુષ્યને ધર્મગુરૂની આવશ્યકતા હજીએ રહેલી છે?" સ્વામીજીએ સ્મિત–હાસ્ય કરી થોડોક વાર વિચાર કરીને, નદીમાં ઉભેલી એક આગબોટ બતાવી પૂછ્યું કે; "આ આગબોટ કયાં જવાની તૈયારીમાં છે?" શિષ્ય કહે; "આ તૈયાર થઇ ઉભેલી આગબોટ રંગુન તરફ જશે." સ્વામીજી પૂછેઃ– "કેટલે દિવસે એ રંગુન પહોંચશે?" શિષ્ય કહેઃ–"ત્રણેક દિવસ લાગશે મહારાજ." સ્વામીજીઃ–"એ આગબોટની પાછળ દોરડાં વડે શું બાંધ્યું છે?" શિષ્યઃ–"એ તો બીજું એક ન્હાનું હોડકું છે, અને તેમાં પણ માલ ભરેલો હોવાથી તે પણ રંગુન ત્રણેક દિવસમાં પહોંચશે." સ્વામીજી પૂછેઃ–"એ પેલું બીજું એકલવાયું શું પડયું છે?" શિષ્ય કહેઃ–"એ વળી બીજું ન્હાનું હોડકું જ છે, તે પણ માલ ભરીને રંગુન તરફ જ ઉપડવાનું સમજાય છે." સ્વામીજી કહેઃ–"ઠીક. પરન્ત એ એકલવાયું કેટલેક દિવસે રંગુન પહોંચશે?" શિષ્ય કહેઃ–"આઠ દસ દહાડા પણ લાગે ખરા." સ્વામીજી બોલ્યાઃ–"એમ કેમ બને? આ બંને ન્હાની હોડીઓ એક સરખી જ છે છતાં પ્રથમની નાની હોડી ૩ દિવસમાં રંગુન પહોંચશે, ને બીજી તેજ પ્રકારની નાની હોડીને તે જ મથકે પહોંચતાં ૮–૧૦ દિવસ કેમ લાગશે વારૂ?" શિષ્ય બોલી ઉઠયોઃ–"જી મહારાજ! પ્રથમની હોડીને તો મ્હોટી આગબોટ સાથે પાગરે બાંધેલી હોવાથી, અને તે મ્હોટી બોટની સાથે સાથે જ જતી હોવાથી તે તો વખતસર જ પહોંચવાને શક્તિવાન થશે, અને બીજી હોડી કોઇ મ્હોટી સ્ટીમરની જૂંહે જોડાયલી નહીં હોવાથી, તે તો બાપડી એકલી અટુલી ધીમે ધીમે અફળાતી કૂટાતી

ઘણે દહાડે જ પહોંચશે સ્વામીજી !" "ધ્યાન લગાવ બેટા !" સ્વામીજી બોલ્યાઃ–
**"પહેલીકુ ગુરૂ મીલા હય, ઔર દુસરી હોડી ગુરૂ બિના ચલ રહી હય !"**
ભાઈ નસર ! આ દૃષ્ટાંત ઉપરથી તમે સમજી શકશો, કે પરમાત્માના મૂળ સ્થાને, ખુદાઈ દરઘાએ પહોંચવાનું સ્થાન તો ભક્તિ અને આત્મજ્ઞાન છે, પરંતુ લાયક, બળવાન, શક્તિવાન, અને માર્ગના પૂરા જાણનારા રાહબરની સાહબરી અને બાંહેગિરી જો પકડી હોય છે, જો બળવાન કે મ્હોટાની ઓથ ધરેલી હોય છે, તો માર્ગ સરળ, ટુંકો, અને ભય રહિત મળશે. તમારે સ્મરણમાં રાખવું કે, જે આગબોટને તેનો આશ્રિત વળગેલો છે તે આગબોટ જ જો ખડખડ પાંચમ, ભાંગી તુટી, નબળી અને અવ્યવસ્થિત હોય, અને સાથે વળી તેનો માલમ કહો કે સુકાની કેપ્ટન કહો, તેજ જો બેપરવા, માર્ગથી અજાણ્યો, નાવાકેફ, અને આડે માર્ગે ઉતરી પડનારો હોય, તો તે આગબોટ અને તેનો માલમ ડુબશે તો ડુબશે, પણ તેને જે હોડકું ગુરૂ લેખીને તેની પનાહ તથા રક્ષણમાં રહ્યું હશે, તે પણ સાથે સાથે જ ડુબી જશે. ત્યારે જે ધર્મગુરૂઓ પ્રભુના દ્વારે પહોંચાડવાનો, અર્થાત્, ઇશ્વર જ્ઞાન આપવાનો દાવો કરતા હોય, તેઓ જ જો એલમે એલાહીની બાબતથી અજાણ હોય, મીનોઈ માર્ગની જો તેમને જ ખબર ના હોય, ભક્તિમાર્ગ કે જ્ઞાનમાર્ગના વાકેફગાર જો તેઓ જ ન હોય, તો પછી તે ગુપ્ત ગુઢ માર્ગ પોતાના અનુયાયીઓને તેઓ શી રીતે બતાવી શકે ? આંધળો આંધળાને શી રીતે દોરી લઈ જશે ?

## વતન મુકામે પહોંચવાના પાંચ માર્ગો.

મુંબઇથી કલકત્તા જવું હોય તો ખુશકીના જુદા જુદા પાંચ માર્ગો બતાવી શકાશે, અને તેનાં જુદાં જુદાં પાંચ વાહનો કહી શકાશે. ગધેડાં કે ખચ્ચરો પણ મુંબઇથી કલકત્તા જઇ પહોંચવાને શક્તિવાન થશે. તેઓ ડુંગરા, ટેકરા ટેકરી, નદી નાળાં ઓળંગીને કિંવા વટાવીને લાંબે લાંબે રસ્તે, જેમ તેમ અફળાતાં ઝિંકાતાં કલકત્તા જઈ પહોંચશે ખરાં, પરંતુ તેમને પહોંચતાં ૨૫–૩૦ દહાડા જોઇશે. બેલની ગાડી ૧૮–૨૦ દહાડામાં કલક-તે પહોંચશે ખરી, પરંતુ તેને ડુંગરા ટેકરા નહીં પરવડતાં ગરાડ પૂરેલો કાચો રસ્તો પણ જોઇશે. વળી ઘોડાની ગાડી કે મોટર ગાડી તો બેલની ગાડી કરતાં વહેલી કલક-તે પહોંચશે. ૮–૧૦ દિવસમાં કે તેથી પણ ઓછા દિવસમાં પહોંચી શકશે, પરંતુ તેની શરત એ છે, કે તેને માટે તો પાકી સડક જોઈએ. હવે રહી આગગાડી. આગગાડી તો માત્ર ૨॥–૩ દહાડામાં તમને મુંબઇથી કલકત્તે પહોંચાડશે, પરંતુ તેની પ્રતિજ્ઞા બહુ કડક હોય છે. તેને તો સમાંતર સરળ ( parallel ) ને સરખી રેલ્વે લાઇનો જ જોઈએ. એને તો લોઢાંના સમતોલ એક સરખા પાટા નાખેલી સડક જ જોઇએ. વળી જે મ્હોટા ચીફ એન્જીન્યરે જે રસ્તો ઠરાવી આપેલો, અને જે લાઇનો નાખી આપેલી હોય,

તેજ પાટા ઉપર ડ્રાઈવરે એ આગગાડી ચલાવવી જોઇએ. લગાર એક ઇંચ છેટેથી પણ પાટાથી બહાર ગાડી ચલાવવાનો ડ્રાઈવરને અધિકાર નથી. આમ છતાં વળી ડ્રાઈવરની ખાસ ફરજ તો એ છે કે, રસ્તામાં કાંઇ નડતર હરકત કે નુકશાન છે કે કેમ? માર્ગમાં નડ કરે એવી વસ્તુ આડી પડી છે કે કેમ? સામેથી કિંવા પાછળથી બીજી કોઈ ગાડી આવે છે કે કેમ? બીજી ગાડી સાથે અથડામણ થઇ પડશે કે કેમ? એ સર્વ વાતોની સંભાળ ભરેલી સમય સૂચકતા જે તે વખતે ચોક્કસપણે તેણે રાખવાની હોય છે. ડ્રાઇવર જો કે આગળ ને આગળ જ ચાલ્યાં જવાની પ્રવૃત્તિવાળી (progressive) સ્થિતિમાં મૂકાયલો છે ખરો, તોપણ જો તે બેદરકાર, માર્ગથી અજાણ, છાકટ, અને ખરી સ્થિતિ સમજી જનારો ના હોય તો ગાડી ઉંધી વાળે, પાટા ઉપરથી ખસેડી પાડે, સામેની બીજી ગાડી જોડે અથડાવી પાડે, અને પોતે તો ગબડી પડે અથવા પટકાઈ પડે ને વખતે કચડાઇ પણ જાય તો જાય, પણ સાથે વળી તેના આધારે, તેના વિશ્વાસે, તેને ભરોસે, અને તેને પંડખે રહેલા ઉતારૂ મુસાફરો પણ ચગદાઇ મરે. હવે રહ્યાં હવાઇ માર્ગે મુંબઈથી કલકત્તે બહુ જ થોડાક વખતમાં પહોંચાડનારાં હવાઇ વિમાનો (એરોપ્લેન), પરન્તુ તેની મુસાફરી કરાવનારો સહુબર તથા તેમાં બેઠેલાં માણસો જોખમો પણ તેટલા જ ભારે ખેડે છે. એટલા સારૂ ગુરૂ કરવાની જરૂર વિષે રસ્કીન કહે છે કે;

The first duty of every man in the world is to find his true master and for his own good submit to him, and to find his true inferior, and for that inferior's good conquer him.

## સઘળું દ્રષ્ટાંતનો સાર.

ઉપલાં દ્રષ્ટાંતનો સાર એ છે કે, ખચ્ચરો રૂપી શુદ્રો, જેને આપણુ જરથોસ્તીઓ "હુતોક્ષાંનો" કહે છે, તેવા આત્મજ્ઞાનમાં છેક પાશ્ચાત રહેલા હલકા લોકો ડુંગરા ટેકરા ઓળંગીને અથડાતા કૂટાતા, અનેક જન્મો ધારણ કરીને પણ પરમાત્માના મુકામે પહોંચશે તો ખરા; પરંતુ ભયંકર અને બિકટ મુસાફરી કરીને ઘણે લાંબે માર્ગે અને ઘણે લાંબે કાળે ધારેલે મથકે પહોંચશે; જ્યારે બેલગાડી રૂપી વૈશ્યો, જેને આપણુ પારસીઓ "વાસ્ત્રિયોશો" કહે છે, જેઓ ઇશ્વરને ઓળખવાને લગાર જિજ્ઞાસુ થએલા હોય છે, તેઓ કાચી ગરાડે ગરાડે, આંચકા હિલા ખાતા ખાતા, જરાક ઓછા શ્રમે, લગાર ટુંકે માર્ગે, અને લગરીક વહેલા પહોંચશે. વળી ઘોડાગાડી કે મોટરકાર રૂપી ક્ષત્રિયો, જેમને આપણા જરથોસ્તીઓ "રથેસ્તારો" કહે છે, તેઓ લગાર આગળ વધેલા વર્ગના હોવાથી બેલગાડી કરતાં ઓછી અથડામણે, વધુ ટુંકા માર્ગે, અને વધારે જલદી પહોંચશે. પરંતુ આગગાડી રૂપી બ્રાહ્મણો તથા ધર્મગુરૂઓ, જેમને આપણે "આથ્રવનો" કહીએ છિયે, તેઓ સૌથી શ્રેષ્ઠ માર્ગે, શાંતિથી, સર્વથી ટુંકે રસ્તે અને સર્વથી પહેલા વહેલા પરમાત્માના ચરણે જઇ નમસ્કાર કરશે અને

કરાવશે; પરન્તુ શરત એવી છે કે, તેઓએ એવું તો પવિત્ર જીવન ગાળવું જોઇશે, એવાં તો કડક વૃતો અને પ્રતિજ્ઞાઓ પાળવી જોઇશે, કે નીતિ–ધર્મ–સદાચરણ–સત-પંથ અને પ્રભુતાથી કેવળ ઓતપ્રોત તૃપ્ત થઇ પોતાને માનનારા અનુયાયીઓને સતમાર્ગ બતાવી શકે. ઇશ્વરી જ્ઞાન સંપાદન કરીને સમાંતર સરખા પાટા ઉપર જ તેમણે પોતાનું વાહન હંકારવું જોઇએ, અને તેમના ચીફ એન્જીન્યરો, અર્થાત્, પેગમ્બરોએ નિશ્ચિત ઠરાવી આપેલા માર્ગે જ રથ દોડાવવો જોઇએ; અને સામે ઉભેલાં બીજા ધર્મ રૂપી રથો સાથે અથડી ના પડાય તેની સંભાળ લેતા રહેવું જોઇએ. પોતપોતાના ચીફ એન્જીન્યરોએ–પેગમ્બરોએ–નાંખી આપેલી સીધી લીટીએ પોતાની ગાડી હંકારવી જોઇએ. ધર્મગુરૂઓની આ એક જ ફરજ હું ભાર દઈને કહું છું, કે પોતાનાં સાધારણ બુદ્ધિનાં યજમાનોને ઇશ્વર વિષેનાં ગુઢ જ્ઞાનની પ્રથમથી જ સમજુત કરવા જતાં અર્થના અનર્થ થવાના ઘણા સંભવો હોવાથી, પગથિયે પગથિયે જ બોધ આપવો. જેમકે, કર્મનાં સિધ્ધાંત કુટિયા કીધાથી જો શિષ્યો પરમાત્માનું ગૌણત્વ ગણતા થાય, અને કર્મનું પ્રાધાન્ય સમજે, જો પુરૂષાર્થનું પ્રાધાન્ય ને પ્રારબ્ધનું ગૌણત્વ સમજી નાસ્તિક વિચારો કરીને આડે માર્ગે ઉતરી પડતા જણાય, તો પરમાત્માના અસાધારણ અધિકાર વિષે, પરમાત્મા પોતાની ઇચ્છાનો માલિક હોવા વિષે, તેમની શ્રદ્ધા, તેમની યકીનદારી, કે દીનદારીમાં અંતરાય પડવા દેવો ન જ જોઇએ. હવે હવાઇ વિમાનોના કમાન્ડર રૂપ મહાત્માઓ, સદ્દગુરૂઓ, અને પેગમ્બરો આત્મિક બળના એરોપ્લેન વડે મિનોઇ મથકે તમને વહેલાં પહોંચાડશે ખરા, પરન્તુ તેમની કડકમાં કડક કસોટીમાંથી પસાર થવું મહા કઠણ છે ભાઇ.

---

## સબક ૩૨ મો.

**અહુરમઝદી સ્વપ્નું જૂએ રાત્રે, એહરેમન્દી જૂએ દિસે.**

I found Him in the shining of the stars,
I mark'd Him in the flowering of His fields.—*Tennyson.*

**નસરઃ**—ભાઇ વિરાફ! તમે કહો છો તેમ ઇશ્વર પોતાની જ મરજીનો માલિક હોય, તો કર્મનો કાયદો ટકી રહે જ કેમ? શું દાદાર અહુરમઝદ એવા અસાધારણ અધિકાર ને સર્વોપરિ સત્તા ચલાવનારા છે, કે ગમે ત્યારે દયા કરે, ને ગમે ત્યારે ઇનસાફ કરે? દયા અને સજા બન્ને એકકી વેળાએ કેમ થઈ શકે? ત્યારે કર્મનું બંધારણ રહે જ કયાંથી?

**વિરાફઃ**—પરમાત્માએ સૃષ્ટિ રચના વેળાએ સઘળું નિયમાનુસાર નિશ્ચિતપણે ઠરાવી જ રાખેલું હોવાથી, તેના કાર્યમાં ખુદ તે પોતે પણ કાંઈ ફેરફાર કરી શકતા નથી, બધું નિર્માણ કરી જ રાખેલું હોવાથી ગમે તે પ્રસંગે અને ગમે તે સ્થિતિમાં,

તેનાથી ન્યાય સિવાય દયાભાવ બતાવી શકાતો જ નથી, માત્ર કર્માનુસાર જગતનો વહેવાર ચાલે છે, એવાં એવાં સિધ્ધાંતોને જ વળગી રહી સાધારણ સમજશક્તિના લોકોને બોધ આપવાથી લાભ કરતાં હાનિ વિશેષ થવાનો સંભવ રહે છે, અને દુઃખનાઃ ભયાનક પ્રસંગોએ સામાન્ય જનલોક પોતાની ધીરજ ખોઈ દઈ નિરાશા અને નાસ્તિક પાસીમાં નાસ્તિક બનતા જાય છે. એટલા માટે પરમાત્માના અસાધારણ અધિકારો વિષે પણ ખ્યાલ કરવાની આવશ્યક્તા જણાય છે. તે માલિક પોતાના બંદાઓ ઉપર પ્રસંગોપાત કૃપાદૃષ્ટિ કરીને દયાભાવ દેખાડવાની વેળાએ દયા જો ન બતાવે તો તેની અપરંપાર મ્હોટાઇ અને મરજીના પ્રૌઢપણા વીશે મનુષ્યના મનમાં કનિષ્ટ વિચારો ઉત્પન્ન થવા પામે.

બ્રિટિશ શહેનશાતનો જ દાખલો લઇએ તો જણાશે કે, ન્યાય અને ઇનશાફ કેવી રીતે કરવો તેના કાયદા કાનુનો **ન્યાયાધિશો માટે** મુકરર કરી દીધેલા હોય છે. ખુનીને ફાંસીની જ સજા, અને ચોરને કેદની જ શિક્ષા. આવી રીતે ઠરાવી આપેલા કાયદાની બહાર એક ઇંચ પણ **ન્યાયાધિશોથી** બીલકુલ જવાતું નથી; પરંતુ એક ખુનીને ફાંસીએ લટકતો બચાવવા સારૂ રાજા **જ્યોર્જ**ને તો અસાધારણ અધિકાર હોય જ છે. આપણાં રાજ્યના સઘળા નિયમો અને નિબંધોમાં પણ મહારાજા શ્રી **સયાજીરાવ**ના હુજુરના અસાધારણ અધિકારની અપવાદ રૂપ કલમો તો હોય જ છે. એવા અસાધારણ અધિકાર રાજા **જ્યોર્જ** કે **સયાજીરાવ** મહારાજે પોતાના નિમેલા **ન્યાયાધિશોને** આપેલા હોતા નથી; તો જોકે તેમને માટે પણ દરેક કાયદાના અપવાદો તો ઠરાવી આપેલા હોય છે. જે રીતે Imperial Government—સાર્વભૌતિક અધિરાજ્યની મરજી, એ પણ એક કાયદો હોવાથી ચક્રવર્તિત્વ કહેવાય છે, જેવી રીતે ધર્માધ્યક્ષનું ધાર્મિક ક્રિસ્ટી ફરમાન છેવટનું ગણાય છે, તેવી જ રીતે બધાં ધર્મોમાં એક મહામંત્ર હોય છે. આપણાં જરથોસ્તી ધર્મનું મહામંત્ર આ છે કે;

"યથા અંહુ વઇર્યો અથા રતુશ, અષાત, ચિત હચા વંઘહેઉશ
દઝદા મનંઘહો શ્યઓથનનામ અંઘહેઉશ મઝદાઇ, ક્ષથ્રેમચા
અહુરાઇ આ ઇમ દ્રેગુબ્યો દદત વાસ્તારેમ."

એટલે, જે પ્રમાણે એક પાદશાહને પોતાની ઇચ્છામાં આવે તે પ્રમાણે કરવાનો અસાધારણ અધિકાર છે, તથા જે પ્રમાણે ધર્મના સર્વથી શ્રેષ્ટ ધર્માધ્યક્ષ પોતાની મરજી પ્રમાણે ધાર્મિક કાર્યોમાં આપ અખત્યાર છે, તે જ પ્રમાણે બેહમન કહેતાં ઉચ્ચ મનની બક્ષીશે કરીને પરમાત્માનાં ઇચ્છિત કામો આપ અખત્યારીથી થવા કાજે પરમાત્માનો સ્વેચ્છા મુજબનો અસાધારણ અધિકાર સર્વ સૃષ્ટિ ઉપર ચાલે છે. શાયર ફિરદુશી તુસીનો પણ કોલ છે,

કે બખ્શંદેહ ઉ અસ્તો દાર-દેહ ઉય; ખુદાંદ આસમાનરા નેગાર-દેહ ઉય.
સેતમ દીદેહરા ઉસ્ત ફર્યાદરસ; મનાઝીદં બા નાઝેરી જી બ કસ.

તે માલિકે પાક ગુપ્ત બક્ષીશો ઉતારનારો, અને સૃષ્ટિની સંભાળ રાખનારો છે. ઉંચા આકાશને અદ્ધર ઉભું રાખીને તેને શણગારનારો પણ તે જ છે. જેમના ઉપર અન્યાય, ગેર ઇનશાફ, અને જુલમ પડે છે તેમની ફરિયાદો સાંભળનારો સર્વથી છેલ્લો સર ન્યાયાધિશ પણ તે જ છે. તે માલિકના અસાધારણ અધિકાર વિષે કોઇએ પણ શંકા લાવવાનું કશું કારણ નથી. જેમ વેદાંતમાં, કુરાન કે બાઇબલમાં વર્ણનો કર્યાં છે તેમ આપણા ધર્મમાં પણ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે;

" સ્પસ્ત નામ અહ્મિ, વીત નામ અહ્મિ; દાત નામ અહ્મિ,
પાત નામ અહ્મિ, પ્રાત નામ અહ્મિ; જનાત નામ અહ્મિ,
ઝનોઇસ્ત નામ અહ્મિ; ફ્શુમાઓ નામ અહ્મિ, ફ્શુષો-માથ્ર
નામ અહ્મિ; ઇસે-ક્ષથ્રો નામ અહ્મિ, ઇસે ક્ષથ્રોતેમ
નામ અહ્મિ; નામો-ક્ષથ્રો નામ અહ્મિ, નામો-ક્ષથ્રોતેમો નામ અહ્મિ."

અહુરમઝદ કહે છે કે; "હું સંરક્ષણ કરવાવાળો છું. હું સર્વનો ખેરખાહ સર્વ વ્યાપક અધિકારી છું. ગુપ્ત બક્ષીશો ઉતારવાનો હું અધિકાર ધરાઉં છું. હું બધાનું પોષણ કરવાનો અધિકાર રાખું છું. સર્વમાં દુઃખ સુખ સમજનારો હું સર્વજ્ઞ છું. હું મ્હારા આ બધા અધિકારોને પિછાનનારો છું. હું સર્વની વૃદ્ધિ કરવાનો મુખ્ત્યાર છું. સૌનું કલ્યાણ કેમ કરવું તેના મંત્રોને હું જાણનારો છું. હું મ્હારી મરજી મુજબ મ્હારૂં પ્રભુત્વ, મ્હારી ખુદાવંદી ચલાવનારો છું; એટલું જ નહીં, પણ અસાધારણ અધિકાર વાપરીને હું મ્હારી ઇચ્છા પ્રમાણે મ્હારી હકુમત ચલાવી શકું છું." ટુંકમાં, પોતાનું દિલ ચાહે તે રીતે સ્વેચ્છાથી પરમેશ્વરપણું ચલાવનારો જે પોતાને કહેવાડે છે, તે અસાધારણ અધિકાર ધરાવનારો જ હોવો જોઇએ. એટલા માટે હે ભાઇ, તેની અનદીઠ ગુપ્ત દયા માટે નિશંક નિસંદેહ રહી તેનું જ સ્મરણ ત્હારે નિત્ય કરતાં રહેવું જોઇએ.

ભાઈ નસર ! આજે દુનિયામાં બુદ્ધિબળ, કુનેહ, અને મનની શક્તિમાં તું મી. લોઇડ જયોર્જથી ચઢિયાતો કોઇને પણ જોતો ન હશે. તે જેવા વિદ્વાન, મોટાં ભેજાંના મહાન પુરૂષે જરમન મહા યુદ્ધની જીત થતાંને વાર પહેલું જં કામ શું કર્યું ? કાંઈ પણ કામ પાર્લામેન્ટ પાસે પ્રથમ ન કરાવતાં આખી પાર્લામેન્ટને લે તુર્ત જ દેવળમાં લઇ ગયો, અને સર્વ પાસે પરવરદેગારની પ્રથમ બંદગી કરાવી, તે સાહેબનો ઉપકાર મનાવ્યો હતો. એટલે આવું બળવાન ભેજું જ્યારે ખુદાની હસ્તી, તેની મરજી, અને શક્તિ કબુલ રાખી તેની બંદગીનું ફળ સમજે છે, ત્યારે આપણે પણ કબુલ કરવું જ પડે કે, જેને લોઇડ જયોર્જે માન્યો તેને આપણા જેવા અલ્પ મતિનાં માણસોએ કેમ નહીં માનવો ? જ્યારે ઇશ્વરની મહેરબાનીનો તેણે કાંઈ પણ સાર જોયો હશે ત્યારે જ તેને આવું સુઝ પડયું હશેને !

યક રામ કહત કલમા, ન કુઆ કોઇ રે;
અર્ધ નામ પાષાન, મરા નીર લોઇ રે!
કર્મકી કેતીક બાત, બીલગ વહાઇ જાયેંગે,
હાથીકે અસવાર, કુત્તે કયોં ખાયેંગે?

## પરમાત્માએ મુકરર કરેલી ગુપ્ત શક્તિઓ.

જે પ્રમાણે એક રાજા કે પાદશાહે નિમેલા ન્યાયાધિશો અને અધિકારીઓ રાજાના બાંધીને સંપૂર્ણ કરી આપેલા કાયદાઓને પકડીને જ ન્યાય કરી શકે છે, અને જે પ્રમાણે તેમને કશા અસાધારણ અધિકાર નિયમ નિબંધની બહાર જઇને વાપરવાની સત્તા હોતી નથી, તે જ પ્રમાણે પરમાત્માએ નિમેલા અધિકારીઓ જેમને દૂતો, ફિરેસ્તાઓ, ઇઝદો, અમશાસ્પંદો વિગેરે કહેવામાં આવે છે, તે સર્વને સાર્વભોમ પ્રભુ-સરકારે જે અલૌકિક કાયદા ઠરાવી આપેલા હોય છે, તે કાયદાની બહાર જઇને, પોત પોતાના અધિકાર વિરૂદ્ધ, તે ગુપ્ત અનદીઠ શક્તિઓથી પણ અસાધારણ અધિકાર વાપરી શકાતા નથી; તે તો માત્ર પરમ તત્ત્વની સત્તાની વાત છે. "તુલસી રેખા કરમકી, મીટ શકે ના રામ" એવું જે સિદ્ધાંત તુલસીદાસે કર્મને વિષે કહ્યું છે, તે એવું કે નિર્માણ કરેલું તો **રામ** પણ ફેરવી શકતા નથી, પરન્ચ તુર્તજ તેમણે પાછું કહી દીધું છે કે; "**મીટે તો અચરજ નહીં**, પર સમજ કિયો હય કામ." ધર્મશાસ્ત્રોનાં ઘણાંક સૂત્રો ને મંત્રો ગહન અને ગુપ્ત છે, જેનું તત્વ સત્વ બધાં જ કાંઈ સમજી શકતાં નથી. માટે સર્વ ધર્મો જેના અધિકાર, અને જેની સત્તા વિષે એકમત હોય તેને મનુષ્ય માત્રે માન્ય રાખવાં જોઇએ. વળી ઘણાં લોકો જે તત્ત્વ કે સિદ્ધાંતની નિંદા કરતાં હોય તે જ અધર્મ ગણાવો જોઈએ. "પરમાત્માની ઇચ્છા ગમે એ પ્રસંગે ગમે એવી થાય"--એ સૂત્ર જો નહીં ગ્રાહ્ય કરવામાં આવે તો સૃષ્ટિ રચના એક ગુલામી બંધન થઇ પડી નાસ્તિકપણું વધી જાય. જો તે માલિક પાક પોતાના ક્રોધની તલવાર બહાર કાઢે તો પેગમ્બરો, પીરો અને વલીઓ પણ પોતાનું મોઢું છુપાવશે; અને જો તે સાહેબ કૃપાદ્રષ્ટિ કરશે તો દુષ્ટ જનોને પણ સજ્જનોમાં હડસેલી દેશે. "સર્વ ધર્મને મૂકીને કર આશ્રય મુજ એક; શોચ મા કર હું છોડાવીશ, સર્વ પાપથી છેક." આ ભગવત ગીતાનું વાકય છે. મી૦ બ્રાડલો અને તેનો સાથી નાસ્તિક મતના હતા. પ્રભુના અસાધારણ અધિકારને તે માનતા ન હતા. પરમાત્મા જેવી કોઇ અનદીઠ શક્તિ હોય તો તે હવે નિઃસત્વ અથવા અણાધિકારવાળી અને અશકત થઇ પડેલી શક્તિ હોય એમ તેનો મત હતો. જ્યારે તે એક પ્રસંગે રેલ્વેની મુસાફરી કરતો હતો ત્યારે તે જ રેલ્વેને એક અતિ ભયંકર અકસ્માત નડયાથી સઘળા આસ્તિક ઉતારૂઓ કચડાઇને માર્યા

ગયા, અને એકલો પેલો નાસ્તિક સાથી જ બચી જવા પામ્યો. વળી તેને જરાએ ઘસારો કે ધોકો પણ લાગ્યો નહીં! તેને હવે લાગ્યું કે, શાસ્ત્રિય રીતે જોતાં પણ આ અકસ્માતમાં એક પણ જીવડો બચવો જોઈતો જ ન હતો, છતાં તેને **એકલાને જ** કોણે બચાવ્યો! આ અસાધારણ બનાવમાં કોઇ પણ એક અદ્દભુત અલૌકિક શક્તિનો અણદીઠ હાથ હોવો જ જોઇએ, એમ તેને ભાસવા લાગ્યું.

**નસર:**—કેટલાક વખતથી મ્હને એવી ને એવી જ કલ્પના થયાં કીધી, કે જ્યારે સર્વ કાંઇ કર્મ પ્રમાણે જ બને છે, જ્યારે સઘળું કર્મને જ અવલંબીને ચાલે છે, ત્યારે ભક્તિ, પવિત્રાઈ, સત્ય, આસ્તિક ભાવ કિંવા નાસ્તિક ભાવ એ સર્વ શું કરી શકે? પરમાત્માની સત્તા જ જો એકવાર નિશ્ચિત થઇને પ્રભુતા જ જો મર્યાદાવાળી હદ બાંધેલી જ બનેલી છે, તો પરમાત્માને શું કાંઈ જ અધિકાર રહ્યો નથી? એટલામાં તા. ૯ઠી જુલાઇ ૧૯૨૧ ના દિવસે આપણે ત્યાં જ એક એવો ભારે અકસ્માત બનાવ બન્યો. માળ તૂટી પડયો, પરન્તુ આખું માળ્યું આપણા ઘરમાં વસનારાંના માથા સૂધી આવીને અદ્ધર હવામાં જાણે અટકી જ પડયું!

**વિરાફ:**—ત્યારે આ ચમત્કાર તે વેળાએ કોણે કીધો હતો? ગુરૂત્વાકર્ષણ અને શક્તિનું ગૌરવ ( Force ) કોણે અટકાવ્યાં? એક સર્વ વ્યાપક અને સર્વ શક્તિમાન મહાન શક્તિ, જેને અસાધારણ સત્તા હતી, તેનો જ એ મોજેજો હતો ભાઇ. મુંબઇમાં ત્રણ માળની એક ઉંચી હવેલીની બારીમાંથી ૪-૫ વર્ષનું બાળક જમીન ઉપર નીચે પટકાઈ પડયું છતાં, મુંબઇની જ ભૂમિના ગુરૂત્વાકર્ષણ ( Attraction of Gravity ) નો કાયદો કોણે તોડયો, કે તે બાળકને સલામત હસતું રમતું, જીવતું જાગતું ઉંચકી લેવામાં આવ્યું? **મહી** નદી ઉપરના ઉંચામાં ઉંચા રેલ્વે-પુલ ઉપર ડબામાંથી એક પારસી છોડી ઉથલાઇ પડી, પુલની વચ્ચમાં થઇને નદીમાં સરકી પડી, ત્યાં તે ટ્રેનનો ગાર્ડ તેણીનો બાપ મૂકાયો હતો, સાથે માતા બેઠી હતી, તેણીએ એલાર્મની સાંકળ ખેંચવાથી બાપે ગાડી ઉભી રખાવી, અને નદીમાં ઉતરીને તે છોડીને જરા પણ ઇજા વિના તેણીનો ગાર્ડ-બાપ સાજી સમી ઉપર ઉંચકી લાવ્યો, ને ગાડી સડસડાટ પાછી ચાલી. ત્યારે હ્યાં પણ Force નો કાયદો બાજુએ મૂકનાર અસાધારણ સત્તા ધરાવનાર કોણ હશે? **પરમાત્મા.**

Mercy is an attribute to God Himself, and earthly power doth show then likest God's when mercy seasons justice. —Shakespeare.

## કર્મનો કર્તા કોણ? ચૈતન્ય શું કર્મમાં છે કે કર્તામાં?

મનુષ્યના મનમાં જ્યાં સૂધી એવા જ પ્રકારના નિશ્ચયો દ્રઢપણે જડ ઘાલી રહ્યા હોય છે, કે આગલાં પાછલાં કર્માનુસાર જે તે નિર્માણ થઇ ચૂકેલું જ હોય છે, જેમાં પરમાત્માથી પણ ફેરફાર કરી શકાતો નથી, ત્યાં સૂધી એક જ પ્રશ્ન ઉત્પન્ન થયાં

કરે છે કે; "જ્યારે કર્મ ન હતું ત્યારે કર્મને કોણે અને શા કારણે ઉત્પન્ન કર્યું ?" એવા વિચારથી નવા નવા નિશ્ચયો માનવીની કલ્પનામાં પ્રવેશ કરી શકતા નથી, અને ખુદાતાલાની અસાધારણ સત્તાના ખ્યાલાતો મૂળ ઘાલી શકતા નથી. આગલા વખત ઉપર ભોળા ક્રિસ્ટી લોકો માનતા હતા કે, ઇસ્ટરના તહેવારો ઉપર સૂર્ય-નારાયણ નાચે છે ! જેઓ પ્રભુની અદ્દ્ભુત સત્તા અને કળાને માનતા હતા, તેમને ઇસ્ટિરના દહાડાઓ ઉપર સૂરજ નાચતો પણ દેખાતો હતો ! દરેક ન્હાનાં જીવજંતુની બનાવટને પણ માણસ જો સમજી શકતો નથી, તો જે અનંત છે તેને તે કેમ સમજી શકે ? જે મહાન ભાને, જે મહા અદ્રશ્ય શક્તિએ લાખો પૃથ્વીઓ અને લાખો આકાશો ઉત્પન્ન કર્યાં છે, અને જે ઇચ્છા કરે છે કે; "આમ આમ થાવ !" તો તે પ્રમાણે થઈ જાય છે; "કુન ફ્ય કુન !" એવો જેનો હુકમ નિકળતાં જ બધી સૃષ્ટિ રચના થઇ જાય છે; પ્રલય પછી જેનો ધ્વનિ "ઔંકાર" નિકળતાં જ બ્રહ્માંડ બને છે, તેની અસાધારણ સત્તા કર્મના કાયદાને પણ બાળી ભસ્મ કેમ ન કરે ? જે કર્તાએ સર્વ કાંઈ ઉત્પન્ન કર્યું છે, અને જે બધી વાતો દરેક પળે જાણનારો સર્વજ્ઞ છે, અને જે સર્વ શક્તિમાન કહેવાયો છે, તે આપણો અહુરા, જળ હોય ત્યાં સ્થળ, અને સ્થળ હોય ત્યાં જળ પલકવારમાં કરી શકે છે; રજની પર્વત ને પર્વતની રજ ઘડીવારમાં કરી શકે છે; ઘાસનાં તણખાંને પત્થર અને પત્થરને તૃણ બનાવી શકે છે; અગ્નિનો કાયદો ઉષ્ણતાને લઇને વસ્તુઓને બાળી નાખવાનો છતાં તેને ઠંડો ગાર કરી દઇ તે ઉપરથી માણસોને ચલાવી શકે છે; હીમ અગ્નિ થાય અને રાયનો રંક કે રંકનો રાય પલકારામાં થઈ શકે છે, એ તેની અસાધારણ સત્તાનું પરિણામ સમજવાથી ઇનશાનને શાણુ આવી શાન્તિ જ થાય છે. He changes a fly into an elephant. તે સાહેબ એક માખીને હાથી પણ બનાવવાની સત્તા ધરાવતો ગ્રીક ફિલસુફો માની ગયા છે; કેમકે

જુઝ અઝ રાયો ફરમાને ઉ રાહ નીસ્ત;
ખુરો માહ અઝીન દાનેશ આગાહ નીસ્ત.

તે પરવરદેગારના હુકમ અને ઇચ્છા વગર બીજી કોઈ રીતિ જ નથી. સૂર્યને અને ચંદ્રમાને પણ તેની સત્તાની ખબર હોતી નથી. રંકના રાય કરવાનો તેનો જે અસાધારણ અધિકાર તે થકી જ તો ડેલીમ જીલ્લામાં, અબુ સુજાઉલ બોહિયા નામનો ઇરાની માછી, જે લાચાર સ્થિતિમાં તેની દયા માગતો હતો, તેના ત્રણ દીકરાઓ ઈમાદ, રૂકન અને મોયઝને રાજપાટ આપીને એકદમ તેણે રાજાઓ બનાવ્યા હતા ! એવો સૃષ્ટિનો કારભાર ચલાવવામાં પરમેશ્વર જે સંપૂર્ણ સત્તા પોતાના જ હાથમાં રાખી રહ્યા છે, તેથી જ સૃષ્ટિમાં સઘળે સુંદરતા લાગે છે, ને બધે આનંદ પણ પ્રસરી રહ્યો છે, અને તારાઓ પણ એવાં ગીતો ગાય છે કે, "આપણ સઘળાઓને બનાવનારા હાથોમાં અલૌકિક સત્તા છે." પશુ પંખીમાં કે

સૌ જીવજંતુમાં તેમ જ સૌ મનુષ્ય માત્રમાં કે દેવતાઓમાં ઓતપ્રોત બસ તે પરમાત્માની જ સત્તા વ્યાપી રહેલી હોવાથી, જ્યાં જ્યાં ખ્યાલો ને કલ્પનાઓ કર્યે ત્યાં ત્યાં, પરમાત્માની જ લીલા દૃષ્ટિગોચર થાય છે. તેના વિષેના વિચારો દ્રઢ કરવાથી જ આપણુને આફતો કે અકસ્માતોનાં દુઃખોનો પડછાયો પણ જણાશે નહીં. જે થવાનું તે જ થશે, એવી માન્યતા રાખી રહેનાર ઇનશાન, જે સર્વ કાંઇ પરમાત્માની અખંડ શક્તિમાંથી ઉત્પન્ન થાય છે, અને તેની અપાર શક્તિ, અસાધારણ સત્તા, અખુટ ઇચ્છિા, અને અનંત ડહાપણમાંથી સર્વ કાંઈ જે તે વખ્તે નિપજે છે એવું માનતો નથી, એટલું જ નહીં, પણ જેમ કવિ પોપ કહે છે તેમ, બેહદ વિસ્તારવાળા અને અખંડ સત્તાવાળા જે સાહેબના આપણુ સઘળા ભાગો છિયે, તથા તેની ઇચ્છિા અને અધિકાર એ જ જેનું શરીર છે, એવું પણ માન્ય રાખતો નથી, તે બંદો ઇશ્વરની ભક્તિ, અલ્લાતાલાની નિમાજ, અને ખુદાવીંદની બંદગી કરવામાં બેદિલ થઇને દુઃખી જ થયાં કરે છે. આવું વગર સમજનું ફૂલ કાંઈ સંઘરવા જોગ થઈ પડતું જ નથી. ઇશ્વિરની ઇચ્છિા વિષે મનમાં જેવી ભાવના સ્ફુરીને પ્રગટી નિકળે છે, તેવીજ ભાવના બહાર પ્રગટી નિકળે છે. પ્રભુની અસાધારણ ઇચ્છિા અને અખંડ સત્તાનું સ્મરણ કરનાર તો પ્રભુનાં સાક્ષાત દર્શન લઇ તેને પ્રત્યક્ષ દેખે છે. માત્ર એક જ માણુસની બંદગીના પ્રવાહો આકાશ વેર ઉડીને વિશ્વના આખા વાતાવરણને ( Atmosphere ) શુધ્ધ કરી મેલે છે, ત્યારે તમામ જગતની બંદગીના વાતાવરણનો તો ખજાનો ને ખજાનો દાદારની દરઘામાં ભેગો થયો છે, અને તે ખજાનામાંથી જ ખાસો આમને બળ ને ફળ મળે છે. બંદગીથી ભેગો થએલો લાખો વરસનો ખજાનો ખુટતાં ખુટતો નથી, અને તેથી જ આ જગત્ ટકી રહ્યું છે.

સેનૂહન મઽરા ચુનાં ચુન તવાં;<br>
શઓ રૂઝ ખુદન બ પીશશ નવાં.<br>
ખુદાવંદે ગરદનદેહ ખૂરશીદો માહ;<br>
રવાંરા બ નેકી નુમાયનદેહ રાહ.

ભાઇ ! ત્હારાથી બની આવે એટલી પાક દાદારની બંદગી કર. અહોનિશ તે મહાન બાપના ચરણે નમતો રહે. સૂર્ય અને ચંદ્રને તે સાહેબની આગળ તું નમતા ને નમતા જ જોતો રહીને ત્હારા આત્માને શુદ્ધ માર્ગ દેખાડનારા તે રાહબર સાહેબના નમસ્કાર હરદમ અહર્નિશ કરતો જ રહે.

## આત્મિક બળ.

આપણો આત્મા ઉચ્ચ ગુણોથી ઓતપ્રોત ભરપૂર છે. આત્મા કે પરમાત્માની સંપૂર્ણ સત્તા આગળ કર્મના દોષની બિસાદ શી હોઇ શકે ? આપણા પરવરદેગારની વખતો વખત આપણા ઉપર ઉતરી આવતી દયાની કુદ્રતનું ચિંતન

કરવાનું છોડી બેસીને, આપણામાં જે હોય નથી તેનું ખ્યાલી ને ખાલી વિમાસણ કરવું એ ભગવત-સત્તા વિષે શંકાશીલ રહેવા જેવું થાય છે. પ્રભુ જે છે તે જ માફી આપનારો છે, રહેમિયત અને દયાનો ભંડાર છે, એ સત્ય વાતને નહીં માનતાં ભક્તિને પણ વિસારી દઇને એકલાં કર્મને કૂટ્યા કરવાથી અનર્થ પણ થાય છે ભાઈ. જે ભકતો પરમાત્માની સ્વતંત્ર સત્તા ને ઇચ્છા વિષે સંપૂર્ણ છે, તેઓ તો તેલની કડકડતી ગરમ કઢામાં પડતાં પણ ડરતા નથી; કરવત વડે વહેરાતાં પણ ડગમગતા નથી; ગળાં ઉપર છુરી ફરતાં પણ ધ્રુજતા નથી; એવી કૃતિને ચમત્કાર કહેવામાં આવે, અને તેવા ચમત્કારને નમસ્કાર થાય એમાં નવાઈ શી છે? જેઓ યકીન કે ઈમાન વગરના હોય તેમને જ ઇશ્વરિ અસાધારણ સત્તા ઉપર વિશ્વાસ હોતો નથી. માણસ પોતાના આત્માનું મહત્વ ને ઉચ્ચપણું ભૂલી ગયાથી જ જરા જરામાં ભય પામી શંકાયુકત બને છે.

"The human Will, that force unseen,
The offspring of a deathless soul,
Can hew a way to any goal,
Though walls of granite intervene."

## કર્મ ઉપર પ્રભુની અદ્દભુત સત્તા.

ગોવીંદ સ્વામી સ્નાન કરીને પવિત્ર થયા ત્યારે કુકર પાપી તેમના શરીર ઉપર મૂતર્યો, તોયે તે પાપીને શિક્ષા ન કરતાં તેને ભકિતને માર્ગે પ્રભુએ કાં લગાડયો? ફરી ફરીને વૃષ્ચકે નંદદાસને ડંખો માર્યા છતાં તેના કર્મ તરફ ન જોતાં પ્રભુએ તેના ઉપર કરૂણા કરીને જળની શીતળતામાં શા સારૂ રાખ્યો? હરિનો જે પૂર્ણ ભકત અંબરિષ, તેને દુર્વાસાએ ઘણોએ દુઃખી કર્યો તો પણ દુર્વાસા મૂનિનાં આ કુકર્મ તરફ નજર ન કરતાં તેનું રક્ષણ જ કર્યા કીધું; એમ કાં? ઠગ લોકે જયદેવના હાથો કાપી નાખી તેને કૂવામાં નાખ્યો તેના ઠગોને તે જ રાજા પાસે પુજાવીને સુખ કાં અપાવ્યું? વાઘની બીકથી પારધીને વશ થએલ વાનરી પારધીના ભરોસા ઉપર રહી, અને તે પારધીએ જ દગો કરવા છતાં તે પારધીને પ્રભુએ સ્વર્ગમાં કાં મોકલ્યો? હરિજનને લુટારાએ લુટીને તેને કાપી નાખ્યો છતાં તેનાં દુષ્ટ કર્મ તરફ ન જોતાં ઉલટો અમુલ્ય હીરો તે જ લુટારાને આપી સંતોષવાનું શું પ્રયોજન? ઠગ વાણિયાનો વેશ લઇને નારાયણે પોતાના સેવકની જ સ્રીને કાં મારી નાખી? એ સર્વમાં ઇશ્વરની ઇચ્છા, સત્તા, ભેદ, અને અસાધારણ અધિકાર શું આપણે અનુભવતાં નથી? જ્ઞાની કિવા ભકત જે તેની ઈચ્છાને વળગી રહ્યા છે એ બન્ને પ્રભુના જ પુત્રો છે, પરન્ચ જ્ઞાની છે તે સમજણો છે, માટે જ મોટો દીકરો કહેવાય છે, અને ઇશ્વરની જ એકલી સત્તાને માનનારો ભકત તો ન્હાના બાળક જેવો હોવાથી ઈશ્વરને

પોતાના ન્હાના દીકરા ઉપર તો વડા દીકરા કરતાં પણ વિશેષ વહાલ હોય છે. અર્થાત્, જ્ઞાની કરતાં પણ અજ્ઞાની હોય ને ભકત હોય, તથા ઈશ્વરના અસાધારણ અધિકાર પ્રત્યે અવલંબીને રહેલો બંદો (ભકત) હોય તો ઈશ્વરની દયા પ્રાપ્ત કરવા ઉપર જ તે બેઠેલો હોવાથી તેને પ્રભુ તરફથી દયા જ મળે છે.

ભકત બાલ બડ ગ્યાની સુત, જુગમ જાની જદુરાઈ;
પેં ન પ્યાર બાછલ્ય વહાં, સીસુ પેં અતિ અધિકાઈ.

જીવભાવમાં જ ધાસ્તી રહે છે, ઇશ્વરભાવમાં બિવાનું હોતું જ નથી. પ્રભુની ઈચ્છાના ભાવ ઉપર આનંદે રહેવાય. પરમાત્મા સર્વદા આપણા રક્ષક છે, દયા રાખનારા છે, એવું માનનારા જીવોને કર્મનો ભય ક્ષુલ્લક જણાય છે. જે ઘડીએ પ્રભુના અધિકારમાં જીવ અવિશ્વાસ કરે છે તે ઘડીએ જ તેને ભય લાગવા માંડે છે. આવી તેવી સાવધગિરી નહીં રાખીશ તો અમુક તમુક વિપત્તિ આવી પડશે, એવું અભિમાન રાખવા માંડતાં જ અંતઃકરણ ધ્રુજવા માંડે છે; કેમકે ભગવાનની અમર્યાદ ને અનંત સત્તા મર્યાદિત અને અંત્તવાળી ભાસતાં જ આપણો અવિશ્વાસ થાય છે. ગમે એવડી સાવધાનગિરી કરતાં ઇશ્વર ઉપરની ગમે એવી શ્રદ્ધા જ બળવાન થઈ પડે છે. અહુનવદ ગાથામાં એક કહેવત કહી છે કે; "અથાનો અંવહત યથા હવો વસત." એટલે કે, "જેવી પરમાત્મા ઇચ્છા કરે તેવું અમને થજો!" ટુંકમાં, ઘણીવાર કર્મનું ગૌણુત્વ અને ઇશ્વરની ઈચ્છાનું પ્રાધાન્ય કહેવામાં આવ્યું છે. કેમકે, જ્યારે કર્મની હસ્તી નો'તી ત્યારે પણ કર્મને ઉત્પન્ન કરનારો પરમાત્મા તો હતો જ હતો. કર્મનો જે ઘડનાર તેની સત્તા બહાર તે હોય જ નહીં. કાયદો ઘડનાર અને કાયદાની અમલ બજાવણી કરાવનાર જે મહાન રાજ્ય–સત્તા તે સત્તાના અધિકારમાં જ તે કાયદો ગમે તે પ્રસંગે રદ કરવાનો, તે કાયદામાં સુધારો વધારો કે ઘટાડો કરી ફેરફાર કરવાનો, કિંવા અમુક મુદત સૂધી મુલતવી રાખવાનો અસાધારણ અધિકાર હોય જ છે. જો કર્મના કાયદા ઉપર ભૂતકાળની સત્તા ખુદાની જ ગણાય, તો વર્તમાન કાળ કે ભવિષ્ય કાળમાં, તે શહેનશાહોના શહેનશાહ અને બ્રહ્માઓના બ્રહ્માની સત્તા નિર્મુળ થએલી માનવાને આપણી સાધારણ બુદ્ધિ પણ ના પાડે છે. જે પ્રસંગે અમુક કામ થવું જોઇએ અને અમુક કામ થવાનું હતું તે ન જ થવું જોઇએ, એવો પરમાત્માને સંકલ્પ થાય, અને તેની ઈચ્છા મુજબનો હુકમ થાય ત્યારે માણુસ જાતનું સઘળું ડહાપણ અને બધી અક્કલ એક કોરે જ રહી જાય છે.

ચુ બાયસ્તેહ કારી બુવદ ઇઝદી;
બ યક સુ રવદ દાનેશી ખેરદી.

## દ્રષ્ટાંતથી સિદ્ધાંતની સમજુત.

જેઓને પરમાત્માની સંપૂર્ણ સત્તા વિષે સંપૂર્ણ ભરોસો છે તેઓને તો

કોઈ કાલ્પનિક માની લીધેલા કાયદાથી અંતરાય આવે જ નહીં. એકવાર એક વહાણુ ઉપર સ્વારી કરી, પરસ્પર અત્યંત પ્રેમ રાખનારૂં ધણી ધણિયાણીનું એક જોડું, સમુદ્રની સફર કરતું હતું; એવામાં ભારે તોફાન ચઢી આવ્યું, અને વહાણે ડોળા ખાવા માંડયા. બધા મુસાફરો નિરાશ અને નાઉમેદ થઈ ગભરાટથી કોલાહોલ કરવા લાગ્યા. પરંતુ પેલી સ્ત્રીનો ધણી, જેટલી પણ બચવાની યુક્તિ સુઝી એટલી કરવા લાગ્યો. કેટલીક વારે તેણે પોતાની સ્ત્રીને એક ખુણે દિલગીરીથી બેસીને આંસુ પાડતી દીઠી. એટલે તે તેણી પાસે ગયો, અને ખુદાઈ શક્તિ તથા કુદ્રતની અપરંપાર સત્તા વિષે તેણીને બહુ બહુ સમજાવતાં બોલ્યો કે;

અગર મેહેર બા કીન ન યામીઝદી;
સેતારેહ ઝે ખેશમશ ફેર રીઝદી.

પરવરદેગારે જો કહેરની સાથે મહેર ભેગી નહીં હોત, કીના જોડે દયા જોડી ના હોત, તો આકાશ ઉપરના એકે એક તારાઓ જમીન ઉપર ખરી પડયા સિવય રહેત નહીં. એટલામાં તો તુફાન બેહદ વધી પડયું. તે વહાણુ હવે ખડક ઉપર અથડી પડવાની તૈયારીમાં હતું; જેથી તે સ્ત્રી બોલી:–"મ્હારા વ્હાલા ખાવીંદ! હવે ગભરાટનો પાર રહ્યો નથી. કંઠે પ્રાણુ આવ્યો છે. જે વખત જાય છે તેટલામાં વહાણુ દરિયાની તળે જઇને અથવા ખડકને લાગીને આપણુ બન્નેને મૃત્યુના મુખમાં થોડી જ પળમાં મૂકી દેશે; આમ છતાં તમે ડાહી ડાહી વાતો કરીને શાયરી ચલવવા જેટલું ઠંડું કાળજું કેમ રાખો છો?" આ સાંભળીને તેનો ધણી વહાણુના બીજા ભાગ તરફ દોડયો, અને એક તલવાર લાવી મ્યાન બહાર ખેંચી કાઢી સ્ત્રીને કહેવા લાગ્યો:– "પ્યારી! હું હવે ત્હારૂં ખૂન કરૂં છું; કેમકે આમ પણુ તો તું મોતનાં જ ડાચામાં છે, તો વહેલી મરશે તો શું મુજાયકો છે?" બાયડી મૂગી બેઠી; એટલે પુરૂષે પૂછ્યું:– "કેમ છે? તું પણુ હવે ઠંડે કાળજે કેમ બેઠી છું? શું ત્હને આ શમશેરના ફટકાનો ડર નથી લાગતો શું?" સ્ત્રી કહે:–"વ્હાલા સ્વામી! આ તમે જે તલવાર ઉગામી છે તેનો કિંચિતે ભય કે ધાસ્કો મ્હને તો લાગતો જ નથી, કાંકે મ્હને સંપૂર્ણ શ્રદ્ધા છે કે, **આ તલવારની મૂઠ મ્હારા ને મ્હારા જીવજાન, દિલજાન, જીગરના દોસ્તના હાથમાં છે, જે મ્હારા જાનને તો શું, પણુ મ્હારા એક બાલને પણુ અળવળ આવવા દેનાર નથી, એવો મ્હને ભરોસો છે. આ મ્હારી ધીરજ કુદ્રતી હોવાથી મ્હને જરાએ બીક કે ગભરાટ લાગતો જ નથી.**" આ વચન સાંભળી પુરૂષે તલવાર પાછી મ્યાન કરી કહ્યું:— "મ્હારી પ્યારી! તું ખાતરીથી માનજે કે, ત્હારા શુભેચ્છક ખેરખાહ ખાવીંદના હાથમાંની તલવારથી જેમ ત્હને ત્હારો બાલ પણુ લગાર વાંકો થવાની ચિંતા લાગતી નથી, કેમકે હું ત્હારો ખાવીંદ જે ત્હારો રક્ષક કહેવાઉં, તે ત્હારૂં સંરક્ષણુ કરનારના હાથમાં રહેલી તલવારની મૂઠ જ્યાં સૂધી તેના જ હાથમાં રહેલી છે ત્યાં સૂધી. ત્હારે

કરશો ગભરાટ કરવાનું કારણ નથી, તેજ પ્રમાણે આપણા સંસારનું કે આપણા વહાણનું સુકાન તે પરવરદેગાર ખાવીંદના હાથમાં રહેલું છે, એમ જયારે તું ખાત્રીથી માનશે, ત્યારે ત્હને સમુદ્રના આ ભયાનક તુફાનથી પણ જરાએ ધાસ્તી કે ગભરામણ લાગશે નહીં! ભલેને તુફાન ચોવડું વધે, છોને ગમે એ બલા કાં નહીં આવે, તોપણ તે માલિકની મરજી આપણને બચાવવાની જ હશે તો આવા ભયાનક તુફાનથી પણ આપણને કશુંએ થનાર નથી!" આખરે તુફાન નરમ પડયું, ને વહાણ બંદરે પહોંચ્યું.

કસ અઝ ખાસ્ત યઝદાં ન યાબદ રહા;
અગરચે ઝીઅદ દર દમે અઝદહા.

એક માણસ કદાપિ અઝદાનાં ડાચાંમાં કાં જઇ પડયો ન હોય, તોપણ દયાળુ પ્રભુના હુકમ અને ઇચ્છા વિરૂધ્ધ કાંઇએ થઇ શકનાર નથી. પ્રભુની અચાનક સહાયનું, ગુપ્ત બક્ષીશનું અને ગેબી બસારતનું કામ એવું છે, કે જેમ આંખનાં પોપચાં આંખમાં અચાનક કે ઓચિંતો ધૂમાડો જવા દેતાં જ નથી, અથવા કાંઈ લાગી વાગી જતી વખ્તે જેમ એ પોપચાં આપોઆપ બિડાઈ જઇને બહારની તુચ્છ સત્તાને પોતાનામાં પ્રવેશ થવા દેતાં નથી; પરંતુ પ્યારી આંખના પ્રેમનો જ વિચાર કરે છે, તે જ પ્રમાણે પ્રેમના ને ભાવના ભૂખ્યા ભગવાન તો પોતાના બંદાઓની લાગણી ભરેલી ભકિતનો જ વિચાર કરે છે.

The quality of mercy is not strain'd,
It droppeth as the gentle rain from heaven
Upon the place beneath.–*Shakespeare.*

---

**નસર:—"શું ત્યારે કર્મનો કાયદો પણ નાંખી જ દેવાનો છે?"**

---

**બિરાદ:**—કર્મનો કાયદો કાંઇ ખોટો નથી, પરંતુ એકલા એ કાયદાથી જ ખુદાઇ સત્ય શોધી કઢાએલું છેવટનું માનવાને તમારી મનોવૃતિ ના જ પાડશે. આર્સેસીલ્યોસ હમેશાં સ્ટોઇક પંથવાળાઓની સામે થઈને કહેતો હતો કે; "કર્મ વિષે છેવટનું સત્ય શોધી કાઢવાને માટે મનુષ્ય માત્ર લાયક નથી." કાર્નિડાસે આ વાદવિવાદ સંબંધે છેલ્લા શબ્દો આ કહ્યા હતા કે; "કુદરતમાં તત્વની સત્યતા શી છે તે પિછાનવાને માણસની શક્તિ કાંઇ જ નથી." મનુષ્ય જયારે પરમાત્મા ઉપર શ્રદ્ધા ને યકીનદારી વધારતો જ જાય છે, અને બીજાં ત્રીજાં બંધનોને તુચ્છ સ્વીકારતો જાય છે, ત્યારે જ તે વધારે ને વધારે દૃઢતાથી ઇશ્વરની ઇચ્છા અને તેની સર્વોપરિ સત્તામાં માન્યતા રાખતો થઇ તે પરમ આનંદ મેળવતો જાય છે. કર્મના કાયદાની જાળ મનુષ્યને માથે હોય, પરન્તુ પ્રભુને તે બંધન કર્તા નથી જ.

## અલૌકિક બનાવો ઉપર મન લગાડો.

અગમ્ય રૂષિ નામના જતિએ ઇ૦ સ૦ ૧૯૦૪ ના જાનેવારીમાં પોતાની વિલાયતની મુસાફરી વેળાએ માત્ર સંકલ્પ વડે કેટલોક વખત સુધી પોતાના હૃદયના અને નાડીના ધબકારા બીલકુલ બંધ પાડી રાખી થોડાવાર મરણ પામીને મોટમોટા કર્મવાદીઓને સ્તબ્ધ કરી મેલ્યા હતા, એ વાત પ્રસિદ્ધ છે. તે વેળાએ વૈદકિય શાસ્ત્રનો કાયદો પણ કયાં ગયો હતો ? એજ ગુરૂ પરમહંસે ઇ૦ સ૦ ૧૯૦૨ માં પ્રો૦ મેક્ષ્મ્યુલરને તથા પ્રો૦ કાર્પેન્ટરને પણ પોતાના સંકલ્પે કરીને ઉપર પ્રમાણે મુએલા જેવું પોતાનું પ્રેત બતાવી માણસ જાતે કહેલો વૈદકિય કાયદો ખોટો પાડયો હતો. હોલ્ટ વંશના પક્ષે આ વાદવિવાદમાં પૂરવાર કરી આપ્યું હતું કે; "માણસની કલ્પનાએ ઉપસ્થિત કરેલા કાયદાથી કરીને નહીં, પણ પ્રભુની સત્તા જ ચાહે તો રંકને રાય અને રાયને રંક બનાવી શકે." શાયર ફિરદુશીનું વચન પણ એજ છે કે;

ચું યઝદાં કસીરા કુનદ નેક બખ્ત;<br>બી કોશીશ ઉરા રસાંનદ બ તખ્ત.

પરમેશ્વર જ્યારે કોઇ એકના ઉપર નવાજીશ કરવાની ઇચ્છા કરે છે ત્યારે વગર કર્મ કરવે તેને તખ્ત ઉપર લાવી બેસાડે છે. બંદાની મુરાદ પાર પાડવાની સત્તા તે સાહેબ ગમે ત્યારે પણ વાપરવાને સ્વતંત્ર જ છે.

---

## સબક ૩૩ મો.

### દીનદારને પ્યાર સત્યનો–દીન ડૂબાડને પ્રેમ દગાનો.

Thou wilt not leave us in the dust:<br>Thou madest man, he knows not why,<br>He thinks he was not made to die;<br>And thou hast made him; Thou art just.

Tennyson.

ઇ. સ. ૧૮૬૪ ના એપ્રીલ માસમાં જ્યારે ભરૂચમાં કોલેરો ફાટી નિકળ્યો, ટપોટપ માણસો મરવા લાગ્યાં, અને કાંઇ ઉપાય રહ્યો જ નહીં, ત્યારે ત્યાંના એક ધર્મી જરથોસ્તીએ એક દરેહમેહેરમાં ભરાઇને છ દહાડા વેર રાત ને દહાડો બેસીને અહુરમઝદની આરાધના ને આજેજી કર્યા કીધી. આટલા દહાડા તે સવારે એક પાન ને એક એલચી ખાતો, અને રાતે માત્ર એક દરૂન અને એક બેડાંની ચાશની કર્યા સિવાય બીજો બધો ખોરાક ત્યાગ કરીને કોલેરા એકદમ દફે કરવા સારૂ ખુદાને આજેજી કર્યા કરતો. છેલ્લે દહાડે તેણે દસ્તુર મોબેદોને દરેહમહેરમાં બોલાવીને મોટું જશન

કીધું. નીરંગદીનથી પોતાને શુદ્ધ કીધો, સઘળાં કપડાં સુફેદ પહેર્યાં, અને જશનમાં જઈ બેઠો. છેવટે ઇશ્વરની બહુજ આજીજી કરીને સર્વ મોબેદોને આશોદાદનું દાન કર્યું. ગરીબ બેહદીનોને પણ દાન આપ્યું. અહુરમઝદે પોતાના અસાધારણ બળ વડે તે ને તે જ દિવસથી આ દુષ્ટ રોગનો એકાએક ને એકદમ અટકાવ કર્યો હતો ! શું ભાઈ, આવા બનેલા બનાવોને પણ તમે બંદગીના બળ અને ફળ તરીકે ગણવાની ના પાડી શકશો ? નહીં જ.

To bless God for mercies, is the way to increase them.

बन्धुरात्मात्मनस्तस्य येने वास्तात्मनाजितः ।
सएव नियतों बंधुः सएव नियतो रिपुः ॥

પરમ આત્માથી જે આત્મા વશીભૂત થયલો છે તે પરમ આત્મા જ આત્માનો બંધુ છે. તે આત્મા જ હમેશનો શત્રુ અને હમેશનો મિત્ર થઇ રહેલો છે. ફીગવાસા છે તો ધનુષનું કામ જ શું છે ? શસ્ત્ર છે તો ભષમનું શું કામ છે ? ભષમ હોય તો અંગનાનું શું કામ ? અંગના છે તો કામનો દ્વેષ શા સારૂ કરે છે ? ઇશ્વરની ઇચ્છા જ બળવાન છે તો કર્મનું શું પ્રયોજન છે ? અહુરમઝદને અસાધારણ અધિકાર છે તો બીજો અધિકાર કે સત્તા ચલાવનાર બીજું છે જ કોણ ? ભાઇ, ખુદાની સત્તાની બરાબર કોઈને ગણશો જ મા. કરાર તોડવા પહેલાં તેની ઇચ્છાનો બોજ મનમાં રાખજો. જેની સત્તા સત્ય છે તેની સાથે અસત્ય વાતોને ભેળી દેશો ના. તમારી ભિડાતી ને મુશ્કેલી તે જ સમજી શકે છે, જેમ મૂગાની બોલી મૂગાની માય જ સમજે છે. અહુરમઝદની સત્તા, અધિકાર, અને ઇચ્છાને સમજશો તો તમારી શ્રદ્ધા વધશે, અને તમને દુઃખ લાગવાને બદલે સુખનો જ અનુભવ થશે.

બરાબર વિચાર ચલાવી, જગતમાં દરરોજ બનતા સંજોગોનો અભ્યાસ કીધાથી એવું માલુમ પડશે, કે જ્યારે વ્યક્તિવાચક કર્મ જેવું કાંઇ જ હતું નહીં ત્યારે પરમાત્માની ઈચ્છાથી, કહો કે તેના પ્રથમ ધ્વનિથી કર્મ પણ બંધાયું. પરમેશ્વરે સૃષ્ટિ રચનાના સંકલ્પ વેળાએ જ ગુરૂત્વાકર્ષણના કાયદા, જોર કે શક્તિના કાયદા, વિચાર, પ્રકાશ કે અવાજની ધ્રૂજનીના કાયદા, કરણીના, પુનઃજન્મના, ઇત્યાદિ અનેક કાયદા સ્થાપિત કર્યા તેની સાથે જ તેના અપવાદો (exceptions) પણ પેદા કરેલા હોવા જોઇએ, એવાં અનુમાનને શું તમે મંજુર નહીં રાખશો ? પરમાત્માની ઇચ્છા, મરજી, સર્વોપરિ સત્તા, અને અસાધારણ અધિકાર ભોગવવાના અપવાદ દરેક કાયદાને લાગુ સમજવા જ જોઇએ. ૪ વર્ષ ઉપર રેલ્વેના બાજરૂમાં એક ગરોહર બાઇએ ચાલતી ટ્રેને એક બાળકને જન્મ આપતાંની સાથે જ બાકોરાંમાંથી તે ગર્ભનો લોચો કપચી પાથરેલી સડક ઉપર જોરથી અફળાઈ પડયો, અને ઘણી વારે જ્યારે ઝડપથી દોડતી ટ્રેનને થોભાવી તે બાળકનો પત્તો પાડવામાં આવ્યો, ત્યારે જરા પણ નુકશાન થયા સિવાય તે બાળક જીવતું મળી આવ્યું હતું ! એ શું "ફોર્સ" કહેતાં

નેર અને "ગ્રેવિટી" કહેતાં ગુરૂત્વાકર્ષણના કાયદાનો અપવાદ નથી ? માત્ર બે અઢી વર્ષ ઉપર કલાકના ૩૫ માઇલની ઝડપે દોડતી પંજાબ મેલમાંથી જાલંધર સ્ટેશન તરફ પાંચ વર્ષની બાળકી દૂરના ખેતરમાં ઉથલાઇ પડી, અને તેના શરીરને કે પ્રાણને કંશી પણ હાનિ થઈ નહીં, તે વેળાએ પરમાત્માના ચમત્કારિક સંજોગો સિવાય આપણે શું દીઠું હતું ? એટલા માટે અહુરમઝદનાં આવા અસાધારણ અધિકાર વીશે આપણે બેશક બેગુમાન રહીને ઉશતવદ ગાથામાં ગાઈએ છીએ કેઃ—

"અત થ્વા મેંગહાઇ તખ્મેમ્ચા સ્પેન્તેમ મઝદા
હીત તા જસ્તા યા તૂ હફ્ષી અવાઓ યાઓ દાઓ અષીશ દ્રેગવાઈતે
અષાઉનએચા."

ઓ અહુરમઝદ ! હું ત્હનેજ સર્વ શકિતમાન અને આબાદી કરનારો માનતો રહીશ. કેમકે ત્હારી જ ઇચ્છાથી પાપી શું કે પુન્યવાન શું, સર્વને તું ત્હારી દસ્તગિરી કરીને સહાય થાય છે, અને જે તે પ્રસંગે ત્હારો જ અણદીઠ હાથ એ સર્વ ઉપર આશિર્વાદ પાથરી દઇ ઉગારે છે. "હે મહાન અધિકાર ધરાવનારા અહુરમઝદ ! એટલા માટે હું તો ત્હનેં જ નમતો રહીશ !"

**નસરઃ**—ભાઈ તમે બીજા જ પંથોનાં તથા ધર્મોનાં સિદ્ધાંતો ઘણાં ઘણાં સમજાવ્યાં, પણ એ સિદ્ધાંતો આપણા જરથોસ્તી ધર્મના ના કહેવાય !

**વિરાફઃ**—જુદાઇ વાતોમાં, અને ધર્મની બારીક બાબતો સમજવા સમજાવવામાં ધર્મ, કોમ, પંથ કે શાસ્ત્રોનું જૂદાપણું ગણવું એ જ મ્હોટી ભૂલ થાય છે ભાઈ.

## ધર્મ અને પંથમાં થતો ગુંચવાડો.

સંસ્કૃત **पन्थन्**, અવસ્તા **पईथी** અંગ્રેજી Path એટલે માર્ગ, એ શબ્દોને મળતો, તેના ધાતુ ઉપરથી થએલો **પંથ** શબ્દ છે. **પંથ** એટલે સાધારણ રસ્તો. **ધર્મ** અને **પંથ** શબ્દને ભેળી નાખવાથી ઘણા ગુંચવાડા ઉભા થવા પામ્યા છે. ધર્મ–મઝહબ–રીલિજીઅન–દીન એ શબ્દો વડે વિષયનો હેતુ સમજવાને "ધોરી રાજ–માર્ગ" સમજવાથી, અને પંથ શબ્દ વડે "પેટા માર્ગ" સમજવાથી ઘણીક ભાંજગડો કમી થશે. પરમાત્માને પહોંચવાના મહાન મૂખ્ય માર્ગો ગૌતમ બુધે, જીસસ ક્રાઈસ્ટે, ઈસાએ, સ્પીતમાન જરથોસ્તે, પેગંબર મોહમ્મદે, વેદ વ્યાસે, મહાવીર સ્વામીએ, કોન્ફુસ્યસ વિગેરે મહા ધર્મ પરવર્તકોએ સ્થાપેલા રાજમાર્ગો છે; અને તે માર્ગોમાંથી જે ન્હાના ન્હાના ફાંટાઓ નિકળ્યા, જે પેટા માર્ગો કહેવાય, તે "પંથ"ના નામે નિકળ્યા છે. સેંકડો રસ્તાઓ પૈકી કોઇ એક રસ્તે મનુષ્ય પોતાના મૂળ વતને પહોંચવા સારૂ બીજા બીજા રસ્તાઓ પણ શોધતો જ રહે છે, અને ટુંકો રસ્તો કરતો જ રહે છે. પરન્તુ આપણામાં એવો એક ખોટો પ્રચાર પડી ગયો છે, કે જે ધર્મમાં જન્મ લીધો તે ધર્મ સિવાય બીજા ધર્મને રસ્તે જવું તો નહીં

જ, પરન્તુ તે પર-ધર્મના શાસ્ત્રોનો અભ્યાસે ન કરવો. ધર્મ જેનો તેનો એક જ છે, અને જે તે જીવની યોગ્યતા પ્રમાણે ઇશ્વરે જેને તેને ચોક્કસ ધર્મમાં જન્મ આપ્યો છે. હું જરથોસ્તી ધર્મમાં જન્મ્યો છું, માટે શું હું અનેક જૂદા જૂદા પ્રકારની લાભકારી "સોસાયટીઓ"–"કલબો"–"મંડળો" કે "પંથો"નો સભાસદ પણ થઇ ના શકું કે કેમ ? થીઓસોફિકલ સોસાયટીમાં જોડાવાથી કાંઇ હું જરથોસ્તી ધર્મમાંથી દૂર જતો નથી. એ સોસાયટીમાં દાખલ થએલા સભાસદોમાં હિંદુઓ, ક્રિશ્ચિયનો, બુધિસ્ટો, પારસીઓ, મુસલમીનો વિગેરે દરેક મુખ્ય ધર્મવાળા છે, તેથી શું ? જે સિદ્ધ વાતો મુખ્ય ધર્મમાં કહી છે તેજ વાતો એમાંએ કહી છે. ઉલટું, મુકાબલો કરવા લાયક ધર્મોના ( Comparative Religions ) અભ્યાસ કરવા થકી સ્વધર્મના સિદ્ધાંતો ઉપર ઠીક અજવાળું પાડી શકાય છે. કબુલ કરૂં છું કે, જે ધર્મમાં પરમેશ્વરે જન્મ આપ્યો તે ધર્મ છોડીને, પરધર્મ ગમે એવો સુંદર પણ દેખાતો હોય તોપણ તેમાં વટલવાના કામને હું અનુમોદન આપું નહીં; કેમકે પર સ્ત્રી ગમે એવી સુંદર દેખાતી હોય તો પણ તે આપણી નથી, અને પોતાના ધર્મમાં ખોળ્યા વગર પરધર્મમાં શોધવા દોડવું એ હાનિકારક છે, પરન્તુ પોતાના ધર્મનો ઠીક ઠીક અભ્યાસ કીધા પછી પર–શાસ્ત્રો તપાસવાં એ કાંઇ ગુન્હો નથી; અને એ જ્યારે ગુન્હો નથી, ત્યારે તો તે સંબંધે થતી નિંદાને પણ વશ થવાનું નથી. શેખ સાઆદી સાહેબની ઉત્તમ નસિયત ગોખી રાખવાથી ધાર્મિક કલહ અને પંથ પંથો વચ્ચેના ઝગડા દૂર કરી શકાશે.

સાદીયા ગર વસ્લ ખાહી, સુલેહ કુન બા ખાસો આમ;
બા મુસલમાં અલ્લા અલ્લા, બા હીન્દુ રામ રામ.

સૌ ભાઇબંધોની પ્રીતિ સંપાદન કરવી હોય તો સર્વને ભાઇબંધ લેખી સૌ સાથે સુલેહ શાન્તિથી વર્તવું. મુસલમાન મળે તો "અલ્લા ! અલ્લા !" અને હિંદુ મળે તો "રામ–રામ" કરવામાં કાંઇ ખોવાનું નથી.

## અકબરનો એલાહી મઝહબ.

દિલ્હીના મોગલ બાદશાહ અકબરે ઇ૦ સ૦ ૧૫૮૦--૮૧ માં બધા ધર્મોનું સંશોધન કરી, તેમાંથી સાત્વિક તત્વ ખેંચી કાઢી, તેનો એકત્ર સંગ્રહ કરી, એક "અકબરી પંથ" અથવા "એલાહી મઝહબ" સ્થાપવાના હેતુ થકી, દેશ પરદેશના જૂદા જૂદા ધર્મોના પ્રવીણ મોલવીઓ અને ધર્મગુરૂઓની મેહફીલ દિલ્લીમાં ભેગી કરી હતી. ક્રિસ્ટી, મુસલમાન, હિંદુ, જરથોસ્તિ, બુધિસ્ટ વિગેરે સર્વ ધર્મના પેશવાઓને ત્યાં બોલાવ્યા હતા. આઇને અકબરી પ્રમાણે અને બહાદુનીના ઈતિહાસ મુજબ નવસારીથી પણ ધર્માધ્યક્ષો ગયાનું જણાવવામાં આવે છે. જેમાં જરથોસ્તી ધર્માધ્યક્ષ દસ્તુર મેહેરજી રાણા પણ સામેલ થયાનું જણાય છે. તે જમાનાના હિન્દુ

ધર્મના અધ્યક્ષ શંકરાચાર્ય જે "જગત ગુરૂ"ના ઉપનામથી ઓળખાતા હતા તે પણ ત્યાં ગયા હતા, અને તેમણે યોગામલથી આકાશ ઉપર બીજો એક સૂર્ય બતાવ્યો હતો. આ ચમત્કારને ખુલ્લો પાડવા સારૂ દશતુર મેહેરજી રાણાએ અવસ્તા વાણીની બરકતથી તે સૂર્યને જમીન ઉપર પાડતાં તે માત્ર એક થાળી જણાઇ હતી! અકબર મહમ્મદી મઝહબ તર્ક કરીને પરધર્મનો સ્વીકાર કરે છે, એવી વાતો દિલ્હી શહેરમાં પ્રસરી રહ્યાથી મુસલમીન કોમ ઉશકેરાઇ ગઈ હતી, અને અકબર ઉપર હલ્લો કરી તેને તખ્ત ઉપરથી ઉઠાડી મૂકવાનો પણ સાજેશ એક જ રાતમાં કરવામાં આવ્યાથી, બીજી જ સવારમાં અકબરે એક જાહેરનામુ બહાર પાડી પર–ધર્મ અખત્યાર કર્યાની વાત ખોટી પાડી, તે જાહેરનામા ઉપર જે મુદ્રાલેખ લખવામાં આવ્યો હતો તે આ રીતનો હતો કેઃ—

કીલ ઇન્નલ અલ્લા ઝુ વલદીન?
કીલ ઇન્નલ રસુલો કદ કહના?
માનજ અલ્લાહો અલ રસુલે માન;
મીન લેસાંન અલ વરા ફકે અફ અના."

ભાવાર્થઃ—અલ્લાંતાલા પાકને પણ સ્ત્રી સાથે સંબંધમાં આવેલો, (મરિયમને પેટે ઇસુને કુદ્રતી જન્મ આપવા ઉપરથી) અર્થાત્, બેટાનો બાપ હોવા બદલની નિન્દામાંથી પ્રભુને પણ કોણે છોડયો છે? કોણે પેગમ્બર મોહમ્મદને પણ જાદુગર હોવાનાં આળમાંથી મુક્ત કર્યો છે? જ્યારે આ દોરંગી દુનિયાએ પાક પરવરદેગારને અને તેના મોકલેલા હઝરત મોહમ્મદને એવી એવી નિન્દામાંથી છોડયા નથી, તો પછી અકબર જેવા એક બંદાને પર–ધર્મમાં વટલી ગયાનાં આળમાંથી લોકો કેમ છોડે?

---

## સબક ૩૪ મો.

### ધર્મી ગુલામ ખુદાનો; અધર્મી ગુલામ શેતાનનો.

"Our prayers should be for blessings in general, for God knows best what is good for us."

નસરઃ—ભાઈ વિરાફ, મેં તો ઉલટું એ દીઠું છે, કે ધર્મીને ત્યાં ધાડ, ને કસાઇને કુશળ. ઘણા ભણનાર ગણનાર બંદગી કરનારાઓ ઉપર જ ઘણું દુઃખ પડે છે, અને થાકેલાના ગાઉ ગણવાની પેઠે નહીં છુટકે તેઓ "ખુદાની મરજી!—ખુદાની મરજી!" એમ બોલીને હારી ખાઇને જ બંદગીથી અશાંત મનનું વિસ્મરણ કરે છે.

વિરાફઃ—હા ભાઇ; તું કહે છે તે સાચું જ છે. જ્યારે દુઃખ કે ચિંત્તા માણસોને વળગે છે ત્યારે નઠારા, ભુંડા ભૂરપાશ વિચારો મનમાંથી ખિસતા જ નથી,

અને બીજું કાંઈ કામ સુઝ પડતું જ નથી. જ્યારે માણસના દિલમાં ખુદાની જગા થતી નથી, ત્યારે કામ, ક્રોધ, અને એવા એવા બધા દુષ્ટ વિચારો જ તે ખાલી પડેલી જગાએ જઇને ભરાઈ બેસે છે; પરંતુ જ્યારે માણસ પ્રભુની ભક્તિ કરવા મંડી જાય છે, કે લાગલા હાજર હોરમઝદ પેલા ચોર લુટારાઓને તે ઘરમાંથી બહાર કાઢીને તેમની જગા પોતે લઈ લે છે. અર્થાત્, ભક્તિ કીધાથી એ ફળ તો મળે છે જ, કે બંદગી કર્યેં તેટલો વાર તો નઠારા વિચારો, કામ કે ક્રોધ સૌ દૂર થઈ જઈ તેમનું વિમાસણ પણ કરાવતા નથી.

વિષય પીઆરી પ્રીતડી, જબ હરી અંતર નાહી;
જબ હરી અંતરમેં બસે, તો વિષયસેં ચિત્ત નાહિં.

દુઃખનો મારેલો ચિંતાતુર આદમી જ્યારે ખુદાને સંબોધીને બોલે છે કે; “હે મ્હારા ખુદા! શું મ્હારી તોજેશ હજી પૂરી થઈ નથી! હવે મ્હારાં પાપોની માફી બક્ષ! મ્હને નેક બુદ્ધિ આપ, ને નઠારી મતિ દૂર કર! અને અશો આત્માઓના સંગમાં મ્હને રટણ રમણ કરતો રમતો મેલ!” ત્યારે પરવરદેગાર તેને આમ કહે છે કે; “શું સ્ત્રી કે શું પુરૂષ, કોઇએ પણ જરાક જેટલું સારૂં નરતું કર્મ કર્યું હોય છે, તેનું કાંઇએ કામ હું વ્યર્થ કરતો જ નથી! પાપીને માટે પણ મુક્તિનો એક દિવસ તો મેં રાખેલો જ છે!”

જેમ રૂષિઓએ પોતાની ભક્તિ હિમાલય પર્વતની ગુફાઓમાં, નર્મદા નદી કે અરબી સમુદ્રને કિનારે સુકી રેતીવાળી જગાઓની એકાંત ચુપકીદી અને સ્થિર શાંતતા વચ્ચે કરી ઇશ્વરનાં દર્શન કર્યાં હતાં, તેમજ મહાન જરથોસ્તી પારસી રૂષિઓએ અલબુર્ઝ પહાડને શીખરે, કે વેહદાયતિ નદીને તીરે, અથવા ઝેહુન કે ઝેરેવરકષ સમુદ્રોને કિનારે ભક્તિ કરીને અહુરમઝદને તેઓ મળ્યા હતા. આવી સદ્યોત ભક્તિમાં રસ્તાખેઝ અથવા કિયામત સુધી ચયચસ્તે નામના ગુફામાં મહાન પારસી ભકતો દસ્તુર પેશોતન, પાદશાહ ગુસ્તાસ્પ, અને શીયાવક્ષ નર અશો આજે પણ શાંતિથી બેઠેલા છે; તેમ જ નાપાક ઝુહાક તાઝીનો જીવાત્મા દેમાવંદ પહાડ ઉપર પોતાના પાપોનો પસ્તાવો કરતો રહ્યો છે. ભાઈ નસર! બંદગીનું બળ અપાર છે. દુષ્ટ તુરબરાતુરૂતે આતશબહેરામમાં જરથોસ્ત સાહેબની બંદગીમાં ખલલ કર્યાથી પોતે બંદગીથી તળબોર થએલી તસબી માર્યાથી તે નાપાક બળીને ભષ્મ થઇ ગયો હતો એવું કહેવાય છે. શાહજાદા શીયાવક્ષની સાવકી માતા સોદાબેએ આકાશ સૂધી ઉડતા આતશના ભભૂકાઓની ચેહમાં તેને નંખાવ્યો છતાં તેમાંથી આસાંની સાથે એ શાહજાદો પાછો બહાર નિકળ્યો હતો, તે પણ બંદગીના જ પ્રતાપે. એવા ભક્તને નિર્દયપણે ઠાર કરનારાઓ, તેણે દીધેલા શ્રાપથી આખી જીંદગી સૂધી રખડતા રઝળતા થઇ, કમકમાટ ભરેલાં મોતે મૂવા હતા. બંદગીના જોરથી જ દસ્તુર આદરબાદ મારેસ્પંદે સાત સાત ધાતુથી તપાવેલી ખળખળી રહેલી ડગ પોતાના શરીર ઉપર

જોડે રેડાવી હતી, તોએ તેને કશી પણ માઠી અસર નો'તી પહોંચી. પોતાની બંદગીના જ બળે કરીને પાદશાહ જમશેદે પોતાની રૈયતને લાંબી જીંદગીનાં અને તનદુરસ્તી કરાવ્યાં હતાં. તે બંદગીનો જ પ્રતાપ હતો, જેના વડે પાદશાહ કૈકોબાદ ઇરાન જેવી મ્હોટી શહેનશાતનો શેહેનશાહ થવા પામ્યો હતો. આગલા ઇરાની પાદશાહો કુયખુશરો, કૈકોબાદ ઇત્યાદિ, તથા પહેલવાનો જાલ, સામ, રૂસ્તમ ઇત્યાદિ લડાઇ ઉપર નિકળતા ત્યારે ઘણો વખત અહુરમઝદની પરસ્તેશ કરીને જ બહાર પડતા હતા, અને ફતેહ પામતા હતા. દરેક જરથોસ્તી દસ્તુરો, આબેદો, મોબેદો, એરવદો, અને બેહદીનો પોતાના નેક કામો આરંભતાં મેહેર ઇજદની બંદગી કરીને જ કામ શરૂ કરતા હતા. તેઓ ભણી લેતા કે; "નેમંઘહ અધર–દાત આજસાનિ ઉપર દાત. યથ અવત્ હવરે–ક્ષએતેમ તરસ્ચ હરામ્ બેરેઝઇતીમ્ ફ્ચ આઇતિ અઇવિચ વઝઇતે, અવથ અઝેમ્ચિત્ સ્પિતમ નેમંઘહ અધર–દાત આજસાનિ ઉપર–દાત, તરસ્ચ અંઘરહે મઈન્યેઉશ દ્રવતો ઝઓષાન." આ દુનિયાં માટે ઠરાવેલી ભક્તિ અને પેલી દુનિયાં માટે મુકરર કરેલી બંદગી મારફતે, હે અહુરા! હું ત્હને પહોંચું, ને ત્હારી નજીક આઉં. જે પ્રમાણે આ ખોરશેદ ઇજદ અલબુર્ઝ પહાડની પેલે પારથી આવીને બુલંદીથી આગળ વધે છે, તે પ્રમાણે એ જરથોસ્ત! આ દુનિયાંને માટે મુકરર કરેલી ભક્તિ તથા પેલી દુનિયાંને માટે ઠરાવી રાખેલી બંદગીની મારફતે ભુંડા દુષ્ટ અગ્રેમીનોની મરજીની સામે ઉસ્તવારીથી થઇને ખુદાતાલા રાજી રહે એવાં જ કામો હું કરૂં!

ભાઇ નસર! આતશ કે પાણી, સૂર્ય કે ચંદ્ર, એ સર્વ નૂરી કેબલાઓ ખુદાની ખુદાવંદીનો ખ્યાલ આપતા હોવાથી, તેમને જોઇ જોઇને તેમની અદ્ભુત કળાથી છક્ક બક્ક થઇને તેમની મારફતે, તેમના કર્તાની આપણે સ્તુતિ કરવાની છે. તેથી જ નોદરના વંશના ગુસ્તેહમે પણ એ અરદ્વીસૂર મારફતે વતિંઘઉહઇતિ નામના ઘાટ ઉપર બંદગી કરીને એવી ભલી મુરાદ ચાહી હતી કે; "મ્હારાં મસ્તક ઉપર હું જેટલા બાલ ધરાઉં છું એટલા બધા નાસ્તિકોને મેં મારેલા છે, માટે મ્હારે ખાતર હે અરદ્વીસૂર! ત્હારા વિતંઘઉહઇતિ ઘાટની આરપાર જવાને સારૂ મ્હને સુકો જમીનનો માર્ગ તું કરી આપ!" ત્યારે અરદ્વીસૂરે સુંદર અપસરાના રૂપમાં ફરીને દેખાવ દીધો, પાણીના એક ભાગને અટકાવ્યો, બીજા ભાગને આગળ વહેતો કીધો, અને આગળ આગળ ચાલીને ગુસ્તેહમને સુકો ખુસ્કીનો માર્ગ બતાવી રસ્તે મૂક્યો હતો. તે પણ દાદારનું જ સ્વરૂપ હતું. આ રીતે પોતાના વિચારો છોડી દેઇને આવા અશો નરો અહુરામાં જ્યારે સ્થિર થતા, ત્યારે જાગ્રત છતાં પણ મનની સુષુપ્તિ જેવી અવસ્થા ભોગવતા, અને અહુરાના નૂરમાંથી તેઓને જે કાંઇ જોઇએ તે મળતું. શ્રદ્ધા, સુમ્મ, શાંતિ, સ્નેહ, માણસ જાત તરફ ભાઇબંધી, વિગેરે સર્વ કાંઇ શુભ તેમને પ્રાપ્ત થતું. નાસ્તિક અને દીન–ડુબાઉ વિચારો શરીરના રસ કે રૂધિર વિગેરે ધાતુ-

ઓને વિષમય કરે છે, એમ તેઓ જાણતા; અને અહુરા વિષેના જ વિચારો શરીરના રસ રૂધિર ઇત્યાદિ ધાતુઓને નિર્દોષ કરે છે, અને તેમની સમાંન સ્થિતિ બનાવે છે, એમ તેઓ ચકીનથી માનતા.

> રામકો આધાર, સીયા રામકો આધાર રે.—રામકો.
> મેરી મેરી કરત ફીરત, દેખ જગત સારા રે;
> રામ નામ જપે નાહી, ભરે પાપ ભારા રે.—રામકો.

---

## શિવને માનનારાને જીવ એ શિવ જ છે.

---

**નસરઃ**— પણ બધા ધર્મોમાં સર્વથી શ્રેષ્ટ ધર્મ તો આપણો જરથોસ્તી ધર્મ કહેવાય છે, તો તેનો કાંઈ ભેદ સમજાવશો ?

**વિરાફઃ**—શિવમાર્ગીને જ્યાં ત્યાં શિવ જ દેખાશે ને તેનું જ નામ સંભળાશે. વિષ્ણુને દ્રઢતાથી માનનારાને સ્વપ્નાં પણ વિષ્ણુનાં જ આવશે. એક મુસલમાનને વનના પડઘા પણ "અલ્લા" અને "મોહમ્મદના" જ સંભળાશે. જેની તેની માન્યતા જેને તેને મુબારક. સૌ પેલાં એક જ પરમ તત્વને ઇચ્છિ રહ્યાં છે. સૌ ઉચ્ચ સુખની જ શોધમાં ભટકતાં રહ્યાં છે. સર્વનો ધ્યેય એક જ છે. ઇચ્છિત વસ્તુ સર્વને બીજાં કરતાં ઉત્તમ ને ઉચ્ચ લાગે છે. મૂળ દરવામાં પહોંચવા માટે સૌ કોઈ મથન કરી દોડાદોડીમાં ટુંકા માર્ગો શોધે છે. માર્ગો જૂદા જૂદા છે પરંતુ પહોંચવાનું મથક તો એક જ છે. ટાઉન હોલના મધ્યમાં જઇ બેસવા સારૂ અનેક દ્વારોમાંથી ગમે તે ટુંકે રસ્તેના દ્વારથી ગમે તે મનુષ્ય દાખલ થાય તેમાં ખોટું શું છે ? સૌને જ પોતાના પેગમ્બર, પોતાના ધર્મ, પોતાના ધર્મગુરૂ, અને પોતાનાં જ ધર્મશાસ્ત્રો પ્રિય હોય, માટે ધર્મ સંબંધી ઝગડાઓમાં પડવાની જરૂર જ કયાં રહી ? આપણે આપણા માઝહિયશની જરથોસ્તી ધર્મને જ સૌથી ચઢતો માન્યે છીએ, તેમ સૌ પોત પોતાના ધર્મને શ્રેષ્ટ માને છે. વાત કહું તે સાંભળો.

આકાશ ઉપર એક પક્ષી ઉડતું હતું, તે " ટક–ટક–ટક " જેવું કાંઇ બોલતું હતું. ત્યાં થઇને રામનો એક ભકત રસ્તે ચાલ્યો જતો હતો, તે આનંદમાં આવીને બોલી ઉઠયોઃ—આહ ! રામ નામની લીલા કેવી આશ્ચર્યકારક છે, કે આ પંખેરૂં પણ બોલે છે કેઃ—

**" સી–તા રામ દશરથ ! સી–તા રામ દશરથ ! "**

એવામાં એક મુસલમાન દીનદાર ત્યાં આવીને પંખીનો અવાજ સાંભળીને પેલા રામ–ભકતને કહેવા લાગ્યો; હે અંધા ! તું કહે છે તેવું કાંઇ એ પક્ષી બોલતું જ નથી, તે તો એવું બોલે છે કે;

"યા અલ્લાહો હઝરત ! યા અલ્લાહો હઝરત !"

આ પ્રમાણે બેઉ વચ્ચે ઝઘડો ચાલતો હતો એવામાં એક બક્કાલ (પસ્તાગિરો) માથે આદુ–હળધ–લસણ–પ્યાજ (કાંદા)–વિગેરે બક્કાલું ભરેલો ટોપલો ઉંચકીને ત્યાં આવી ઉભો. તે ઉપલા બંનેને કહે; ભાઇઓ, શીદને લડો છો ? તમે બેઉ ખોટા છો, એ પંખી તો આવું બોલતું મ્હને સંભળાય છે કેઃ—

"આદુ પ્યાજ ઔર હલદત ! આદુ પ્યાજ ઔર હલદત !"

વળી આ ત્રણનો ઝઘડો ચૂકવવા રસ્તે જતો એક તાલીમબાજ અલમસ્ત મલ્લ આવી ઉભો. તે તો દમમાં જ એ ત્રણેયને કહેવા લાગ્યો કે; સબ જુઠા ! આ પંખી શું બોલે છે તે મ્હને આબાદ સંભળાય છે; તે એમ કેઃ—

"ખા ઘી ઔર કર કસરત ! ખા ઘી ઔર કર કસરત !"

આટલું બોલી થડાથડ લપડાકો લગાવી ત્રણેને પોતાનું બાહુબળ બતાવવા મંડી ગયો, અને કહેતો ગયો કે, તમારી જુઠી વાતો તો મોઢેથી કહી બતાવો છો, ને મ્હારી સત્ય વાત તો પ્રત્યક્ષ હું તમને કરી બતાવું છું, માટે મ્હારો મત ખરો માનો ! ટુંકમાં, જેવી જેની માન્યતા તેવું જ તેને સુઝે, તેવું જ તેને દેખાય, ને તેવું જ તેને સંભળાય.

આ રીતના ધાર્મિક અને મતાંધ ઝઘડાઓ આપણુ સર્વ જનોએ ભેગા મળી મટાડવાના પ્રયત્નો ચાલુ કરવાની આવશ્યકતા દિન પ્રતિ દિન જણાતી જાય છે.

અધર્મી વિચારોથી આપણા અંતરમાં રહેલી આત્મારૂપ જોતના પ્રકાશને સર્વત્ર પ્રકાશ નાંખતાં અટકાવ કે ખલલ કરનારૂં આ મટ્ટીનું શરીર જ છે, એમ અસલના લોકો માનતા; અહુરમઝદમાં જ મનને વાળીને મનની શાંત સ્થિતિ કરતા; જેથી તેમની આત્મારૂપ જોતના પ્રકાશને ખલલ કરનારાં આ મટ્ટીનાં હાંલ્લાંને ફોડીને પ્રકાશને બપે બધ ફેલાવવાની તેઓ કોશીશ કરતા. ચિંતા કે ભયને જીતવાના ઉપાય એવા તો યોજતા, કે ચિંતા અને ભયના વિચારો ન સેવતાં અહુરમઝદમાં જ મનને રોકી રાખતા; જેથી તેમનું ધાર્યું કામ અહુરમઝદ પાર પાડતા. તું પણ હે ભાઇ, તેમની માફક,

પરસ્તેશ કે ખુદૈ હીચ કમ તર મ કુન;
તો નવ બાશ અગર હસ્ત ફર્માન કોહુન.

એશ આરામ સારૂ ખાઇ પીને બસ તેમાં જ મચ્યો પચ્યો રહીને અહુરમઝદની આરાધનાને કમી ના કરતો. આ આપણી બંદગીની ફરજગુજારીનો હુકમ તો ઘણો જ જુનો પુરાણો છે; અને હે ભાઇ, તું તો આ રમતમાં નવો સવો ઉમેદવાર છે, માટે ખાધા પીધાની ભૂખ કરતાં બંદગીની ભૂખ ઘણી રાખજે. જેમ મરચાંમાં તીખાશ રહેલો છે, ફુલમાં વાસ રહેલો છે, લાકડાંમાં અગ્નિ છુપાયેલો છે, દીવામાં તેજ છુપાએલું છે, દુધમાં ઘી સમાયેલું છે, અને તલમાં તેલ ભરાયેલું છે, તેમ આ

સર્વ જગત્‌માં, આખી સૃષ્ટિમાં પરમાત્મા છુપાયેલો છે; તે આપણી આંખે દેખાતો નથી તેથી જ આપણે વમળમાં પડી શંકા અને વહેમ લાવ્યા કર્યે છીએ.

પડેહુમેં યાર હય મુઝે, ઉસકી ખબર નહીં;
એપા છુપા વો પરદેમેં, આતા નઝર નહીં.

તેને શોધવા માટે જ્ઞાનની જરૂર છે, અને આ અગાધ જ્ઞાન મેળવવા સારૂ બંદગીના બળથી જીવાત્માને શુદ્ધ કીધાથી આપણો આત્મા જ્ઞાન પ્રાપ્ત કરીને તે વડે પરમ-આત્માને શોધી શકશે. જે પરમ-આત્મા કહ્યો છે તે જ આપણો અહુર-મઝદ સમજવો, જેને જન્મ નથી, મરણ પણ નથી; તે સર્વજ્ઞ અને સર્વ વ્યાપી રહેલો છે. તે કાંઇ ઉત્પન્ન પણ થયો નથી, અને જે પ્રથમ હતો તે આજે પણ છે, ને હવે પછી પણ કાયમ દાયમ રહેવાનો છે. તે બીજાંનો હાજતમંદ નથી પણ બીજાંની હાજત પૂરી પાડનારો હોવાથી તેની પાસેજ માંગણી કરવી. તેની પ્રાર્થના આદમીની હાજત પૂરી જ કરે છે, તોપણ સ્વાર્થી ભક્તિ ન કરતાં આપણે તો નિસ્વાર્થ ભકિત જ કરવાની છે.

બસ આજેઝદ ખલ્ક, બ કસ એલ્તેજા મ કુન;
હર આરજુ કે મી તલબી, અઝ ખુદા તલબ.

જગત્‌નાં આપણ સર્વ લોકો તો હાજતમંદ છિયે; માટે આદમી પાસે જઇને તું ત્હારી માંગણી સારૂ પ્રાર્થના ના કર, જે કાંઇ પણ તું માંગતો હોય તે એકલા એક પરવરદેગાર પાસેથી જ માંગ, તેજ ત્હારી મુરાદ પાર પાડશે. શરોશ યસ્તમાં અશો જરથોસ્તને એમ જ કહેવામાં આવ્યું કે;—

યસ્ચ, જરથુસ્ત્ર, ઇમત્ ઉખ્ધેમ્ વચો ફ્રવઓચાત્, ના વા નાઇરિ વા, અષ-સર મનંઘહ, અષ-સર વચંઘહ, અષ-સર શ્યેઓથ્ન; મસો વા આપો, મસો વા થ્વએષો.

હે ભલા જરાથુસ્ત્ર ! જે કોઇ સ્ત્રી કિંવા પુરૂષ અહુનવરની બંદગીના, એટલે યથા અહુ વૈર્યોના બરકતી ને એજમતી કલામ અતિશય સ્વચ્છ અને અશો મનથી ભણે, અતિશય પવિત્રાઇવાળાં વચનથી બોલે, અને પુષ્કળ ભલાં કૃત્યો કરીને પઢે, તો ઉંડાંમાં ઉંડાં પાણીમાં તેઓ પડયાં હોય, મ્હોટામાં મ્હોટી ધાસ્તીમાં આવી પડયાં હોય, ભયંકર ગભરાટમાં તેઓ સપડાયાં હોય, તોપણ તેઓનો વાંકો બાલ પણ થઇ શકનાર નથી.

"બહેરા ભક્ત" અને "ભાણા ભટ્ટ" વિષે એક કથા છે, કે બેઉને ગાઢી મિત્રાચારી હતી. ભક્ત બહેરો હોવાથી ભટ્ટ તેની સાથે ઘણે ભાગે ઇસારતથી જ વાતો કરતો. બહેરો હમેશાં ચાલતાં ને હાલતાં "રામ બોલો ભાઈ રામ !–રામ કહો ભાઇ રામ !" એટલાં વચનો બોલતો. આ વચનો મુડદાં પાછળ બોલાતા હોવાથી શુભ પ્રસંગે બહેરા ભક્તને આવતો જોઇ વહેમી લોકો મુગાવાં. ભાણા ભટ્ટને ગળામાં કોયલીની કોથળી પાકવાથી તે મરવા પડયો. છેક ઘડી તાલ હતો. પોતાનો મિત્ર મરવા પડેલો છે એ વાતની મોડેથી બહેરા મિત્રને ખબર પડતાં જ ભાણા ભટ્ટની

ખબરઅંતર પૂછવા જવા લાગ્યા. બાયડી કહેવા લાગીઃ—"તમે રામનું નામ લેતા જશો નહીં, ભટ્ટને ઘણાં સુગાશે. તમે વળી બહેરા હોવાથી તેઓ કહેશે શું ને તમે સાંભળશો શું?" ભક્ત કહેઃ—"પહેલો સવાલ તેઓ એવો જ કરશે કે; આવો ભટ્ટજી!" ત્યારે હું કહીશ કે; "હા મા આવ્યો." બીજું તેઓ કહેશે કે; "બેસો ભટ્ટજી" ત્યારે હું કહીશ કે; "હા મા બેઠો." પછી હું પૂછીશ કે; "ભાણા ભાઈને આરામ છે કે?" તેઓ કહેશે; "સારી પેઠે છે;" ને હું કહીશ કે; "શુક્રાના તે પ્રભુના, પ્રભુનો પાડ માનો!" પછી હું પૂછીશ કે, "વૈદ કોણ છે?" તેઓ જે વૈદનું નામ લેશે તેને માટે હું કહીશ કે, "એ વૈદ ઘણો જ સારો છે, એ છેવટ સુધી પાર ઉતારશે. અને રામ નામના પ્રતાપથી હું મ્હારા મિત્રને મરતો પણ બચાવીશ, પ્રભુ મ્હોટો છે!"ખોરાકને માટે હું કહીશ કે; "ઘણો સારો ને હલકો છે." બહેરા ભક્ત જેવા મિત્રના ઘરમાં ગયા તેવા તો ઘરમાં રડારોળ ચાલતી હતી, તોપણ પોતે ને પોતે બોલ્યાઃ—"હા મા આવ્યો!" ઘરનાં તો મૂગાં બેઠાં, પછી પોતે જ બોલ્યાઃ—"હા મા બેઠો!" ઘરનાં તો તેનું ઘડી ઘડી "રામ બોલો ભાઈ રામ!" સાંભળી ફફડવા લાગ્યાં. બહેરે પૂછયું; "ભટ્ટ સારી પેઠે આરામમાં છે?" તેની બાયડી બોલી; "આ શું, ભટ્ટને ભોંયે નાખ્યા છે, ને છેવટનો આરામ લેતા સૂતેલા છે!" ભક્ત કહેઃ—"ઘણું સારૂં!" "વૈદ કોણ છે? ખોરાક શું આપો છો?" ભટ્ટની બાયડી ચિચવાઈને બોલીઃ—"વૈદ તો જમડા છે! ને ખોરાક તો પત્થરા ને પડાણુકા!" ભક્ત બોલ્યા ઘણું જ સારૂં, છેવટે એ જ વૈદ પાર ઉતારશે! રામ કહો ભાઈ રામ! ખોરાક બી ઘણો સારો ને હલકો છે!"

આ સવાલ જવાબ સાંભળતાં જ ભાણા ભટ્ટને શુંઉંઉંઉં કરીને હસવું આવી જતાંની સાથે જ ગળાંમાંની પાકી રહેલી કોયલી ફાટી ગઈ. મોંમાંથી બધું પરૂ નિકળી જતાં જ ભટ્ટ તો હુશિયાર થતાંને વાર બોલી ઉઠયાઃ—"મ્હારો પ્રાણ આ મ્હારા ભોળા ભક્તની ભક્તિથી જ બચી ગયો છે. એની ભોળાં દિલની પ્રાર્થના પ્રભુએ કબુલ રાખી મ્હારો જીવ જતો બચાવ્યો છે, માટે બધાં મ્હોટેથી બોલો કે; રામ કહો ભાઈ રામ!—રામ બોલો ભાઈ રામ! પ્રભુનું નામ રટવાનાં ફળ મળ્યા વિના રહેતાં જ નથી."

નસરઃ—પણ આદમી માત્ર ખુદાનું નામ લેવાથી જ જો મોતમાંથી બચી શકતું હોય તો પછી દુનિયામાં કોઈ મરે જ નહીં, અને જે માંગે છે તે મળતું જ હોય તો આપણા દુશમનનો નાશ કરવાની આપણે ખાહેશ કર્યે છિયે તે કેમ પાર પડતી નથી?

વિરાફઃ—હે ભાઈ! આદમીઓ પોતાના અજ્ઞાનપણાથી પોતાનું જ નબળું થાય એવી માગણીઓ ઘણીએ કરે છે, મગર તે જાણકાર માલિક, જે તે આદમીનાં ભલાંને જ સારૂ દરેક માંગણી સ્વીકારતા નથી. તેમ જ તેવી નબળી માગણી પણ મંજુર રાખતા નથી. દરેક ઈનશાને દરેક પ્રસંગે ધૈર્ય રાખવી જોઈએ. સહુવારે ઘી

ખાઇને સાંજે ચોપરા બનવાની તજબ ના રાખવી જોઇએ. કેમકે, જે કાંઈ અહુરમઝદના હુકમથી બને છે તે સારૂં જ બને છે. અહુરમઝદે ધારેલું જે કાંઇ થાય છે તે આદમીના મનથી ગમે એવું ગેરલાભનું કે નુકશાનકારક લાગતું હોય, તો પણ તેમાં અહુરાનું કાંઇ પણ ગુપ્ત ડહાપણ સમાયેલું હોવું જ જોઇએ. એમ જો હરેક પ્રસંગે આદમી શુભ અને સારૂં જ વિચારતાં શિખશે તો કદી પણ તે ખુદાની બંદગીનો બાર ખાલી ગયેલો જોશે નહીં. આ જગતમાં જે જે વસ્તુઓ દેખાય છે તેમાં તે છે જ છે, પરંતુ તે વસ્તુઓમાં પણ તેનું રૂપ જણાતું નથી, આંખથી કોઇ તેને જોઇ શકતો નથી. હૃદયની તદરૂપ ભક્તિથી, બુદ્ધિથી, અને મનના સચોટ સંયોગથી જે કોઇ ભકત તેને જાણી લે છે, તે જ તેને પિછાનીને અમર થાય છે. સચોટ સંયોગ ને તદરૂપ ભકિત તે એવી, કે જેમ કોઇ ગરોદર સ્ત્રી પોતાના પેટમાં રહેલા ગર્ભનું અને ખુદ પોતાનું રક્ષણ કરવા થકી સાવચેતીથી સંભાળી સંભાળીને ધીમે ધીમે ડગલું ભરે છે, તેમ ખુદાના બંદગીખોરા ભક્ત લોકો ખૂબ સંભાળી સંભાળીને તેની બંદગી પૂર્ણ જતનથી જ કરે છે. અહુરમઝદ યસ્તમાં પરમેશ્વરે પેગમ્બર જરથુસ્ત્રને કહ્યું છે કે;

યઝએશ મામ્ જરથુસ્ત્ર, પઇતિ અસ્નિ પઇતિ ક્ષફ્ને યસો બેરેતાબ્યો જઓથ્રાબ્યો જસાની તે અવંઘહએચ રફ્નંઘહએચ અઝેમ યો અહુરો મઝદાઓ; જસાઇતિ તે અવંઘહએચ રફ્નંઘહએચ યો વંઘહુશ સ્ત્રઓષો અષ્યો જસાઓન્તિ તે અવંઘહએચ રફ્નંઘહએચ યાઓ આપો, યાઓસ્ચ ઉર્વરાઓ, યાઓસ્ચ અષાઉનામ ફ્રવષયો.

"ઓ જરથુસ્ત્ર !" પરવરદેગાર કહે છે; "ઇજશને કરવાને સારૂ લાવેલી ભેટોથી રાત ને દહાડો હરદમ ત્હારે મ્હારી આરાધના કરવી જોઇએ. હું જે પરમાત્મા છું, તે ત્હારી મુશકેલીના વખતમાં ત્હને મદદ કરવાને, ત્હને આફતોમાંથી ઉગારીને આનંદમાં રાખવાને તુર્ત જ આવી ચઢીશ. મ્હારો જે ભલો શ્રરોશ ઇજિદ છે, તેને ત્હારૂં રક્ષણ કરવાને તુર્ત મોકલી દઇશ, અને શરોશ ઇજદ ત્હને સહાય થવાને ખુશીથી આવશે, એટલું જ નહીં, પણ તું મ્હારી ઉપર જ બેસશે તો પાણીઓના, ઝાડપાનના, એટલુંજ નહીં પણ અશો પવિત્ર મહાત્માઓનાં સઘળાં ફ્રરોહરો વટીક તુંને મદદ કરી ત્હને હસતો રમતો રાખવાને આવી પહોંચશે." માટે હે ભાઇ! તું પણ ગમે એવા સંકટના પ્રસંગે ત્હારા ઈશ્વરને જ યાદ કર. અને તે સાહેબે ત્હારૂં સારૂં કરેલું કે માઠું કરેલું ત્હને ત્હારી બુદ્ધિ પ્રમાણે જે કાંઈ જણાય તેના ઉપર આધાર ન રાખતાં તું એટલું જ વિચારી લેજે, કે તે મહાન બુદ્ધિ અને ભાનવાળો માલિક ત્હારૂં નઠારૂં કરવામાં પણ ત્હારૂં ભલું જ કરે છે.

# સબક ૩૫ મો.

## ખુદાની બંદગીની ભાષા.

"Had I been a nightingale, I should have sung the songs of a nightingale, or had I been a swan the songs of a swan; but, being a reasonable being, it is my duty to hymn God."

**નસરઃ**—ભાઈ તમે વારંવાર રામ-રામ બોલો છો, અને ઘણી વાર ખુદા-ખુદા કરો છો, ત્યારે માથ્રવાણીની મોતેબરી કયાં રહી? **અવસ્તા** ભાષાની બુલંદીનું શું પ્રયોજન?

**વિરાફઃ**—ભાષાનો કાંઈ મેળ નથી. કોઈ પણ મનુષ્ય કોઈ પણ માર્ગે અને કોઈ પણ ભાષામાં ઇશ્વરની યાદ કરે, પ્રભુને સંભારે, તેની સ્તુતિ કરે, તેની લીલાનાં ગીતો ગાય, તો તે કાંઈ પણ ગુન્હાભરેલું નથી; બલ્કે પુન્ય ને સવાબનું જ કામ છે; પરંતુ **બંદગી** તો સર્વ બંદાઓએ પોતપોતાના પેગમ્બરે રચેલી અસલ પવિત્ર ભાષામાં જ કરવી અર્થસૂચક છે. એક જરથોસ્તીએ **બંદગીનું** ભણતર, ફરજ ગુજારીનું પઢવું, તે તો પવિત્ર પાક અવસ્તા કલામોમાં જ કરવું સારૂં છે. એવી મુકરર થએલી ભાષામાં જેણે તેણે બંદગી કીધા બાદ ઇશ્વરનાં ભજનો, ખુદાઇ મોનાજાતો, અને ખુદાઈ ગાયનો બીજી ભાષામાં કરવાથી કાંઇ પાપ લાગતું નથી. ધર્મ ક્રિયાનાં ભણતણો ગમે એ ભાષામાં કરવાં અસરકારક કે રવા થાય નહીં. આત્મ જ્ઞાનનો અભ્યાસ કીધા પછી બ્રહ્મરસ લઇને જો આપણે કોઈ પણ છેવટ ઉપર આવ્યે તો તે એજ કેઃ—

જેમ માંણુસનાં મગજમાં કરામતં છે, તેમ ભાષાઓમાં પણ વિવિધ કરામતો તો છે. ભાષાશાસ્ત્રીઓએ તેના પણ વર્ગો પાડયા છે. જેમકે **ઇટાલ્યન ભાષા** ખુશનુમા છે ખરી, પરંતુ ગુપચુપ શાંતપણે દોડી જતાં પાણીની માફક વગર સામર્થ્યની બોલી ગણાય છે. **ફ્રેંચ ભાષા** કોમળ છે ખરી, પરંતુ જે પ્રમાણે એક ઓરત પોતાનો ચહેરો છુપાવવાની ધાસ્તીથી પોતાના હોઠ ઉઘાડવાની કદાચ જ હિંમત કરે છે, તે પ્રમાણેની નાજુકાઇવાળી ગણાય છે. **સ્પેનીશ ભાષા** બાદશાહી તોર-વાળી અને રાજ તેજ વાળી છે ખરી, પરંતુ કંટાળો ઉપજાવે એવી શેતાનના જેવી ભયાનક ગણેલી છે. **ડચ ભાષા** મરદાનગીવાળી, પરંતુ ઘણી કઠોર ગણાયલી છે. એટલે કે, **ડચ** બોલનારો જાણે લડતો હોય અથવા કજીયો કરતો હોય તેવી લાગતી ભાષા ગણવામાં આવે છે. **એરબ્બીક** એલ્મ અસ્ત—**ફારશી** શીરો શકર અસ્ત—**ગુજરાતી** ગુજે ખર અસ્ત. **સંસ્કૃત, જંદ, લેટીન** વિગેરે ભાષા ધર્મના ભેદી ગુહ્યપણા માટે વખણાયલી છે. જંદ ભાષા કેવી ભેદવાળી છે તેને વીશે એક શાયર કહે છે કેઃ—

" અગર કયશર ગુશાઅદ રાઝે જરથોસ્ત.
કુનમ ઝીન્દે ઝબાંને ઝંદો વસ્તા."

અર્થ કે, પાદશાહ જો જરથોસ્તનો ભેદ ખોલવા માંગે, તો હું ઝંદ અવસ્તાની ભાષાના ભેદનો ખુલાસો કરૂં. અર્થાત, કોઈ ભાષા ભેદવાળી, કોઈ કઠોર, કોઇ શીરીન, એવી એવી જૂદી જૂદી ખાસ્યતો અને ખુબીઓવાળી હોય છે. હરેક ભાષાને જ ધર્મના ભેદો માટે મુકરર કરવામાં આવતી નથી.

ધર્મક્રિયાનાં ભણુતણો, ખુદાની ખુબીની બંદગી, અને ખુદા પાસે માનવીએ માગવાની મુરાદ, એ ત્રણે જુદી જુદી ચીજ છે. એ ત્રણેવને ફકત બંદગીની સંજ્ઞા લાગુ પાડી, બંદગીના જ વિષયમાં દાખલ કરવી, એ ચાલતી આવેલી સમજફેર છે. ક્રિયાનાં ભણુતણો અને ખુદાની ખુબીની બંદગી, એ બે પ્રકરણો અસલ જુની, એજમતી, યકીનવાળી, અને જે ધર્મનો જે ધર્મોપદેશક હોય તેની જ ભાષામાં થવી જરૂરની છે. હિંદુઓએ જેમ પોતાના ક્રિયાનાં ભણુતણો અને ખુદાની બંદગીના મંત્રો ફક્ત સંસ્કૃત ભાષામાં જ રાખ્યાં છે, તેમ અંગ્રેજ લોકોએ પોતાના ધર્મક્રિયાનાં ભણુતણો અસલ ભાષામાં જાળવી રાખ્યાં છે. ત્યારે જરથોસ્તીઓએ ઝંદ અવસ્તાને ઉપલાં બે પ્રકરણોમાં જાળવી રાખવાની અવશ્ય ફરજ છે. તથાપિ છેલ્લો ભાગ, જે " ખુદા પાસે માનવીએ માંગવાની મુરાદ" નો છે; તે તો સમજાતી કોઈ પણ ભાષામાં રજુ કરવામાં આવે તે સામે વાંધો હોય જ નહિ. દાખલા લેખે; આતશની ન્યાએશમાં સજીવારોપણ અલંકારમાં આતશ બોલે છે કે:—

" વીસ્પનામ્ પર– ચરેન્તામ્ આતર્શ જસ્ત આદિધ્ય.
ચીમ્ હખ હશે બરઇતી ફ્રચરેથ્વાઓ અર્મએષાઇધે ?"

અર્થ:—તમામ આવનારાઓના હાથ તરફ આતશ નજર કરે છે, અને કહે છે કે; "ચાલતો દોસ્ત બેઠેલા દોસ્તને માટે શું લાવે છે ?" પ્યારા ભાઈ ! જે શબ્દો આતશે બોલવાના, તે આપણે ખુદાની ખુબીની બંદગી કરતાં અવસ્તા ભાષામાં જ જો બોલ્યે, તો આંધળાં યકીને કહો કે જોતાં યકીને કહો, પણ ભણનાર ઉપર કંઇ પણ તે ભરમમાં ને ભરમમાં અસર કરે છે; મગર તેનો તરજુમો કોઇ બીજી ભાષામાં કરી ભણવા કહેશો, તો લાગલો સવાલ ઉઠશે, કે આતશે બોલવાનું તે આદમે શા માટે બોલવું જોઇએ ? માટે એ વાકય કાઢી નાંખો. તેમ જ હોરમજદ યશ્તમાં તો જરથોસ્ત અને અહુરમજદ, એ બેની વચ્ચે પુરશેશો પાશુખ ચાલી છે, તે આપણે શા માટે ભણવી જોઇએ ? તે પણ રદ કરો. એવી રીતે કરતાં તો અવસ્તામાંનો એકપણ ફકરો સલામત રહી શકશે નહીં, અને તેનો તરજુમો ભણવાની એક પણ જરથોસ્તીને લાગણી થાય નહીં ! કારણ કે, **યકીન એ જ ધર્મ છે.** ધર્મના ભણુતણમાં યકીન સિવાય વળી બીજું હોય શું ! ભૂમિતિમાં પંડિત યુકલીદે સ્વિકૃત પક્ષ ( Postulates ) નામનાં ૩ યકીનો Let

it be Granted કહીને આંખળાં યકીનો માગી લીધાં, ત્યારે જ તો તેનાથી ભૂમિતિનાં ૨૪ પુસ્તકો લખાયાં, નહિ તો યકીનની સામે સબબ લાવી મૂકયો હોત, તો આજે ભૂમિતિ જેવું કશું હોત જ નહીં. યુકલીદે કહ્યું કે; "મ્હને એટલું તમારી પાસે માંગી લેવા દો; હું ત્રણ ચીજ માંગું છું તે તમે આપો, તો હું મ્હારી ભૂમિતિનો પાયો બાંધી શકું, નહીં તો નહીં." તે ઉપર જરા દરયાફ્તી કરી આગળ ચાલો, અને "અતિ—પ્રશ્નો" નહીં પૂછો.

આપણી ગાથાવાણી અને અવસ્તાવાણી એટલી તો ગુઢ ભાષામાં છે, કે તેનો ખરો અને સહી તરજુમો કે અર્થ સર્વાનુમતે કદી પસાર થતો જ નથી; તો પછી જુની ચીજને છોડવા આગમચ તેની જગો લેનારી કોઈ લાયક ચીજ બંધ બેસ્તી તૈયાર હોવી જોઇએ, જે હજી સંપૂર્ણપણે તૈયાર થએલી નથી; તો પછી છે તેને છોડી દઇને બીજાને વળગવામાં શો લાભ? જુનાંને છાંડયે નહીં ને નવાંને માંડયે નહીં.

ખુદા પાસે માંગવાની મુરાદ, તે ગમે તો ગુજરાતીમાં, મરાઠીમાં, કે અંગ્રેજીમાં માંગો, તે સામે વાંધો હોય જ નહીં; કારણ કે, તે કાંઈ બંદગીનું મૂળ નથી. એટલું જ નહીં, પણ બન્યન જેવો લેખક કહે છે તેમઃ—"In prayer, it is better to have a heart without words than words without a heart." ભક્તિમાં તો શબ્દો વગરનું અંતઃકરણ વધારે સારૂં છે, નહીં કે અંતઃકરણ વગરના બકબકાટ. એ પ્રમાણે ખુદા પાસે માંગવાની મુરાદ તે તો કોઇ પણ ભાષામાં માંગો, અથવા ફક્ત વગર બોલવે પઢવે અંતઃકરણમાં ઇચ્છો, તો તે પણ મંજુર છે. પણ ક્રિયાના ભણતણો અને ખુદાની બંદગી તો ઓજમતી ભાષામાં—જુની પુરાણી ખખ થઈ ગયલી ભાષામાં—બાપેદાદેની ભાષામાં—યકીનવાળી ભાષામાં—અને ફરેસ્તા જેવા જે અશો પેગમ્બર સાહેબ તરફ આપણે મ્હોટાં માનની નજરથી જોઇ, તેમનો ધર્મ પાળતાં હોઈએ, તેમની ભાષામાં થાય, તો જ યકીન સાબુત રહે. નહીં સમજાતી જરથોસ્તની અવસ્તા ભાષામાં ધર્મ ક્રિયાનાં ભણતણો અને ખુદાની બંદગી કરવા કરતાં, સમજી શકાય એવી ભાષામાં જોડેલી અને હાલ જમાનાની જોડાતી ખુદાઈ બંદગી અથવા ક્રિયાના ભણતણો શું વધારે યકીનવાળાં તમને લાગશે ભાઈ? ધર્મની લાગણીવાળો એકપણ જરથોસ્તી તેમ કરવા તૈયાર થશે ભાઈ? એનો જવાબ નકારમાં જ આવશે. લોર્ડ લીટનના કાળા ખારા વખતના, અને મોં૦ ગેમ્બેટાના મરણના આર્ટીકલો અસલ ભાષામાં જે લેજત આપે છે, તે બીજી ભાષામાં તરજુમો કરી વાંચો તો તે લુખા જ લાગશે. દાખલા તરીકે:—

"ચેરા ગમ ખુરદ ચું એરાગમ તુઈ?
એરાગમ ચું બાશી ચેરા ગમ ખુરદ?"

એમાં ચેરાગ શબ્દ ઉપર શ્લેષાલંકાર વાપરેલો છે. ચેરાગ શબ્દમાં ચેરા+

ગમ; **એટલે શેનો ગમ?** એમ પણ થાય, અને ચેશાગ+મ એટલે **મ્હારો ચેશાગ** એમ પણ થાય; પણ એ લેઝત ફારશી ભાષામાં જ માત્ર મળી શકે, બીજી કોઈ પણ ભાષામાં એજ ફારશીન સાચવતાં તરજુમો થઇ શકે જ નહીં. તાત્પર્ય એ છે કે; એક ભાષાની ખાસ ઝમક, બીજી ભાષામાં તરજુમો કરવાથી કદિ પણ અસર કરી શકે નહીં, અને તેથી જ સદ્દરં કેતાબના એક બાબમાં લખેલું છે કે, **અવસ્તાની ભાષા સિવાય બીજી ભાષામાં બંદગી કરવી એક જરથોસ્તીને માટે ના રવા છે.** નસરઃ—"પણ જે ભાષા સમજાતી ન હોય તે બડબડવાથી શું લાભ થાય? મોબેદોને ઠેકાણે હિંડોળા ઉપર ઈજશનેના ૭૨ "હા"ની પ્લેટો સાથનો ફોનોગ્રાફ મૂકયો હોય તો શું નહીં ચાલે? ગ્રામોફોન વડે જ વંદીદાદ ને વિસ્પરદ કરાવો તો શું નહીં ચાલે?"

**વિરાફઃ**—ભાઈ! માણસમાં બુદ્ધિ, ભાન, અક્કલ, મનષ વિગેરે જે મહાશક્તિ ખુદાએ મૂકેલી છે તે મેગનેટ ઉતારનારી શક્તિઓ સાથે નિર્જીવ ફોનોગ્રાફની અસરની સરખામણી કરી તું ગંભીર વાદમાં હાસ્યજનક વિવાદો નહીં કર. આપણી અરદીબેહેસ્ત યશ્તમાં વાકય રચના એવી કરેલી છે કે, જો એક કંટાળેલાં માણસને તેની લેઝત સાથે તે સંભળાવવામાં આવે તો તેનું દુઃખદર્દ દફે થાય. કારણ કે ઐકયોચ્ચારણ અલંકાર તથા નિર્જીવ જીવિકા અલંકાર એવી રીતે તેમાં વાપરેલા છે, કે તેનો અવાજ જ જો કાન ઉપર પડે તો તે મધુર લાગે, અને તેથી જ અહુનવર—અષેમ—અને યંગહેહાતામ, એ બંદગીઓને **એજમતી** કલામવાળી કહેલી છે. એ એજમતી ભાષા, અવસ્તા ભાષામાં જ તે એજમતી કહી શકાય. જે તે ભાષાનાં મંત્ર હોય, તેની અસર તેજ ભાષામાં ભણો તો જ થાય. આપણા મંત્ર તે માથવાણી અથવા અવસ્તાવાણી કહેલી છે, તે અવસ્તા ભાષામાં જ ભણાવી જોઈએ. ઑરબ્બીક ભાષાનાં મંત્રો જો ગૂજરાતી ભાષામાં તરજુમો કરીને ભણો, તો તે મંત્ર કારગત કે કાર્ય સાધક થઇ પડવાના નથી. મંત્રની મદદથી વિંછુનો અને સર્પનો ડંખ ઊતારનારાઓનું એવું મત છે કે, જે ભાષામાં તે મંત્રની બનાવટ છે, તે ભાષાના તે જ શબ્દોને બદલે તેનો તરજુમો કરી મંત્ર ભણ્યે, તો વિંછુ કે સાપનો ડંખ ઉતરતો જ નથી. ખરૂં છે કે, ખુદા તો દરેક ભાષાનો સાંભળનારો છે, તેથી દરેક આદમી અવસ્તાનો અર્થ સમજ્યા વગર પણ યકીનથી એક ચિત્તે એબાદત કરે તો બસ છે. કેમકે, તે સાહેબ તો તમારાં અંતઃકરણને જૂએ છે, પછી તમે અર્થ સમજો કે ન સમજો, શુદ્ધ ભણો કે અશુદ્ધ ભણો. વળી દરેક મનુષ્યે ધર્મની ભાષાના અર્થ જાણવા, અને ધર્મના ભેદો સમજવા જ જોઇએ એમ બનવું પણ મુશ્કેલ છે. ક્રાઇસ્ટે પોતે પોતાના ચેલાઓને કહેલું મેથ્યુ ઉપરથી જણાય છે કે; સાધારણ બુદ્ધિનાઓને તો દ્રષ્ટાંતમાં જ ધર્મ સમજાવવો પડે છે. ફલાણું વેણ જરથોસ્ત સાહેબનું કહેલું છે, અથવા ઓલું વાકય તો ક્રાઇસ્ટ સાહેબનું ફરમાવેલું છે, એમ તેઓ તરફના માન

અને યકીનથી જ તેમના પંથીઓ અને સેવકો માને છે. આપણ જરથોસ્તીઓ સુતાં બેસતાં, ખાતાં પીતાં, ચાલતાં હાલતાં "યથા અહુ વઇર્યો અથા રતુશ અષાત ચીત હચા" ભણ્યે છિયે, તેને બદલે તેનો તરજુમો "જે પ્રમાણે પાદશાહ પોતાની ઇચ્છાનુસાર ચાલનાર, તે પ્રમાણે દસ્તુરાંન દસ્તુર અશોઈ વિગેરેને લીધે," એમ જો ભણશું તો કદી પણ યકીન આવવાનુ નહીં. તેમ જ "અષેમ વોહુ વહિશ્તેમ અસ્તી" ભણવાને બદલે "અસોઇ સૌથી શ્રેષ્ટ ન્યામત છે" એમ વારંવાર કહિ પણ ભણવા ગમવાનું નથી. અસલ કલામો આપણને એટલા થકી જ ભણવા ગમે છે, કે અશો જરથોસ્તનાં સંકટો પણ એ જ એજમતી કલામો ભણવાથી દૂર થયાં હતાં; અને તે **યકીનથી જ.** કોઇ પણ ચીજ યકીન (Faith) અથવા સમઝ (Reason) થી જ સાબેત થાય છે. મહાન પુરૂષ તરફના ને જુની ચીજનાં યકીનથી જ ન્યુટનનો પડી ગએલો દાંત ૭૩૦૦૦ ની કિંમતે એક લોર્ડે ખરીદી પોતાની વિંટીમાં જડાવ્યો છે, તે પણ તે મહાત્મા પ્રત્યેની શ્રદ્ધાને જ લીધે; અને એનું કારણ પૂછશો તો કાંઇજ નહીં, પણ જુની ચીજ તરફનો પ્યાર અને મહાન પુરૂષ તરફનું માન છે. જરથોસ્તનું એક બુટ જો કોઈ લાવી આપે તો જરૂર એક પારસી શેઠિયો મોંઘી કિંમતે પણ તે ખરીદ કરશે; તો પછી જરથોસ્તની કલમથી લખાયલા કલામો કેટલા બધા પ્યારથી આપણે સાચવીશું ? જુની ચીજોને સાચવીને સંગ્રહ કરવાનો જ્યારે આ જમાનો શરૂ થયો છે, ત્યારે આપણે જુની ઝંદ અવસ્તા માવતરને આપણી નજીવી અગવડને લીધે વિખુટી કેમ કરીશું ? આપણાં ખાનદાનના પુજ્ય પુરૂષની એક ખાસ ગાળ દેવાની રીત હતી, તે ગાળ વટીક તે મહાન પુરૂષની છે એમ જાણી, ત્યાર પછી થયેલા આપણા બુઝર્ગો તે ગાળ વટીક પવિત્ર ગણીને બોલતા ! ભાષાના અર્થ, અલંકાર, અને રસ ઉપરાંત, તેના અવાજ અને તેના બર વખ્ત ઉપર પણ આધાર રાખે છે. "**રામ બોલો ભાઇ રામ !**" એમ બોલવામાં ખુદાનું નામ ભણવામાં આવે છે, છતાં પારસી ઘરોમાં એ શબ્દો બોલાય, તો કંઇ કંઇ બાઇઓ સુગાઇને ફફડી ચટકી પડશે ! "મરૂરે મરૂં !" એ શબ્દોમાં મરી જવાનો અર્થ સમાયલો છે, તથાપિ ખુશીના વખતે ઓવારણાં લેતી વેળાએ આ શબ્દો બોલાતા હોવાથી અપશુકનને બદલે શુકનભર્યા જ લાગે છે, એ બધાં લાગણીનાં કારણો છે.

ધર્મ ક્રિયાની બાબતો સમજાવવાની ભાષા જૂદી હોય; રાજદ્વારિ ભાષા જૂદી; નોવેલ, નાટક અને વાર્તાની જૂદી; કાવ્ય અને ભણવાની ભાષા જૂદી જ હોય. માટે ક્રિયા કર્મો, જેવાં કે વંદીદાદ, વિસ્પરદ, ઇજશ્ને, સતુમ, આફ્રીંગાન, એ સૌ અવસ્તા ભાષામાં જ થવાં જોઇએ. એક જરથોસ્તી માટે ખુદાની ખુબીની બંદગી જરથોસ્તે વાપરેલી ભાષામાં જ રહેવી જોઇએ, અને માણસે ખુદા પાસે માંગવાની મુરાદ, તે તો કોઇ પણ ભાષામાં બંદગીને છેડે થઇ શકે; કેમકે મુરાદ તે કંઇ બંદગીના જેટલી ફરજીયાત હોતી નથી. "ખુદા મ્હને સુખ આપ !" એટલા શબ્દોમાં જ

મુસદ તો ચાહી શકાય, પણ બંદગી તો ઘણી લાંબી હોય છે. જરથોસ્તના ગાથા ભણતાં જેટલી ગંભીરાઈ અને ખુશી લાગે છે, તેટલી આદરબાદ મારેસ્પંદની પટેટ ભણતાં લાગણી ઉપર અસર કરતી નથી. અને આદરબાદની પટેટ કરતાં વળી ફીરોઝની "ખુદા ત્હારી કરમ બક્ષેશ" વાળી ગરબી ગાતાં ઓછું યકીન થતું જાય છે. ટુંકમાં, બુલંદ વિચારોને લીધે જ નહીં, પણ ભાષાની બુલંદી ઉપર પણ બંદગી અને યકીનનો આધાર છે. હિંદુઓમાં જેમ સંસ્કૃત દેવવાણી છે, તેમ પારસીઓમાં ઝંદ અવસ્તા દેવવાણી છે. ફારસી ભાષાનો ફકીર શબ્દ, ફે=ફાકે; કાફ=કનાયત; ઇ=ઇઆદે એલાહી; અને રે=રીઆઝત એ ચાર શબ્દોના ૧લા હરફો ઉપરથી બનાવેલો છે. સંસ્કૃત ભાષાનો સાધુ શબ્દ, સાહ=છ; ધુ=ધોનાર (કામ–ક્રોધ–લોભ–મોહ–મદ–મત્સર એટલા છ દુર્ગુણો ધોઇ નાખનાર). અંગ્રેજી ભાષાનો NEWS શબ્દ N=north ઉત્તર; E=east પૂર્વ; W=west પશ્ચિમ; S=south દક્ષિણ, એટલે ચારે દિશાની ખબરો. એ સર્વ જો પોતાની જ ભાષામાં રહે, તો જ ઝમક અને રસ આપે છે; કેમકે તે જ ભાષામાં તે શબ્દોની તવારીખ છે, બીજી ભાષામાં ભાષાંતર કરતાં તે જ તવારીખ કાયમ રહેતી નથી, અને તે તવારીખ કાયમ ન રહે, તો રસ પણ ન રહે. ત્યારે ભાષાની બુલંદી ઉપર તો વિચારની બુલંદીના જેટલો જ આધાર રહે છે, અને હુખ્ત=સારી ભાષા વાપરવાનું જરથોસ્તી ફરમાન પણ સહી હોવાનું પણ સિદ્ધ થાય છે.

નસર:—સમજીને શુદ્ધ ભાષામાં બંદગી કરવાનું કાંઇ પણ ફળ હોય, આંધળાં યકીને વગર સમજનું બડબડવાનું ફળ શું હોય ?

વિરાફ:—બનેલી એક ન્હાની વાત જણાવી યકીન વીશે ત્હારી પતીજ કરીશ. એકવાર સુરતથી મુંબઈ તરફ જતું એક વહાણ, કહે છે કે, અધવચ્ચમાં ડૂબવા લાગ્યું, જેમાં એક મોબેદ બેઠેલા હતા. તેઓએ આ આફતના વખતમાં "અથાઉવેરીઓ, અથાઉવેરીઓ;" કરીને યથા અહુ વઇર્યોના એજ-મતી કલામો અશુદ્ધ ઉચ્ચારે વગર સમજે ભણ્યા કીધા. ઇશ્વરેચ્છાએ વહાણ ડોળાતું બંધ પડયું, અને સર્વ સફરીઓ સહીસલામત ધારેલે બંદરે પહોંચ્યા. ખારવા ખલાસીઓ આ એજમતી કલામોને "ગુપ્ત મંત્ર" જાણી અજબ થયા. એક સમે લાંબી મુદતે તે જ ખલાસી ખારવાઓનું વહાણ બીજી વાર ડોળવા ડૂબવા લાગ્યું, ત્યારે પેલા ખારવાઓ પેલું મંત્ર ભણવા લાગ્યા કે; "પારસી ત્હારો થાબરીઓ! પારસી ત્હારો થાબરીઓ!" (યથા અહુ વઇર્યોનું અપભ્રંશ). આમ ભણતાં ભણતાં ઇશ્વર કૃપાએ વહાણ ડુબતું બચ્યું, અને આજ સૂધી "પારસી ત્હારો થાબરીઓ" કરવાનું યકીન સુરતી ખલાસીઓમાં રહી ગયું છે.

બંદગીના સવાલમાં ભાષાની વાત પહેલી હાથ ધર્યા વિના આપણાથી આગળ ચલાતું નથી. બહુધા પ્રત્યેક ધર્મની અંદર ઇશ્વર ભક્તિ પ્રાકૃતમાં થતી નથી. જોકે

હિંદુઓમાં વેદોક્ત અથવા સંસ્કૃત ભાષામાં બ્રાહ્મણ વગેરે ભક્તિ કરવાનું, અને શુદ્ર વગેરે પુરાણોક્ત અથવા પ્રાકૃતમાં ભક્તિ કરવાનું ઠરાવેલું છે, તોપણ અસલ ભાષા સંસ્કૃતને બદલે તેમાંથી જન્મ પામેલી કોઇ પણ પ્રાકૃત ભાષા, જેવી કે ગુજરાતી, મરાઠી વગેરેમાં ભક્તિ કરવાનું મહત્વ ઘણું જ ઓછું ગણેલું છે. હિંદુઓ પોતાની અસલ સંસ્કૃતમાં ભક્તિ કરવાને બદલે ગુજરાતી પ્રાકૃતમાં ભક્તિ કરતા નથી. રોમન કેટલીક પંથમાં પણ અંગ્રેજી ભાષામાં ભાષાંતર કરેલાં ભણતરનું મોટપ ઘણું ઓછું ગણેલું છે. મુસલમાનો પોતાના કોરાંને શરીફને અસલ એરબ્બીક ભાષામાં ભણવાને બદલે પ્રાકૃત ફારસી યા ઉરદુમાં કદી પણ નિમાજ કરતા નથી. તો જો કે આવી કઠણ ભાષાઓના ભેદી કલામોનો ભેદ યા અર્થ કોઇ પણ આખો ટોળો સમજતો નથી, તેમ તે ભાષાઓ તેઓથી શુદ્ધ ઉચ્ચારે ભણાતી પણ નથી. તેઓ તો માત્ર **યકીન** રાખીને ભણે છે, અને તેની કેવી ઉચ્ચ પ્રાપ્તિ તેઓને થાય છે, તેનું એક અચ્છું દ્રષ્ટાંત આજથી સુડતાલીસ વરસની વાતપર બનેલા બનાવ ઉપરથી તા૦ ૨ જી સપટેમ્બર ૧૮૭૭ ના રાસ્ત ગોફતારના અંકમાંથી મળે છે, તે નીચે પ્રમાણે છેઃ—

"આપણા મુસલમાન ભાઇબંધોની જાહેર નિમાજ પછી તુરત જ જે ભારી વરસાદ થયો છે, તેથી તેઓની નિમાજ સરવે પ્રજાની નજર તથા નુકતેચીની તળે આવી ગઇ છે. ખોદા વરસાદ યા બીજી કોઈ પણ બક્ષેસની માણસના માંગવાથી જ યા એબાદતથી જ રેહેમ કરે છે એવું કાંઇ નથી, તોપણ **એબાદતમાં આદમીને એક ધીરજ રહે છે**, અને તે ધીરજનો સઉથી સંતોષકારક બદલો આ વખતે આપણા મુસલમાન શહેરી ભાઇઓને સરજેલો છે. તેઓની બંદગી વિશે આટલું તો સરવે કોઇ કબુલ કરશે કે તેઓ પોતાના ખોદાપરસ્ત ધરમ પર જેટલા ચુસ્ત છે તેટલી જ તેઓની નીમાજ નીખાલેસ છે. **પોતાની સાદી એબાદત તેઓ ખરાં દીલથી કરે છે, અને તેમાં ઢોંગ સરીખું કશું નથી.**"

અર્થ સમજ્યા વગરની અને અશુદ્ધ ઉચારની, તોપણ યકીન સાથની બંદગી એકવાર ખુદ કુદ્રતને પણ પોતાની બનાવી દે છે, તો પછી-**નસરઃ**—"શુદ્ધ ભાષા વગર, અને વગર સમજવે કરેલી બંદગીની અસર થાય જ શી રીતે?"

**બિરાફ઼ઃ**—હરેક આદમીએ ધર્મની ભાષાના ભેદ સમજવા જ જોઇએ, અથવા શુદ્ધ ઉચ્ચારે ભણે તો જ બંદગી કારગત લાગે; એવું આપણ આદમ જાતથી કદી કહી શકાશે નહીં. કવીનાઇનથી તાપ આવતી દૂર થાય છે ખરી, પરંતુ તેનું પૃથક્કરણ કેવું છે? તેની અસર અને ગુણદોષ કેવાં છે? અથવા શરીરમાં દાખલ થઇ તે શું ક્રિયા ચલાવે છે? એ કીયાં ઝાડમાંથી થાય છે? એ વિગેરેની સમજણ થાય નહીં, ત્યાં સુધી એ દવા કારગત લાગે નહીં, અને તેથી તે ઉપયોગમાં લેવાય નહીં, એવું કહેવાને આજે કોણ છાતી ઠોકશે! કવીનાઇન ખાવાનું છે, તે સાધારણ આદમીએ તો **યકીનથી**, સારૂં થવાની આશાથી ગળવાનું છે, બાકી તેની અસલ નસલ અને ગુણ અવગુણ,

તો જે ધણી ડાકટર થઇને શિખે તેને સોંપેલું છે. તેમ જ બંદગી રૂપી કવીનાઈન, તેનું પૃથક્કરણ કર્યા વગર આપણે યકીનથી જ ખાવાનું છે, અને તેના ભેદાભેદ સર્વ આમ લોક જાણે તો ભલે, પણ નહીં જાણે તેથી તેટલો વાર શું ખુદાતાલાને ભૂલી જવાનો છે ? કવીનાઇનનું પૃથક્કરણ નહીં જાણે ત્યાં સુધી શરીરને ખોખારથી ભુંજાઇને શું કવાબ થવા દેવાનું છે ? ધર્મના ભેદ જાણવા શીખવાનું અને ઉંડાણ ઉતરવાનું ખાસ કામ તો અભ્યાસી ધર્મગુરૂઓનું છે, અને સદ્ગુરૂઓએ પોતાના શિષ્યોને આત્માનું જ્ઞાન કરાવવાનું છે.

---

# સબક ૩૬ મો.

## ડગમગ યકીન કરનારા, ખુદાના શત્રુ અને આદમીના ચોર છે.

The woman with the bloody issue who pressed through the throng to touch the robe of Jesus, was told that her "faith" had made her whole.—(H. P. Blavatski)

**નસર:**—"સમજ્યા વગર બંદગી કરવાથી ભણનારનું ચિત્ત ચોરાય છે; તેથી સમજીને બંદગી કરે તો જ ઇશ્વરમાં લક્ષ રહે !" **વિરાફ:**–ભાઈ, ત્હારે જાણવું જોઇએ કે, આ દુન્યામાં સૌથી ઝડપમાં ભમ્યા કરનાર લેખે આપણા **વિચારને** ગણેલો છે. સમાધિ ચઢાવી યોગી થઇ ચૂકેલા સાધુ સંતનું ચિત્ત, આ દુન્યાની મિથ્યા મોહ માયાથી ચોરાય છે, તો પછી સમજીને ગુજરાતી ભાષામાં બંદગી કરનારનું ચિત્ત નહીં ચોરાવાની કશી પણ ખાસ જામીનગીરી છે જ નહીં. **ધારણા** ઉપર જ માત્ર **યકીન** ટકી રહેલું છે. બંદગી કરવા બેસનાર એવું **ધારીને** તો કદી ભણવા બેસતો નથી, કે ખુદાની બદગુઇ કરવા અથવા તે સાહેબને ગાળ દેવાને તે બેઠો છે. તેની **ધારણા** તો, તે જે કાંઇ અશુદ્ધ ઉચ્ચારે વગર સમજવે બડબડે છે, તે ઇશ્વર ભક્તિ છે એમ મનમાં, દિલમાં, અને ચિત્તમાં ચોંટાડવાની અને ઠસાવવાની છે, અને તેથી જ **ધારણાની** શ્રેષ્ટાઇ એક શ્લોકમાં કહી છે કે:—

**यत्र यत्र मनोयाति ब्रह्मणस्तत्र दर्शनात्।**
**मनसो धारण चैव धारणा सापरामता॥**

એટલે કે; જે જે ચીજમાં ચિત્ત જાય છે, તે તે ચીજની સત્તા, સ્ફુર્તી (આવેશ) અને પ્રિયતારૂપ જે **બ્રહ્મ, તેજ દેખાય છે, અને નામરૂપ તે મિથ્યા છે.** આ મિથ્યામાં સતરૂપ જે આત્મા, તેના સ્વરૂપને સાધવું તેનું નામ **ધારણા**. ટુંકમાં, **ધારણાથી** જ ઇશ્વર મળે છે. એક દેશી મહારાજા સંબંધે આ એક ખરો બનેલો બનાવ છે. તેમના રાજનગરમાં કોઇ પણ ઉતારૂ નવાં કપડાં કે નવી જીનસો લઇને આવતો તેની પેટીઓ ખોલાવી તેના ઉપર જકાત લેવામાં આવતી હતી. મોટા સર-

કારી અમલદારો અને લાગવગવાળા ઇસમો જકાત નહીં આપતાં ચાલ્યા જતા હોવાથી, એક વૃદ્ધ નાકેદાર શ્રીમંત મહારાજા સાહેબને વારંવાર ફરિયાદ અરજી કર્યો જતો હતો. તેની ચાલુ અરજીઓથી કંટાળીને એક દિવસે મહારાજે પોતાના પારસી એડીકાંને ફરમાવ્યું કે, અરજદારને આવતી કાલે સવારે ૯ કલાકે હાજર થવા હુકમ કરવો. નાકેદારને આ હુકમ મળતાં તે બાપડો ગભરાવા લાગ્યો કે, મહારાજને હું કેવી રીતે જવાબ દઇશ. સવારે તે રાજમહેલમાં હાજર થયો, પરન્તુ મહારાજ બહાર ફરવા ગએલા હોવાથી બહુ વાર થોભ્યો. મહારાજે આવતાં બરાબર તેને અનેક શંકાના પ્રશ્નો કરતાં છેવટે ગભરાઇને નાકેદાર બોલ્યોઃ-"મહારાજ! હું સાચે સાચું જ કહું છું; જુઠું કહેતો હોઉં તો મ્હારૂં **ખાસડું ને તમારૂં માથું!** મહારાજ, **હમે તો તમારાં માબાપ છીએ ને તમે તો હમારાં બચ્ચાં છો**, જુઠું કેમ બોલાય!" નાકેદારની બોલવાની ધારણા અને મતલબ તો એ હતી કે, **જુઠું કહું તો તમારૂં ખાસડું ને મ્હારૂં માથું; આપ તો હમારાં મા-બાપ છો અને હમે તો આપના બચ્ચાં છીએ.**" પરન્તુ ગભરાટમાં શબ્દો તો ઉલટ સુલટ બોલાઈ ગયા. અરજદારની **ધારણા** તો જૂઠું જ કહેવાની હતી, એમ મહારાજ સમજી ગયાથી સ્મિત હાસ્ય વદન કરીને ચાલ્યા ગયા. આ ઉપરથી ભાઇ તું સમજી શકશે, કે ખુદા તો બંદાની **ધારણા** તરફ જૂએ છે, શબ્દ તરફ જોતા નથી. ઘણીવાર ગભરાટ પામેલા માણસની જીભ લપસી જતી હોવાથી શું બોલવાનું ને શું બોલાઇ જાય છે. મોટાં માણસને "**તમે** હમારા સરદાર, ને હમે તો તમારા ગુલામ" બોલવાને બદલે "**હમે** તમારા સરદાર, ને **તમે તો હમારા** ગુલામ!" એવુંએ બોલાઇ જાય છે, તેનો શો મુજાકો!

**નસરઃ**—પરંતુ શુદ્ધ ઉચ્ચાર વગર ભણવાથી ખરી અસર થતી નથી; જેથી ઇશ્વર ભણનારની માંગણી કબુલ રાખતા નથી. હું તો આમ જ સમજું છું. **વિરાફ઼**:-ન્હાનું બાળક અશુદ્ધ ઉચ્ચારે બોલશે, અથવા એક દુબળો અશુદ્ધ ગૂજરાતીમાં બોલશે, અથવા એક તોતડો બોબડો માણસ તોતડું બોબડું બોલશે, તે જ્યારે આપણુ બાકી માણસો સમજીશું, ત્યારે શું ખુદા જ નહીં સમજશે? **કેમના મઝદાને** બદલે **કેનદા મઝદા** ભણનારો જરથોસ્તી એમ તો કદી નહીં સમજવાનો, કે ખુદાની યાદને બદલે તે ખુદાને ગાળ દે છે! જો અશુદ્ધ અને અર્થ જાણ્યા વિનાની બંદગી ના-રવા હોય, તો હિંદુસ્થાનમાં આવ્યા પછી આપણા જે બાપદાદાઓ તેવી રીતની બંદગી કરીને ગુજરી ગયા, તે સર્વની મુરાદ બર ન આવતાં, ધંધેધાપે અને પૈસે ટકે દુઃખી જ રહેલા હોવા જોઇએ (!) અને આજના આપણુ પારસીઓ સમજીને શુધ્ધ ભણ્યે છિયે, તેથી જ ધંધાધાપામાં ધીકતા જતા હોવા જોઇએ (!) ખુદ ગૂજરાતી ભાષાનું ખુન કરીને તેને અશુધ્ધ ઉચ્ચારે બોલવાને આપણે હદથી બહાર ગયા છીએ, તો પછી ગૂજરાતીમાં જોડવામાં આવનારી બંદગી પણ આપણે તો પાછા અશુદ્ધ ઉચ્ચારે જ ભણીશું, ત્યારે વળી તે પણ ના રવા જશેને? અને ગૂજરાતી

ભાષાના ભારી શબ્દોનાં ગુંચવણભર્યાં વાકયોનો અર્થ સમજ્યા વગર જો આપણી ભવિષ્યની પારસણો બંદગી કરશે, તો તે પણ ના–રવા થવાનીને ? એક નામાંકિત શાયરે એવી કવેત જોડી કેઃ—

" લા વ લા લમ લા વ લા લા શશ મેહ અસ્ત;
લલ કત ઓ દત લલ શોહરે કોનેહ અસ્ત. "

આ જોડણી માટે તેને હસી કાઢવામાં આવ્યો, પણ પાછળથી મુદત બાદ જણાયું કે, મુસલમાની દહાડાની ગણત્રી લોકોને વારંવાર યાદ રહેતી નથી, તે ઉપલું કવેત ભણવાથી પ્રારસી ભાષાના અબજદના કાયદા પ્રમાણે પહેલા ૭ મહિના ૩૧–૩૧–૩૨–૩૧–૩૧–૩૧ દિવસના તથા છેલ્લા ૭ મહિના ૩૦–૩૦–૨૯–૨૯–૩૦–૩૦ દિવસના છે, એમ ઝટ પરખાઈ આવવા સારૂ આવી ઉમદા બનાવટ કરેલી છે. તે જ પ્રમાણે આપણા " યથા અહુ વૈર્યોનું " ભણતર આપણે આંખળે યકીને ચાલુ રાખ્યું, ત્યારે જ તો આપણને આ જમાનામાં જણાયું, કે જે પટ-પટારો (!) આપણે કર્યે છિયે, તે પવિત્ર ભણતર તો એક ખુદાઈ સુત્ર (Formula) હોવા ઉપરાંત તેમાંના દરેક શબ્દ છુટા છુટા લેતાં વળી ૨૧ નુસકોના નામો પણ તેમાં જ આવી જાય છે ! આ દ્વીઅર્થિ અલંકારની બેવડી બનાવટ પછી આપણે તે ૨૧ નુસકોની શોધમાં પડયા છીએ. ભાષા ગઈ તો આશા પણ ગઈ. આપણી અવસ્તા ભાષા વિષે શાયર કહે છે કેઃ—

"કેતાબશ આયને રૈશન જેહાંરા; કલાંમસ હુજ્જતે બૈને બયાંરા.
ઝેનૂરશ આફતાબે આલમ અફરૂઝ; કુદન છબજે જીઆ તા મી શવદ રૂઝ."

યાને કેઃ—તે પેગંબરની જંદ અવસ્તાની જે કિતાબ છે, તે જાણે કે તમામ આલમને રોશની બક્ષનારી એક નિશાન છે; અને તે કિતાબની અંદરના કલામો હરેક હકીકતને જાહેરમાં લાવવાની દલીલ છે; અને તે પાક કલામોની બરકતથી આલમને રોશન કરનાર આપ્તાબ મુનવ્વર થાય છે; જેથી રાતની અંધારીમાંથી દિવસનું અજવાળું પ્રકાશે છે. આવી જે ઉત્તમ, એજમતી, ઉમદા લેદી ભાષા તેનો અસલ ખ્યાલ ગૂજરાતી કે ઇંગ્રેજી તરજુમાથી કેમ આવે ?

એકવાર એક મકતબમાં એક મુનશી નામીચા પ્રારસી શાયર શેખ સાદીના બનાવેલા લેદી બેતનો તરજુમો પોતાના ચેલાઓ પાસે કરાવતો હતો, ત્યારે ભીંતની પાછળ શેખ સાદી પોતે છુપાયેલા હતા. જૂદા જૂદા ૬–૭ ચેલાઓએ તે બેતના જુદા જુદા ૬–૭ અર્થ કર્યા. તે તમામ અર્થ ખરા નથી, એમ જણાવી મુનશીએ ૮ મો અને નવો જ અર્થ જ્યારે ચેલાઓને સમજાવ્યો ત્યારે શેખ સાદી નીચે મુજબ બોલીને ચાલી ગયા કે; " માઆંનીએ સાદી દીગર અસ્ત !" અર્થાત્; સાદીની મતલબ જૂદી જ છે ! તેમ આપણા અવસ્તાના અર્થો હાર્લે કે હાઉગ, બૉપ કે સ્પીગલ, હાર્મેસ્ટેટર, ગેલ્દનર, કે મીલ્સ જેવા ચેલાઓ ૬–૭ જૂદા જૂદા સમજાવશે, તો પણ આપણી

પીઠ પાછળ સંતાયલા શિક્ષાગુરૂ પાક જરથોસ્ત, કાં નહીં એમ કહેશે કે, "આઆ-નીએ જરથોસ્ત દીગર અસ્ત!" માટે આપણા હાલના અર્થો બરાબર સંપૂર્ણ થએલા જાણીને દોરવાઇ જવાની ભૂલ આપણે ઉતાવળે કરીશું નહીં. બલ્કે આઇશીશ અન્વેલ્ડમાં કહેલું ગોખી રાખો કેઃ—

"Too many of our thinkers do not consider that the numerous changes in language, the allegorical phraseology and evident secretiveness of old Mystic writers, who are generally under an obligation never to divulge the solemn secrets of the sanctuary, might have sadly misled translators and commentators."

નસરઃ—પારસીઓ દેવને ધિક્કારે છે, ને હિંદુઓ દેવને પુજે છે, ત્યારે ઇશ્વરનિંદા કિયા લોકો કરતા કહેવાય? હિંદુ ધર્મ પુસ્તકોમાં ખુદાતાલાને માટે દેવ શબ્દ આવેલો છે; અને પારસી ધર્મ પુસ્તકોમાં શેતાન, અહેરેમનને માટે દેવ શબ્દ આવેલો છે. પારસીઓ દેવનું નામ સાંભળતાં જ હજાર વાર ધિક્કાર કરશે; હિંદુઓ દેવનું નામ સાંભળતાં જ આફ્રીન પોકારશે. પારસીમાં કોઇને દેવ કહીશું તો લાગલો લાઇબલ માંડવા દોડશે; હિંદુને દેવ કરીને બોલાવીશું તો શેર સાકર ખાશે. ત્યારે શું હિંદુઓના અને પારસીઓના પરમેશ્વરો કાંઈ જુદા છે? હિંદુઓના દેવને પારસી ગાળ દે છે, તેથી શું તે શબ્દને લીધે પાપી ઠરશે કે? તે શું ખુદાને ગાળ દીધેલી કહેવાશે કે?

વિશારૂઃ—ના, એમ નથી. ભાષાના શુદ્ધ અશુદ્ધ શબ્દો ઉપર, કે જૂદા જૂદા અર્થો થાય તે ઉપર કાંઈ બંદગીનો એકલો મદાર નથી. માત્ર ધારણા સારી, અને યકીન પાક હશે, તો પછી અજાણાની બલા દૂર છે. અંતઃકરણ શુધ્ધ રાખો, પછી આપોઆપ જણાશે, કે અવસ્તામાં બંદગી કરવી પારસીઓ માટે વધારે સલામતી ભર્યું છે; અને તેથી જ આપણી એ પાક ભાષા સરસ્વતી મંદિર (યુનિવરસિટી) નો ઉંબર ઓલંગી, યુનિવરસિટીના બારણાં આજે ભાંગી નાંખીને તેમાં દાખલ થઇ, ત્યારે બીજી ગમથી આપણે જ તે એજમતી ભાષાઓનો પગ ભારી શા માટે કરવો?

ભાષા એ જ કાંઈ ભક્તિનું હથિયાર નથી; અંતઃકરણ એ જ મુખ્ય હથિયાર છે ભાઇ. હઝરત એક દિવસે જંગલમાંથી પસાર થતા હતા તે વેળાએ એક જંગલી માણસને પોતાની ઝોંપડીમાં માંસ મદીરા કરી બેભાન પડેલો તેમણે દીઠો. હઝરતે તેના મ્હોં ઉપર પાણી છાંટી તેને હુશિયાર કીધો. તે જંગલવાસીએ આમ જ માન્યું હતું કે, હું તો મરી ગએલો હતો, પણ આ કોઈ મંત્ર જાણનારો ખુદાનો લાલ હશે, જેથી તેણે મ્હને મૂએલાને પાણી છાંટી જીવતો કર્યો છે. અચરજ પામીને તે હઝરત સાહેબને પૂછવા લાગ્યોઃ—

"હે બંદે નવાજ! આપે ખુદાવીંદ પાકને તો દીઠા જ હશે, તેઓશ્રી કયાં

રહે છે? હું તેમને કયાં અને શાથી શોધું? ગરીબ પરવર મ્હને કાંઇ મંત્ર આપો, કે તે જપવાથી હું અલ્લાતાલા આગળ જઈ શકું!" હઝરત કહેઃ "તું મદ્યપાન અને માંસનો ખોરાક ત્યજી દે, અને આટલો જ મંત્ર દરરોજ પઢયા કરઃ—

"મેં હું બંદા તેરા, તું હય ખુદા મેરા!"—"મેં હું બંદા તેરા, તું હય ખુદા મેરા!"

હઝરત એટલું મંત્ર આપી ચાલી ગયા, અને પેલો જંગલવાસી આસ્થા રાખીને ઉપલો મંત્ર જપવા લાગ્યો. થોડા વખતમાં કોઈ વટેમાર્ગુ આવીને તેની સાથે થોડીક વાતે વળગ્યો. કલાક બે કલાક વાતોમાં પસાર થતાંમાં તો તેના ગયા કેડે આ જંગલવાસી પેલું મંત્ર ભૂલી ગયો, પણ **શબ્દો** તેને યાદ હોવાથી ગોઠવી ગોઠવીને પેલું મંત્ર આખું પાછું ઉભું કરી શક્યો; પરન્તુ **શબ્દો** હેરફેર થઈ ગયાથી હવે તે જપ કરવા લાગ્યો કે;

"મેં હું ખુદા તેરા, તું હય બંદા મેરા!"—"મેં હું ખુદા તેરા, તું હય બંદા મેરા!"

લાંબે વખ્તે તે જંગલમાંથી હઝરત પાછા ફરતાં પેલાની ઝૂંપડી આગળ આવીને સાંભળે છે તો તે જંગલી માણસ ઉલટો મંત્ર જપતો જણાયો. હઝરતે તેને ઠપકો આપી કહ્યું:—"તેં અલ્લાતાલાનું ભારે અપમાન કીધાથી ત્હારે શીર આ તો મહા પાપ ચઢયું!" જંગલવાસી તો આ સાંભળીને પોકેપોક મૂકીને રોવા લાગ્યોઃ—"હાય હાય, હવે કેમ થશે! અલ્લા પાક રૂઠશે તો હું શું કરીશ! હું તો પાપી ઠર્યો!"

એવામાં અલ્લા પાકે આકાશવાણી કરી હઝરતને ઠપકો આપતાં કહ્યું:—"હે લાલ! તેં આ તો બહુ જ ખોટું કર્યું. મ્હારો આ બંદો પોતાની અલ્પ બુદ્ધિથી જે ઉલટી બંદગી કરતો હતો તે જ મ્હને બહુ પસંદ હતી. બંદાના શબ્દો તરફ હું ધ્યાન આપતો નથી, પરન્તુ તેના ભાવ, તેની મતલબ, અને તેની ધારણા તરફ જ હું તો જોતો રહું છું. આ બંદાની ઉલટ ભક્તિ તરફ હું પ્રસન્ન છું!"

**નસરઃ**—ત્યારે જંદ ભાષા છોડીને પાજંદમાં તમે કાં ભણો છો? ખુદાની મદદ રહેમ અને બક્ષેશ ગૂજરાતીમાં કાં માંગો છો? ભાષાનો જ્યારે કાંઇ અર્થ જ નથી ત્યારે સમજાતી ભાષામાં પણ ભાકત કર્યે તો ખોટું શું છે?"

**વિરાફઃ**—મ્હારે એકરાર કરવો જોઇએ છે, કે ગૂજરાતી યા બીજી કોઇપણ સમજાતી ભાષામાં ખુદાતાલાને યાદ કરવાથી પાપ લાગે છે, કિંવા તે કામ ગુન્હાનું છે, એમ કહેવાની મ્હારી મકસદ છે જ નહીં; પરંતુ જે કાંઇ મ્હારે ત્હારી પાસે માનવું મનાવવું અને કરવું કરાવવું છે, તે એ જ છે કે, ખસુસ કરીને જરથોસ્તીઓ માટે કોઈ પણ બીજી ભાષા કરતાં, પુરાણી જંદ અવસ્તા ભાષામાં, અથવા બીજા બોલોમાં બોલ્યે તો, માથ્રવાણીની જુબાનમાં જ ઇશ્વર સ્તુતિ કરવી વધારે સલામતીભર્યું છે.

ભાઇ, તું જ્યારે પર ભાષામાં બંદગી કરવામાં હરકત જોતો નથી ત્યારે પોતાની અસલ ભાષામાં બંદગી કરવામાં વાંધો શા માટે લે છે? આપણો મૂળ પાયો તો

અવસ્તાવાણીની બંદગી ઉપર લાવીને બાંધ્યો છે. એ જ પ્રમાણે હિંદુઓમાં સંધ્યા વગરની ભક્તિ ફોકટ ગણેલી છે. હિંદુઓની અવસ્તા ભાષા યાને સંધ્યા કરવાની ગુપ્ત ભેદવાળી શુદ્ધ સંસ્કૃત ભાષાના અર્થથી, કિંવા તેના શુદ્ધ ઉચ્ચારથી સમજીને ભક્તિ કરનાર ૧૦૦૦ હિંદુએ એકની પણ આશા આવવી કઠણ છે, તોપણ વગર સમજયે પ્રથમ સંધ્યા કરીને, પ્રાકૃતમાં ઇશ્વરની યાદ કરવાની તેઓમાં પણ છુટ મૂકેલી છે. હિંદુઓમાં સંસ્કૃત ભાષાની ભક્તિ અથવા સંધ્યા કર્યા સિવાય ગાયનને કે પ્રાકૃત બંદગીને ઇશ્વર ભક્તિના મુખ્ય ભાગ લેખે ગણવામાં આવતાં જ નથી; અને ઇશ્વરના ખ્યાલમાં અંતઃકરણના યકીનથી તલ્લીન થયલા, નહીં સમજાતી સંસ્કૃત ભાષા બડબડવાવાળાં મનને, તેના અર્થ સમજવાની, અથવા ગાયનના જેવા કોઈ પણ રસિક વિષયની કાંક્ષા કે તમા રહેતી જ નથી. તેને માટે એક શ્લોકમાં કહેલું છે કેઃ—

मकरंदं पिबन् भृंगो गंधनापेक्षते यथा।
नादासक्तं तथा चित्तं विषयान्नहि कांक्षते॥

એટલે કેઃ—જેમ ભમરો ફુલનો રસ પીવા થકી સુગંધની ખાહેશ રાખતો નથી, તેમ ઇશ્વર નાદમાં આશક બની ગયલું ચિત્ત સુગંધરૂપી વિષય વાસનાની જરાએ ખાહેશ રાખતું નથી. હિંદુઓ યકીનથી માને છે કે, ઇશ્વરે પહેલ વહેલાં સંસ્કૃત ભાષા પેદા કરી છે, અને તે સાહેબ તે જ ભાષા બોલે છે! માટે સંસ્કૃત યાને દેવવાણીમાં જ સંધ્યા કરવી એ હિંદુઓ માટે વધારે સલામતીભર્યું ગણાય છે; અને તેઓના દેવતાઓ પણ તેથી જ ખુશી રહેતા માનવામાં આવે છે. આપણામાં પણ ઇજશ્નેના ૫૦ મા "હા"માં કહેલું છે કેઃ—"ઇએ માંથ્રા વાચેમ મઝદા બર્ઝતી ઉવરથો અશા નેમંઘહા જરથુસ્રો." એટલે કેઃ—જે કોઈ માથ્ર જુબાનથી યાને અવસ્તાવાણીથી ભણે છે તે અશોઈની નિયાએશ કરવાથી **જરાથોસ્તનો દોસ્ત થાય છે.**

સૌ સૌના ધર્મની ભાષા જૂદી છે, ત્યારે જ તો સઉ સઉ પોતપોતાના ધર્મો જૂદા જૂદા લેખાવે છે. હજારો વરસ થવા છતાં સઘળા ધર્મો પોતપોતાના ખરા કે અસલ આકારમાં થોડે ઘણે દરજ્જે જળવાઇ રહ્યા છે, તે ભાષાના ભિન્નભિન્નપણાંને લીધે મુખ્યત્વે છે; બાકી કોઇ પણ ધર્મ ચોરી કે ખુન કરવા કહેતો જ નથી. કોઇ પણ ધર્મ નિંદાણું કે જુઠાણું કરવા કહેતો જ નથી. કોઇ પણ ધર્મ લુંટફાટ કે મારફાડ કરવા કહેતો જ નથી. હિંદુ, મુસલમાન, ખ્રીસ્તી કે પારસી બધાનો ખુદા તો તે જ છે. ધર્મ યાને ફરજ પણ એકસરખી જ છે; પરંતુ જો જરથોસ્તી ધર્મના અને જંદ અવસ્તાના મૂળ સિધ્ધાંતોને આપણે અંગ્રેજી તરજુમો કરીને બંદગી લેખે ભણશે તો, એક બે સૈકામાં એ ધર્મ કેવી રીતે નાબુદ થઇ જાય તે તપાસવું પણ સહેલું છે.

# સબક ૩૭ મો.

## કુદ્રતની સોટી માટે ભક્તિ છે, કે રોટી માટે ભક્તિ છે?

" The God's prayer contains the sum total of religion and morals."
—*Willington.*

ખુદ આપણા ધર્મ પુસ્તકમાં વટીક અવસ્તા ભાષામાં જ બંદગી કરવાનો હુકમ થયેલો છે. ઈજશ્ને "હા" ૪૧ માં કહેલું છે કેઃ—"થવો સતઓ તશ્સ્યા માંથનસ્યા અહુરમઝદ !" ઓ ખુદાતાલા! ત્હારી બંદગી હું અવસ્તા ભાષામાં જ કરૂં. ખુશી થાવ ભાઈ! કે આપણે આજ લગી તો અવસ્તાના ઉપલાં ફરમાન મુજબ કર્યું છે, કર્યે છિયે, અને કરીશું કે નહીં તે તો ભવિષ્યની વાત રહી. જુની ચીજને છોડવા પહેલાં પુખ્ત વિચાર કરવો જોઈએ. આ એક ઉત્તમ ધડો છે. આપણા અવસ્તામાં પણ જુની ચીજ વિષેનું પૂરમાન છે કેઃ—" કેહરપેમ દરેઘયાઓ ઉપયનયાઓ યઝમઇદે."—યાને કે, લાંબા વખતના જુના રિવાજની મુખ્ય બાબતને હમો વખાણીએ છીએ. એ પ્રમાણે જ્યારે જુની ચીજની મુખ્ય બાબત ટકાવી રાખવા આપણો ધર્મ શિખવે છે, ત્યારે આપણી જુની ફાયદાકારક માવતરને અને અવસ્તા માતુશ્રીને શા માટે નિવારવી જોઇએ ?

**નસરઃ**—ત્યારે તો આખી દુનિયાએ અવસ્તા ભાષા સિવાય બીજી કોઈ પણ ભાષામાં બંદગી કરવી જ નહીં જોઇએ કે ?

**વિરાફઃ**—આપણે કબુલ કરીશું કે, અવસ્તા ભાષામાં બંદગી કરવી એટલા જરથોસ્તીઓ માટે જ વધારે સલામતીભર્યું છે; નહીં કે હિંદુ—મુસલમીન–ક્રિસ્તી વગેરે જુદ્દીનો માટે પણ અવસ્તામાં બંદગી કરવી રવા ગણાય. તેઓએ પોતાની જ સ્વધર્મ–ભાષા સંસ્કૃત, એરેબ્બીક, અને હીબ્રુમાં, ભક્તિ–નિમાજ–પ્રેઅર કરવાની છે. તેઓ માટે તે જ ભાષા એજમતી છે. ધર્મ સંબંધી બાબતોમાં વિચારશીથીલ અથવા મનમુખ્ત્યારી (*Latitudinarianism*) ની વાત હોય જ નહીં. ધર્મની બાબતમાં સૌ સૌથી ઘરે ઘરના રાજા થવાય જ નહીં. તમારા ધર્મનું બાપદાદેનું પૂરમાન ન માનો તો ખેર! ત્યારે તો તમે સ્વૈચ્છિક બની તમારો નવો ધર્મ અને નવો ખુદા અને નવો પેગંબર પણ મુકર્રર કરો! આપણા જરથોસ્તી ધર્મની અને પાક ભેદી અવસ્તાની જો સુગ લાગતી હોય, તો "જરથોસ્તી" એલકાબે ના ઓળખાવ! કહેલું છે કેઃ—*Profit by thy own wisdom, but learn to respect the wisdom of thy fathers likewise.* અવસ્તાના અર્થ સમજીને શુદ્ધ ઉચ્ચારે કરેલી બંદગી સારી છે, અને અર્થ ન આવડે કિંવા ઉચ્ચાર શુદ્ધ ન થાય, તેમાં કાંઇ ભાષાનો વાંક નથી. આપણે તે નહીં શિખ્યે તો આપણો જ વાંક છે. ઇજશ્નેના ૨૮ મા "હા"માં ફરમાવેલું છે કેઃ–" યઉઅદ એસાએ તઉઆચા અઉઅદ. ક્ષાએ અએસે અશહીયા."

યાને કે; " જેટલું મ્હારાથી બની શકશે, મ્હારામાં શકિત હશે તેટલું, બંદગી અથવાં સવાબના કામની ખાહેશ પ્રમાણે હું શિખીશ." પરમકૃપાળુ દાતારે ગરીબ કે તવંગરને, ન્હાના કે મ્હોટાને, બેવકુફ કે વકુફવાળાને, કોઇ પણ માણસ જાતને કે હેવાનને, કોઇ પણ બક્ષીશ એક સરખી જ જો કરી હોય, તો તે ભાષા જેવી ઉત્તમ બક્ષીશ છે. દુન્યાંના વહેવાર સારૂ અઘરામાં અઘરી ભાષા ફરજને લીધે શિખી શકાય છે. જે ભાષા નામદાર જ્યોર્જ રાજા બોલે છે, તે જ ભાષા તેમને ત્યાંનો ઝાડુ કાઢનાર બોલે છે. જે ભાષા પેગંબર મોહમ્મદ બોલતા હતા, તે જ ભાષા ઉંટનો આરબ સાર્વાન બોલતો હતો. ગમે એવો દુબળો નરડો, તેને પણ ભાષા શિખવાની ફરજ હોવાથી તે શિખે છે. ભાષાની જે બક્ષીશ ઢેડ ચમારને ખુદાએ કરેલી છે, તે જ પાદશાહ કે પીર પેગંબરને કરેલી છે. પાંચ વરસનાં બાળકનાં મોંમાં જે ભાષા મૂકવામાં આવી છે, તે જ ભાષા પોણોસો વર્ષના ડોસાના મોંમાં મૂકેલી છે. રશ્યન, ઇટાલ્યન, લેટીન, અરબ્બીક, કે અંગ્રેજી જેવી ઘણી કઠણ ભાષા, જે એક અજાણુ દેશનો વિદ્વાન શિખતાં કંટાળી જાય છે, અથવા હારી ખાય છે, તે જ અઘરી ભાષા રશ્યાના ભરવાડો રશ્યન ભાષા બોલે છે, ઇટાલીનો હજામ ઇટાલ્યન કાવ્યો ઉકેલે છે, અને ગાયનો ગાય છે. અરબસ્તાનનો દરજી અરબ્બી ભાષામાં એવું તો ખુશ ખત લખશે, કે જેવું લખવાને આપણા મૉલવી મુનશીઓ અશકત થાય. ઇંગ્લંડનો ગધેવાન જે ઝડપ અને સફાઇથી અંગ્રેજી બોલશે, તેનો જવાબ આપવાને આપણો બી. એ. શરકી પડશે. જે સંસ્કૃત શુદ્ધ ઉચ્ચારે શિખવાને આપણો એમ. એ. પટકાઇ જાય છે, તે જ ભાષા બનારસનો ભિક્ષુક બ્રાહ્મણ સહેલથી વાપરી શકશે. એ સૌ શા થકી? ફરજ થકી. ફરજને લીધે વ્યવહાર રાખવો પડે છે. આજે એક પારસી છોકરો અભ્યાસની ફરજીઆતને લીધે ઇતિહાસ–ભૂગોળ–અંકગણિત–ઇંગ્લીશ–વગેરે વગેરે પોતાની ૮–૯ વરસની વયમાં પરાંપરાં શિખે છે, તો પછી બંદગીની ફરજીઆત માટે દરરોજનું માત્ર અડધા કલાકનું ભણતણ શિખી લેવું શું નહીં બની શકે? શરોશબાજને ઇતિહાસ ગણી, ગેહને ભૂગોળ ગણી, ખુરશેદ મેહેર ન્યાએશોને અંકગણિત ગણી, દોઆ વીસ્પહુમત અને દોઆ નામશેતાયશ્નેને ઇંગ્લીશ ગણી, જો અરધા કલાકની બંદગી અર્થ સાથે શુદ્ધ ઉચ્ચારે શિખવા માંગે, તો અરધું જ વરસ બસ છે. તો પછી ધર્મ, ફરજ, ફરજ્યાત ગુજારવા સારૂ એક બુચાની અરધાં વરસની મહેનત બચાવવા, જંદ અવસ્તાના મૂળ પાયાને જ ઘેસવી પાડવાનું બેમાલુમ મંડાણ થાય તે ઘણું ગેર કહેવાય. એના ગુપ્ત ભેદ જાણવાથી, એક ફારશી શાયર કહે છે તેમ

" બ વસ્તા કાલબે દીવાં નેહાં કર્દ;
રૂઆંરા દર રહે યઝદાં રવાં કર્દ."

પાક અવસ્તાના એજમતી કલામોની બરકતથી દેવોને (દુષ્ટ શકિતઓને) દુન્યાંમાંથી તોડી પાડી શકાય, અને તેની (પેગંબર જરથોસ્તની) રાહે ચાલનારાઓને

ખુદાતાલાની રાહ ઉપર જારી રાખવાનું અને રવાના કરવાનું બની શકે છે. એ પ્રમાણે જંદ અવસ્તા ભાષાના ભેદી પણ પાક કલામોની ખુબી પહેલેથી જ કબુલ રખાતી આવેલી છે.

**નસરઃ**—આજે બધા પારસીઓએ ઘણે ભાગે અંગ્રેજી ભાષાને પોતાની ભાષા કરી છે તો તે ભાષામાં બંદગી કાં ન કરીએ વારૂં ?

**વિરાફ**:—આજે અંગ્રેજી ભાષા મિઠી લાગે છે, અલંકાર રસથી સ્વાદિષ્ટ દિસે છે, તેથી તે ભાષામાં અવસ્તાનો તરજુમો કરવા માંગો તે પહેલાં અવસ્તાના અકેકા અચ્છા અલંકારોના અકેક પછી નમુના તપાસો. તેમાં પણ બનાવટ કરનારાએ ઑરજ મજા ભરેલી છે " આચનો જમ્યાત હવંઘહે–આચનો જમ્યાત સ્વંઘહે........આચનો જમ્યાત હવંઘહાઇ–આચનો જમ્યાત અશવસ્તાઇ " એમ ગોઠવ્યું છે તેને બદલે "આચનો જમ્યાત હવંઘહે–સ્વંઘહે–હવંઘહાઇ–અશવસ્તાઇ" એમ ટુંકમાં ગોઠવતે તો શું નહીં ચાલતે ? નહીં; ભાષાની લેઝત અને ઝમક વધારવા અને શબ્દોના ધ્વનિઓથી ચોક્કસ આકારો ઉત્પન્ન કરી શુદ્ધ વાતાવરણ થવા માટેજ " આચનો જમ્યાત " નો અર્થ તો એકનો એક હોવા છતાં એ શબ્દ વારંવાર વાપરેલો છે. એવી એવી ઉત્તમ ફાશીનોથી તો એ ભાષા ભરપૂર છે. અવસ્તા ભાષાની એવી તૌસીફ માટે જ શાયરે તેની વખાણ કરી છે કેઃ—

" ચે અંદર મદેહે ઉ ગુયદ ચુ મન કસ;
સેતાયશ દર અવસ્તા મર ઉરા બસ. "

મ્હારા જેવા નાચીજ માનવીથી તે અશોઇ ભરેલા પેગંબર જરાથોસ્તની તારીફ તો શું જ થઇ શકે ! તોપણ હું એટલું તો કહીશ, કે **અવસ્તાથી જ તેની જે તારીફો જણાય છે તે જ બસ છે.** ઘણા વરસથી એક એવી વાત ચાલે છે કે, સુરત ખાતેની એક જુની યુરોપ્યન પેઢીમાં જોડાયલો એક યુરોપ્યન ગ્રહસ્થ, અસ્પંદાદ મહિનો ને અસ્પંદાદ રોજના પરવને દિને, જેને ૨૧ મદીનું અથવા રેકડીનું પરવ સાધારણ રીતે પારસીઓ બોલે છે, તે દિવસે પારસી ઘરોમાં રેકડી છંટાતી જોઇ, તથા એક વિચિત્ર લીપિમાં લખાયલાં પત્રો પારસી ઘરોના દરવાજા ઉપર ચોંટાડેલાં જોઈ અજબ થઇને ત્યાંના એક દસ્તુર પાસેથી ખુલાસો માંગવા ગયો. ધર્મચુસ્ત દસ્તુરે તેના ખુલાસામાં લંબાણથી તેની સમજુત કરી, કે અમારા જંદ અવસ્તા એવા તો **એજમતી અસરવાળા** છે કે, ગૌમુત યાને નીરંગ (એટલે ક્રિયા) ઉપર નજર બાંધીને એક ચિત્તે તેના ઉપર નીરંગદીનની ક્રિયા જો જંદ અવસ્તામાં કરી હોય, તો તે ગૌમુત યાને "તરો" વરસો સુધી કદિપણ બગડતો નથી; જેવો ને તેવો જ રહે છે. એટલું જ નહિં, પણ એક મુડદાં ઉપર એ અવસ્તાનું ગેહસારણું ભણ્યા પછી તે મુડદાં કોઇ ઠેકાણે જમીનમાં દાટશો, અને ગમે એટલે વરસે તે કાઢશો, તો જેવાં ને તેવાં રહેશે; કીડા કે બીજાં જીવજંતુથી તેને કદિ પણ અળવળ

આવશે નહીં! તે જ પ્રમાણે આ રેતી અવસ્તા ભણાયલી રેતી છે, તે હમારાં ઘરોમાં છાંટવામાં આવે, તો રોજી રજક અને બરકતની બઢતી થાય. અને તે જ પ્રમાણે પવિત્રાઇથી લખાયલું આ અવસ્તાનું કાગળ ઘરના દરવાજા ઉપર ચોંટાડવામાં આવે તો આબાદી વધે અને કજીયો કંકાશ તથા દુષ્ટ શક્તિઓ દૂર રહે! આ અજાયબ જેવી વાતો સાંભળી પેલા યુરોપ્યન ગ્રહસ્થે જંદ અવસ્તાની કોઈ જુની કેતાબના તૂટી ગયલાં અસલ પાના મોંઘી કિંમતે ખરીદ કર્યાં અને યુરોપ લઈ ગયો. અલબત્ત, ઉપલી એજમતી અસરો, અલંકારવાળી અને ઉંડાણુ ફીલસુફી ધરાવનારી છે, તોપણુ આ વાત ઘણાઓ છેક ઇ. સ. ૧૮૮૭ સુધી કુથા જેવી માનતા હતા, પરંતુ એ કહેવાતી કથા ઉપરથી જ આપણો ધર્મ આજે અજવાળામાં આવ્યો છે, દેશે દેશ આશકારા થયો છે, અને આપણા ધર્મની ઉંડાણુ ફીલસુફી આપણે એ કથા ઉપરથી જ શીખ્યા એમ કહી શકાશે.

---

## સબક ૩૮ મો.

### ભાષા કાંઇ ભક્તિનો મુખ્ય ભાગ નથી.

"A gentleman connected with one of the earliest European factories established at Surat became possessed of some Zend manuscripts which he took to England. Anquetil happened to see one of the pages hung as a curiosity at a shop window, and then and there determined to go out to India to investigate the Parsi religion. After a stay of four years in this country he carried back with him a number of manuscripts which excited the curiosity of those who saw them, and many learned men sought to unravel their contents."

મરહુમ પ્રોફેસર હારમેસ્ટેટરે ઇ. સ. ૧૮૮૭ના વરસમાં Parseeism (પારસી-ઇઝમ) ઉપર મુંબઇ ખાતે ભાષણુ આપતાં ઉપર મુજબ ખુલ્લું કહ્યું છે.

એકવીટલ દુ પેરોંનું હિંદુસ્થાન આવી પારસી ધર્મનો અભ્યાસ કરવાનું કારણુ આપણું "રેકુડીનું પરભ" હતું. જો પેલા ધર્માંધ દસ્તુરજીની વાત ઉપરથી જંદ અવસ્તાના લેખો પેલો ગ્રહસ્થ ઇંગ્લંડ લઇ ગયો ન હોત, અને દુકાનના બારણા ઉપર જંદ અવસ્તાનું કાગળ ચોઢવામાં ન આવ્યું હોત, તો એકવીટલ દુ પેરોંની લાગણી ઉશ્કેરાત નહીં, અને કેટલાક જમાનાઓ સુધી આપણે જ આપણા ધર્મની ફીલસુફીઓથી કદાચ બેનસીબ રહેત. ટુંકમાં, જંદ અવસ્તામાં કાંઇ પણુ ગેબી એજમતી અસર છે, જેથી અજબ જેવો બનાવ ઉપર મુજબ બનવા પામ્યો છે, અવસ્તાની અસર તન ઉપર કેવી થાય છે, અને આબાદી કેમ વધે છે, તેનું ખુદ ખુદાતાલાએ અવ-

સ્તામાં બંદગી કરવાનું ફરમાન આપ્યા વિષે ખોરદાદ યશતમાં કહ્યું છે કેઃ—

"આઅત અઓત અહુરો મઝદાઓ, **ચેઝી મે માથ્રેમ ફ્રેંગ્રવ,** મરાઓ વા, દ્રેનજયાઓ વા, ફ્રા વા ગ્રવ કર્ષાઇમ કારયેઇંતી, હઓમ તનૂમ ગઓઝઇંતી." અર્થ; ત્યારે ખુદાતાલા બોલ્યા કે; **અગર જો મ્હારી માથ્રવાણી યાને અવસ્તાવાણી બુલંદ આવાજે બોલવામાં આવે,** યાદ કરવામાં આવે, ભણવામાં આવે, અથવા ભણતાં ભણતાં કષ ખેંચવામાં આવે તો તે સખ્શના શરીરનો જરૂર જ બચાવ થાય છે. એ પ્રમાણે અવસ્તાની એજમતી અસર, ખુદ અવસ્તા પોતે જ શિખવે છે.

**નસરઃ**—જેમ એક પાદશાહને કે એક કલેકટરને તેની સમજાતી ભાષામાં અરજી કરશો તો જ તે અરજી બહાલ રહેશે, તેમ જ બંદગી કરનારની અરજી સમજાતી ભાષામાં હોવી જોઇએ કે નહીં વારૂં? **વિશાફ઼:**—માનવીની સમજ શક્તિને ઇશ્વરની સમજ શક્તિ સાથે અંગિક મીસાલ આપવી એ ગેરડહાપણ કહેવાય; તોપણ "અરજદાર" કરતાં "અરજ લેનાર" ને તેની સમજાતી ભાષામાં અરજી કરવાનું અંગ્રેજ જેવાં સુધરેલાં રાજ્યમાં ચાલુ હતું. કલેકટર કિંવા કમિશનરને અંગ્રેજીમાં અરજી આપવી પડતી, તો જો કે અરજી આપનાર **મકલો** ખેડુત કે ભૂલ્યો મજુર, **માધ્યો** દરજી કે દુલભો મોચી, નહીં સમજાતી અંગ્રેજી ભાષામાં અરજી કરે છે, તોપણ તે બાપડાઓ કાંઇ અંગ્રેજી ભાષા જાણુતા નથી. ત્યારે આપણે હાસ્ય કરીશું કે **મકલો,** ભૂલ્યો, **માધીઓ,** અને દુલભો જો સમજાતી ભાષામાં કલેકટરની બંદગી કરે (અરજી કરે) તો તે બંધબેસ્તું થઈ પડતું નથી. બલ્કે તે અભણ લોકો જો નહીં સમજાતી અંગ્રેજી ભાષામાં બંદગી (અરજ) કરે છે, તો તે ઉપર વિશેષ ધ્યાન અપાય છે! ભાઇ, ત્હારી ઉપલી તકરાર ઉપરથી તો હું એવાં જ છેવટ ઉપર આવું, કે અરજી આપનાર (બંદગી કરનાર) પોતે ભલે અવસ્તા ભાષા નહીં સમજતો હોય તોપણ કલેકટર સાહેબ (દાદગર દાદાર) તો તેની અરજી જો સાચી ને સારી નિષ્ટાની હોય છે, તો તે જરૂર સાંભળે છે; પછી અરજદાર, અરજીની ભાષા સમજતો હો યા ન હો; પણ જો જૂઠી ને ખોટી નિષ્ટાથી અરજ કરી હોય, તો તે કદિ સાંભળતો નથી. સારી જાતની લાગણીથી અરજી (બંદગી) કરવાનો નિયમ ઘણો ઉત્તમ છે; અને એ તકરારનો પૂરેપૂરો નિર્ણય નિચલા શ્લોક ઉપરથી આવી જાય છે કેઃ

**सजातीय प्रवाहश्च विजातिय तिरस्कृतिः।**
**नियमोहि परानंदो नियमा क्रियते बुधैः॥**

સજાત્ય અને વિજાત્ય (સજાત અને કજાત) એવી બે રીતની અંતઃકરણની ઇચ્છાઓ થાય છે. તેના પ્રપંચી પ્રવાહમાં તણાવાથી દૂર રહી ધિકકાર બતાવવો, એ ખુદાતાલાને નમવાના નિયમમાં સૌથી વધારે ખુશાલ કરનારો કાયદો છે.

**નસરઃ**—સહવારે જેઓ ગાયનું મુત્ર આખાં શરીરે ચોળવામાં સવાબ સમજીને જે કાંઇ ભણે છે તે અવસ્તાવાણી નથી; હિમ્મતથી કહું છું કે **એ નીરંગ એટલી**

**બધી અશુદ્ધ છે, કે અવસ્તાવાણીમાં અમશાસ્પંદોની સંખ્યા છની ગણાવી છે, ત્યારે એમાં ૩૩ની સંખ્યા ઠોકી બેસાડી છે.**

**વિરાફ**:—અવસ્તા ભાષામાંથી બીજી ભાષા એટલે ફારસી જેવી સમજાતી ભાષામાં બંદગી જોડતાં, અને તે પણ ઘણા આગલા જમાનામાં દાનાવોએ જે જોડેલું તેમાં જો ૬ નો આંકડો ૩૩ નો થઇ જવાની ભૂલ થયલી આજે આપણે કહીશું, તો તેનો ભાવાર્થ એટલો જ કે, અવસ્તામાં જે બાબત જણાવી છે તેનો કોઇ પણ બીજી ભાષામાં અસલ જેવો અર્થ જળવાતો નથી. અવસ્તા ભાષાને બદલે સમજાતી ભાષાની બંદગીની તરફેણવાળા સાહેબો જ્યારે આમ કહેશે, કે અસલ અવસ્તાનો ફારસીમાં તરજુમો કરનારે ૬ ના ૩૩ ઠોકી બેસાડયા, ત્યારે પછી તે જ અવસ્તાનો ગૂજરાતી તરજુમો કરનાર ૩૩ના ૬૬ કરી નહીં મેલશે તેની સલામતી બીલકુલ રહેતી નથી. લાંબા વખતની આવી નીરંગમાં જ જો ભૂલ કરવામાં આવી હોય તો આજના વખતમાં તો કેવું કેવું ઠોકી બેસાડવામાં આવશે, તેનો કાંઇ ખ્યાલ પણ થઈ શકતો નથી. અર્થાત, અસલ તે અસલ, અને નકલ તે નકલ જ રહેશે. આજે કોઈ પણ ન્હાનામાં ન્હાનો ટોળો પોતાના પ્રમાણમાં દુન્યાંના લગભગ બધા ભાગ ઉપર, જૂદા જૂદા દેશોમાં અને જૂદી જૂદી ભાષા બોલનારી પ્રજાઓમાં ચોમેર વધારે ફેલાઈ ગયો હોય તો તે પારસી ટોળો છે. જ્યારે **ચીન**માં વસનારાં પારસી કુટુંબો ચીનાઈ ભાષાને, ઈંગ્લંડમાં વસનારાં પારસી કુટુંબો ઇંગ્રેજી ભાષાને, ઇરાનમાં વસનારાં પારસી કુટુંબો ફારસી ભાષાને, પોતપોતાની **સમજાતી ભાષા** લેખે ગણવા ગણાવવા લાગ્યાં છે; તેવા વખતમાં જો જરથોસ્તીઓની બંદગી કોઇ પણ "સમજાતી ભાષા" માં જોડાવવી હોય, તો લગભગ ૫૦-૬૦ સમજાતી ભાષામાં ગાથા જોડાવવા જોઇએ, વંદીદાદ બનાવવા જોઈએ, ન્યાએશ યશ્તો ઉપજાવવી જોઇએ, અને આફ્રીંગાન, સતુમ કે ગેહસારણાનાં ભાષાંતર ગોઠવવાં જોઇએ છે. પોતાનો ધર્મ પાળનારા લોકો, વ્યાપાર ધંધા અથવા બીજા હાદેશાઓને લીધે જૂદા જૂદા દેશોમાં ફેલાયા સિવાય રહેવાના નથી, અને જૂદી જૂદી ભાષાઓમાં ભેળાઈ જવાનો સંભવ જાણીને જ દરેક ધર્મોપદેશકોએ ધર્મ ક્રિયાને લગતી તથા ઇશ્વર ભક્તિને લગતી ભાષા સૌ સૌએ અમુક જ ઠરાવી આપેલી છે.

**નસર**:—પરંતુ અશુધ્ધ ભાષાથી અને મનપતિજ ખુલાસા થયા સિવાય કાંઈ પણ લાભ થાય એવું હું તો માનતો નથી.

**વિરાફ**:—તમારાં બધાં પારસી પેપરો અને ઘણી ખરી ચોપડીઓ ને ચોપાનિયાં અશુદ્ધ ગૂજરાતીમાં છપાય છે, તેની પણ ત્યારે અસર નહીં થવી જોઈએ. ભાષા અશુધ્ધ હોય, પરંતુ જો અંતઃકરણ શુધ્ધ હોય તો તે બંદગી અશુદ્ધ છતાં રવા ગણેલી છે. રામાયણ જેવાં મહાભારત પુસ્તકના કર્તા વાલ્મીકિ રૂષિને માટે કહે છે કે, તેઓ એક ભીલના પુત્ર હતા, જે વેળાએ તેમનું નામ **રતનો** હતું. એનો

ધંધો વટેમાર્ગુઓને લૂંટી લઇને પોતાનું તથા પોતાનાં માબાપ આદિનું પોષણ કરવાનો હતો. એક દિવસે એવું થયું કે, એ લુટારાના માર્ગે થઇને નારદમુનિ જતા હતા. રતના ભીલે ઝાડ ઉપરથી નીચે ઉતરી આવી નારદજીને કહ્યું કે; "તમારૂં સર્વસ્વ હું હમણા લૂંટી લઇશ, ને નહીં તો હું તમને મારી નાખીશ!" નારદજીએ ઠંડે પેટે તેને પૂછયું કે; " આ બધાં ત્હારાં અસંખ્ય પાપો છે, તે બધાં પાપો ત્હારી બાયડી છોકરાં અને માબાપ માટે તું કરે છે, પણ તે બધાં પાપોમાં તેઓ ત્હારાં ભાગીદાર છે કે નહીં?" રતનાએ કહ્યું; "એ સર્વસ્વનું હું પૂરૂં કરૂં છું માટે તેઓ મ્હારાં પાપોનાં ભાગીઆં હોવાં જ જોઇએ." નારદજીએ કહ્યું કે; " હું અહાં જ બેસું છું, નાસી જઇશ નહીં; તું ઘરે જા અને ત્હારાં માબાપ, સ્ત્રી, તથા પૂત્રોને પૂછી આવ!" તે પ્રમાણે સર્વ વ્હાલાંઓને પૂછતાં, તેઓએ તેનાં પાપોના ભાગદાર હોવાનો ઇનકાર કર્યો. આવા નકારથી નિરાશ થઈને તે નારદજી પાસે આવ્યો, અને બોલ્યો કે; " મહારાજ! હું આપને શરણે આવ્યો છું, મ્હને આ બધાં પાપોથી મુકત કરો!" રતના ભીલને પાપથી મુકત થવા માટે એટલો બધો અધીરો બનેલો જોઇને, તેનું કલ્યાણ કરવાનો નારદજીએ ઠરાવ કર્યો. પછી તેના માથા ઉપર કમંડલુમાંથી પાણી છાંટયું, અને **રામ** નામના મહામંત્રનો ઉપદેશ આપીને નારદજી ચાલતા થયા. રૂષિજીના ગયા પછી આ પાપી રતનો ભીલ પૂરેપૂરૂં ધ્યાન ધરીને, હર હમેશ **રામ** નામનો જપ કરવા લાગ્યો; પરંતુ જાતે બુદ્ધિહીન ભીલનો કબુદ્ધ છોકરો હોવાથી, **રામ** નામનો પણ ઉચ્ચાર કરતાં તેને આવડયું નહીં. તેથી તે રૂષિજીના કહેલાં**"રામરામ–રામરામ"**એ મંત્રને ઉલટી રીતે **"મરામરા–મરામરા"** એવા ઉચ્ચારે જપ કરવા લાગ્યો. આ જપ કરતે કરતે બહુ વર્ષ વિતી ગયા બાદ ઇશ્વર ભક્તિની અંદર તે એટલો તો ચકચૂર થઇ ગયો, કે તેના શરીર ઉપર ઉધઈવે મટોડાંના મોટાં ઘરો (રાફડા) પણ બાંધ્યાં હતાં, તેનું પણ તેને ભાન રહ્યું ન હતું! ઘણે વરસે એ જ માર્ગે નારદજી આવી પહોંચ્યા. તેઓએ રતનાને **"રામરામ"**ને બદલે **"મરામરા"**નો ઉલટો જપ કરતાં દીઠો. તેની પછવાડેથી આવીને તેના શરીર ઉપરનો માટીનો રાફડો ઉખેડી નાંખી તેને શુદ્ધિમાં આણ્યો. નારદજીને જોતાં જ રતનો પગે પડયો, અને બોલ્યો; " રૂષિજી! આપે મ્હને મરામરાનો જપ આપી પાપમાંથી છોડાવ્યો છે." રતનો **વાલ્મીક (ઉધઇ)ના રાફડામાંથી** નિકળ્યો, તે દિવસથી તેનું નામ **વાલ્મીકિ** પાડયું. નારદજીએ એ દિવસથી તેને રૂષિની ઉપમા આપી. એ ઉપરથી સાર એ જ એંચવાનો છે કે, રામ નામ જપો, કૃષ્ણ નામ જપો, ખુદા નામ જપો, અલ્લા નામ જપો, ગૉડ નામ જપો, કિંવા ઇશ્વરનું કોઈ પણ એક પવિત્ર નામ જપો, પરંતુ એટલું તો નક્કિ છે કે, ખુદાતાલાની બંદગીના મંત્રના જપમાં માત્ર **યકીન** જોઈએ છે. જ્યાં સૂધી માણસના અંતઃકરણમાં યકીને જડ ઘાલી ન હોય, ત્યાં સૂધી ગમે એવાં મોટાં મોટાં મંત્ર હશે તો પણ કાંઇ ફળ થવાનું નથી. શ્રધ્ધા, યકીન, અને વિશ્વાસથીજ માણસનું

ધારેલું કામ પાર પડે છે. જો યકીનનું ફળ નહીં થતું હોત તો **રામ રામને** બદલે **મરા મરાનો** જપ કરનાર રત્નો ભીલ મહાૠષિ વાલ્મીકિ કેમ થઈ શકત ? એટલા જ વાસ્તે શુધ્ધ ભણો કે અશુધ્ધ ભણો, પરંતુ બંદગી કરવા પહેલાં ખુદાતાલા ઉપર સંપૂર્ણ વિશ્વાસ, મજબુત દ્રઢતા, અને બુધ્ધિપૂર્વક શ્રધ્ધા થવી જોઇએ છે, અને રફતે રફતે ગુંચવણભર્યા ખુલાસા આપમેળે થતા રહેશે; કેમકે અજ્ઞાન **રત્ના** ભીલે શ્રધ્ધાપૂર્વક **રામ** નામનો જપ કરવાથી **રામના** જન્મ પહેલાંથી જ તેના ચારિત્રનું **રામાયણ** આગમચથી તેણે બનાવી રાખ્યું હતું !

---

# સબક ૩૯ મો.

## માશુકના તંબુના દરવાજા ઉપર—

"Do you wish to find out the really sublime?
Repeat the God's Prayer."—*Napoleon.*

બંદગી ગમે એવી અશુદ્ધ હોય તોપણ યકીન જો શુદ્ધ હશે, અને બંદગીના શબ્દોનો અર્થ પણ ખબર ન હશે તો તે બંદગી કરનારની બંદગી ખુદાતાલાને ત્યાં રવા રહે છે. એક વાર એક નગરમાં કોઈ મ્હોટો ધર્મગુરૂ આવી ચઢયો. નગરમાં હો હા થઈ રહી, કે આ મ્હોટા ગુરૂજી ઘણાં સરસ મંત્રો પોતાના સેવકોને આપે છે, જેથી ધારેલું કામ પાર પડે છે. આ વાતની ખબર એક ખેડુતની શ્રદ્ધાળુ ઓરતને પડવાથી તેણી નદી પાર ઉતરીને ગુરૂના મઠમાં મંત્ર લેવાને ગઈ. ગુરૂને મ્હોટો મહાત્મા માની ચરણ સ્પર્શ કરીને તેણીએ મંત્ર માંગ્યો; અને તે મંત્ર મેળવવાના બદલામાં પોતાના ખેતરમાંનાં બે તાજાં વેંગણાં ભેટ લેખે ગુરૂની આગળ મૂકયાં. ગુરૂજી ઠેહનેકા કાજી જેવા હોવાથી, હસીને આ નજીવી ભેટ ઉપર એવી મતલબનો એક દુહો બોલ્યા કે; "જોગન બનવા આવી, ને લાવી ત્યારે તો બે વેંગણાં! આ આખો દુહો તે સ્રીને યાદ ન રહેવાથી તેના છેલ્લા શબ્દો તેણીના ધ્યાનમાં ઘણાં જ ઉત્તમ મંત્ર લેખે ઠસી ગયા. કારણ કે, ગુરૂ ઉપર તેણીનું પૂરેપૂરૂં યકીન હતું. તેણીને આમ જ લાગ્યું, કે બસ આ મંત્ર ભણવાથી કોઈ પણ આફત ટળી જાય છે, અને ઇશ્વર આપોઆપ મળી જાય છે! એ ઉપરથી તે મંત્રના ઉત્તમપણાના ધખારામાં ને ધખારામાં પૂરા વિશ્વાસથી નીચે પ્રમાણે બડબડતી બડબડતી ચાલવા લાગી;

"બનને આઇ જોગન, ઔર લાઇ દો બેગન !
બનને આઇ જોગન, ઔર લાઈ દો બેગન !"

ચાલતાં ચાલતાં, બેહદ વરસાદ પડવાથી નદિ નાળાં તમામ પાણીથી ભરપૂર થઇ ગયલાં તેણીને જણાયાં; પણ તેણીના મનમાં પેલાં મંત્ર વિષે એટલું તો મજબુત યકીન બેસી ગયું હતું કે, તે મંત્રો ભણતાં ભણતાં પાણી ઉપરથી પણ હું ચાલી

જાઉં તોએ મ્હને કશી હરકત થવાની નથી! એવા સાચા વિશ્વાસથી એ મંત્ર ભણુતી ભણુતી તે પાણી ઉપરથી ચાલી ગઇ, અને ખરેખર તેણીની ઇચ્છા પ્રમાણે બીજે કિનારે પાર ઉતરી આવી! ઘેરે આવીને પેલો ખુદાઇ મંત્ર બડબડતી જાય, ઇશ્વરનું નામ હરેક શ્વાસોશ્વાસે યાદ કરતી જાય, અને પોતાના માની લીધેલા મહાગુરૂને માટે સારાં સારાં પકવાનો રાંધતી જાય. ખાવાનું તૈયાર કરીને તે પાછી મંત્ર બડબડતી બડબડતી ગુરૂના મઠમાં આવી, અને ઘણીજ આજીજીથી ગુરૂને વિનંતિ કરવા લાગી કે; "આપ મ્હારે મકાને પધારશો; અને ત્યાં આજનો દિવસ ભોજન લ્યો; જેથી મ્હારૂં ઘર પાવન થાય!" ગુરૂએ આનાકાની કરી જણાવ્યું કે; "વરસાદ પુષ્કળ પડે છે, અને મ્હારાથી આવી શકાશે નહીં!" આખરે પેલી ભકતાણીના બેહદ કાલાવાલાને લીધે ગુરૂ તેણીને ત્યાં જમવા જવાને ઉઠયા. રસ્તે ચાલતાં પાણીથી પૂર ભરાયલી નદિને કિનારે આવી ગુરૂરાજ અટકી પડયા, અને સેવકીને કહેવા લાગ્યા; "સામગ્રી સબ તયાર હે, પર નાવ કહાં હય?" ભકતાણી બોલી; "ગુરૂજી, આપકુ નાવકી કયા જરૂર! ચલોજી! એકે ધોકેમેં અપન ઓ પાર નીકલ જાયેંગે!"

ગુરૂજી બોલ્યા; "બીના નાવ મેં ડૂબ જાઉંગા!" સેવકી બોલી; "ડૂબ કયું જાઓગે; પકડ લો હમારા છેરા!" એમ કહી તેણીએ પોતાની સાડીનો એક છેડો ગુરૂના હાથમાં પકડાવ્યો, અને "બનને આઇ જોગન ઔર લાઇ દો બેગન" વાળું **પવિત્ર માની લીધેલું મંત્ર** ભણુતી ભણુતી નદી ઉપરથી ગુરૂને પેલે પાર દોરવી લઇ ગઇ! ગુરૂજી કિનારે ઉતરતાં જ પેલીને પગે પડયા અને કહ્યું કે; "આજથી તું મ્હારો ગુરૂ, અને હું ત્હારો ચેલો! સેવકી જેટલી આસ્થા ને શ્રદ્ધા ગુરૂ કહેવાતામાં તો નથી જ!"

કહેવાનો સાર એ, કે પેલો પવિત્ર માનેલો મંત્ર જો કે અશુદ્ધ હતો; જો કે ઇશ્વર વિષેનો તે મંત્ર હતો જ નહીં, અને જોકે એ મંત્રનો તેણી કાંઇ અર્થ કે હેતુ સમજતી હોય તો તે એટલું જ સમજતી હતી, કે ખુદાતાલા વિષેનું આ કાંઇ ઉત્તમ ભણુતણુ છે; તોપણ તેની એ જ બંદગી ખરેખરી ગણાઇ છે. પ્રોફેસર ડાર્મેસ્ટેટર અવસ્તાને એજમતી કલામ લેખે ગણી તેની એટલી બધી તો શ્રેષ્ટાઇ જણાવે છે, કે તે ઉપર આપણા તરફથી કાંઇ પણ શરેહ વગર, માત્ર તેમના શબ્દો જ ટાંકી બતાવ્યે:— The Avesta was the magic word that opened that past so closely sealed, and when, all its pages are fully understood, with that One Book, we shall know more of the social and mental evolution of the old Iranians than we are ever likely to know of old India, with her four Vedas and her magnificent array of Brahmanas and Upanishads." એમાં હીંદુઓના **વેદ** કરતાં પણ વિશેષ મહત્વ **અવસ્તાને**,

પ્રોફેસર મરહુમે આપેલું છે, ત્યારે તે અવસ્તા કેટલા બધા એજમતી હોવા જોઇએ?

**નસર**:—આપણાં શાસ્ત્રમાં કયાં કહ્યું છે, કે અવસ્તાવાણીમાં જ ભણવું રવા છે?

**વિરાફ**:—અવસ્તાની જૂદી જૂદી જાતની અનેક બંદગીઓમાંથી અવસ્તા ભાષામાં જ બંદગી કરવાનાં ઘણી ગમ ફરમાનો આવેલાં છે, તેમાંના થોડાંકના દાખલા હું ત્હને આપીશ. **ઇજશ્ને હા.** ૪૪ ઉપરથી—"કે વેરેથ્રેમ—જા થ્વા પોઇ સેંન્હા યોઇ હેન્તી?" યાને કે, **ઓ ખુદા! ત્હારા અવસ્તાના કલામ** જે કે પાસબાની કરનારા છે, તે કલામથી કિયો શખ્સ દુશ્મનને મારશે! **હોશબાંમ** ઉપરથી:—"અથ ઇમાં વ્ચો દ્રેનજ્યોઇશિ, યોઇ અંઘહેન વારેથ્રઘ્ન્યો તેમચ બએષઝ્યો તેમચ." એ પ્રમાણે આ અવસ્તાના કલામો જે ઘણા જ ફતેહમંદ તથા ઘણા જ તંદરોસ્તી આપનારા છે **તે તું એ વ:ણુવા જોઇએ. હોવા નામશેતાયશ્ને** ઉપરથી:—"કેશ ફેરસ્તીદ....દાનાએશ ઓ શએનીદારેશ, વીસ્પ હસ્તાંન, ઓ બુદાંન, ઓ બેદાંન, ફરહંગાન ફરહંગ માંથ્રે સ્પેન્ત, કુ બેદ રવાંન હુ-પુલ બોખતારેશ અઝ દોઝખ વદારદાર ઓએ આંને પેહેલુમ અખાંન અશોઆંન રોશન હંદ હુ-બોએ હમા-નેકશ." યાને કે, તમામ લોકો જે કે હમણા છે, આગળ હતાં, અને હવે પછી થશે, તેઓની વાકેપૂગારી તથા રાહનુમાઇને માટે **સર્વોત્તમ વિદ્યા, જે કે વૃદ્ધિ કરનાર અવસ્તાવાણી છે તે મોકલી**; જે અવસ્તાવાણી રૂવાંનને આસાનીથી **ચીન્વત** પૂલ પસાર કરાવનાર, દોઝખથી છૂટકારો આપનાર છે; તથા અશો લોકોનું રોશનીવાળું, ખુશબોદાર, અને તમામ ખુબીદાર જે ઉત્તમ મકાન **બેહેસ્ત** છે, તે તરફ રસ્તો આપે છે. **હોરમજદ યશ્ત** ઉપરથી:—તત અસ્તિ માથ્રહે સ્પેન્તહે અમવસ્તેમેમ, તત વેરેથ્રવસ્તેમેમ, તત ખરેનંઘઉહસ્તેમેમ, તત યાસ્કેરેશ્તેમેમ." યાને કે; પવિત્ર **અવસ્તાવાણી**નો તે ભાગ ઘણો જ હિંમત આપનારો, તે ભાગ ઘણો જ ફતેહ આપનારો, તે ભાગ ઘણો જ બોરેહમંદ તથા તે ભાગ સૌથી વધારે અસરકારક છે. **એકુવીતલ દુ પેરાં** કહે છે કે:—"પારસીઓના પેગંબરે એવું તો ચોક્કસ જ જાણ્યું હતું, કે સાધારણ લોકો ખુદાઇ જ્ઞાનની બાબતમાં ઓછી બુદ્ધિ ધરાવી શકે છે, અને તે લોકોને ગુપ્ત આત્મા વિષેના ધર્મના ફરમાનો કરતાં બહારનાં ક્રિયા ભણતણો ઉપર ઘણો મજબૂત એતેકાદ હોય છે; અને તેથી કરીને **તે પેગંબર પોતાની જંદ અવસ્તાની ચોપડીઓને અહુરમઝદના પોતાના સખુનોની બનેલી જાહેર કરે છે.**" **એકવીતલના** આ મતને પ્રથમથી જ એક રેવાએતમાં ટેકો આપેલો છે કે:—"અવસ્તા, ઝબાંને અહુરમઝદ અસ્ત, વ ઝંદ ઝબાંને મા." એટલે કે, અવસ્તા એ **ખુદાતાલાની જુબાન છે, અને ઝંદ એ આપણી જુબાન છે.**

ખુદાતાલાની બંદગી કરવા બેસનાર દરેક ભક્ત બંદો એટલું તો સમજે છે કે, તાડીખાનામાં તે તાડી તો પીતો નથી, પરંતુ ખુદાઇ દરબારમાં ખુદાની બંદગી

કરે છે. જેઓ ખરેખરા ધર્મચુસ્ત બંદગી કરનારા છે, તેઓ તો શુદ્ધ કે અશુદ્ધ, સમજાતી કે નહીં સમજાતી અવસ્તા ભાષામાં જ બંદગી કર્યા જવાના અને તે યકીનદારો તો પાછળથી જોડાયલી ફારસી મોનાજાતો પણ જ્યારે બંદગીને છેડ ભણે છે, ત્યારે તો કદાપિ ગૂજરાતી બંદગી જોડી આપવામાં આવે, તો તે પણ વધારામાં કદાચ ભણશે, પણ જેઓ "અમોને તો આવી તેવી સગવડ કરી આપો," અને "ફલાણી ફલાણી હરકતો દૂર કરી આપો, તો જ બંદગી કરીએ !" એમ કહેનારાઓ છે, તેમને તો તેઓના માગ્યા પ્રમાણે કદાપિ બંદગીઓ જોડી આપવામાં આવશે, તોએ તેઓ કાંઇ બંદગી કરવા જેટલી તસ્દી લેવાના નથી, કિંવા પોતાનો અમૂલ્ય કહેવાતો વખત ખોવાના નથી. જેઓ ગાનતાનમાં ગાયનરૂપી બંદગી કરવાને માટે આપણી આગળ લાડકાઈ કરે છે, તેઓ જાણતા નથી કે, તેઓ તો તાન શૂરને અને મિઠા રાગને જ વશ થવા માગે છે; નહીં કે તેમાં સમાયલી ખુદાઈ સ્તુતિને માટે તેઓ ખેંચાતા હોય. નવસારીના દીનદાર પારસી પસ્તાગિયાઓને ૩૬૫ દહાડા બંદગી કરવાનું નહીં ફાવતું, તો પણ મુકતાદના ૧૮ દહાડા કામ ધંધાથી પરવારીને, બીજું કાંઈ ભણતણ નહીં આવડતું હોવાથી, સાંજને છેડે ડોસલાં આગળ બેસીને દીદાર ઉપર હાથો ઉંચા નીચા કરતા જઇને ખરાં યકીનથી અહુનવરો ભણતા હતા કે;

"થાકુ વેરીઓ થારે તોસ, અશાદે ચીતે ધને ધને
વારતારેમ ! ધને ધને વારતારેમ ! ધને ધને વારતારેમ !"

તેઓની ખરાં જીગરની ધન-ધન-ને ધન મેળવવાની અશુધ્ધ, અર્થ વગરની આવી બંદગી આસ્થાપૂર્વક થતી હોવાથી તે બંદગી જરૂર જ દાદારને ત્યાં અશોફરોહરોની મારફતે પહોંચતી જ માનવી જોઇએ. વગર આસ્થાવાળા કેળવાયલા પારસીઓ કરતાં આસ્થાવાળી આ બંદગી હજાર દરજજે ભલી છે. આગલા જરથોસ્તીઓથી એવો રિવાજ પડેલો છે કે, જંદ અવસ્તાના પાક કલામો ગુમ ન થાય તેટલા માટે ધર્મગુરૂ વર્ગે મરાતબ થતાં સુધીમાં, ન્યાએશો, યશ્તો વગેરે તમામ ખોરદેહ અવસ્તા, અને ગાથા, ઈજિશને, વંદીદાદ વગેરે તમામ બુઝર્ગ અવસ્તા પરાંપરાં મોઢે ગોખી રાખવા જોઇએ; અને તે પ્રમાણે મોઢે ગોખી રાખેલા અવસ્તાના આધારથી, હિંદુસ્થાનમાં આવ્યા પછી તે અવસ્તા કેતાબોમાં જળવાઈ રહેવાથી આપણા ઉપર મોટી બક્ષેશ ઉતરી છે. હિંદુઓમાં પણ પવિત્ર વેદના કલામો પ્રથમ અણલેખિત હતા, જેથી કરીને સર્વ બ્રાહ્મણ વર્ગને તે વેદો મોઢે રાખવાનું ફરમાન હતું; પણ પાછળથી જ્યારે બ્રાહ્મણ વર્ગ બગડવા લાગ્યો, અને તેઓની યાદદાસ્ત શક્તિ કમ થવા લાગી, ત્યારે **વ્યાસે** અને બીજાઓએ સ્મરણ ઉપરથી વેદ લખી કાઢયા હતા; જેને આજે **સ્મૃતિ**ના નામે ઓળખે છે. પછી પાછળથી જેમ જેમ સાંભળેલા વેદો કોઈ કોઇ બ્રાહ્મણને મોઢે રહી ગયલા, તે ઉપરથી **શ્રુતિ** થઈ. **સ્મૃતિ**-એટલે સ્મરણમાં આવેથી લખી નાખેલા **વેદો**; અને **શ્રુતિ**-એટલે

સાંભળવા ઉપરથી લખી નાખેલા વેદો. એ જ પ્રમાણે આપણે પેહેલવી તથા પાજંદ ભાષાઓને અવસ્તા અને જંદની પુત્રીઓ ગણી, અવસ્તાઈ ભણતણો ચાલુ રાખ્યાં નહીં હોત, બલ્કે હીંદુસ્થાન આવી સમજાતી કોઇપણ ભાષા, જેવી કે; ગૂજરાતી, મરાઠી, હિંદુસ્થાની કે અંગ્રેજી જેવી, અવસ્તા સાથે કાંઇ પણ તાલુકો નહીં ધરાવનારી ભાષાઓમાં જો બંદગી કરવા માંડી હોત, તો જંદ અવસ્તા ઉપર તો કે' દહાડનુંએ ઢાંકણું વળ્યું હોત. તરજુમા કરવા અને ધર્મની ભેદી ભાષાઓના અર્થ કરવા, એ કાંઇ ખાવાનું કામ નથી. અવસ્તાના એજમતી અને ભેદી કલામોના તરેહવાર અર્થો કરી બંદગી કરવા જતાં લેહણુના દેવા થઇ જવાનો સંભવ સોએ સો વસા રહેવાનો જ છે. યાદે દિલ અગર ન બુવદ ઝીકો ઝબાની સેહુલ અસ્ત=કદાપિ અંતઃકરણપૂર્વક પરમાત્માની ભક્તિ ના થઈ શકે, તો મોઢની વાનો કરી કરીને તેની યાદ કર્યા કરવી એ વાત તો ઘણી સહેલી છે

---

# સબક ૪૦ મો.

## અવ્વલ પુરાવો અંતઃકરણનો–શબ્દનો પુરાવો દુય્યમ.

" The theological dogmas, on which the religion of the Parsis is founded, are so dispersed in their ancient books, and appear in such a form that even those who are most familiar with the works of the Orientals will find them undoubtedly strange."

( એકવિટલ ડુ પેરોં. )

માથ્રવાણી અથવા અવસ્તાવાણીથી દુઃખ દરદો ઉપર કેવા પ્રકારની અસરો થાય છે, તે વિષે સમજાવવા પહેલાં રપીથ્વન ગેહના ભણતણમાં જે ઇસારો કરેલો છે, તે પૂરી તાજો કર્યે;—" મઝીશ્ત માંથ્ર, મઝીશ્ત વેરેઝ્ય, મઝીશ્ત ઉર્વંઇથ્ય....યઝમઇદે "—એટલે કે, સૌથી ચઢતી માથ્રવાણી યાને જંદ અવસ્તાવાણી કે જે અસર કરવામાં સર્વથી ચઢતી, અને કાર્ય પાર પાડવામાં સર્વોત્તમ છે, તેને હમો યાદ કર્યે છીએ.

જે માણસ ચાલુ બિમારીથી પીડાયા કરતો હોય, તેની આગળ અરદીબેહેસ્ત યસ્તના પાક કલામો ભણાવવાનો આપણામાં હજી પણ રિવાજ છે; તેનો હેતુ એ જ છે કે, જેમ બીજા મંત્રોથી વીંછુ કે સર્પના ઝેર ઉતરે છે, તેમ આ એજમતી અવસ્તાઈ કલામોથી મનનાં દુઃખો તો ખાસ કરીને દફે થાય છે, જેથી તંદોરસ્તી ઉપર સારી અસર થાય છે. આ વિચારને જેઓ માનતા ન હોય, તેઓને મેડમ એચ. પી. બ્લાવાત્સકી ખાત્રી આપે છે કેઃ—" જ્ઞાનતંતુ સંબંધીનાં દર્દો ઉપર, ધર્મના પવિત્ર તથા ભેદી કલામોની અને ગાયનની અસર જરૂર જ થાય છે. ફેફસાંનો

રોગ, ના-મરદી, દિવાનાપણું, જલંદર, અને ઘણી જ હઠીલી બીમારી ધર્મના પાક કલામો ભણવાથી તથા ખુદાઈ ગાયનોથી દૂર થાય છે." કહેવાય છે કે, આગલા સતયુગમાં **મલ્લાહાર** રાગ ગાવાથી વરસાદ તૂટી પડતો હતો; અને **દીપક** રાગ ગાવાથી આગ લાગી ઉઠતી હતી. જ્યારે વરસાદ નહીં આવે ત્યારે જશન કરીને પાક અવસ્તા ભણવામાં આવતાં જ વરસાદ તૂટી પડતો. જ્યારે આવા એજ-મતી કલામો અને ખુદાઈ ગાયનો, તેની બરાબર સાધના, યકીન, ઇમાનદારી, અને બર વખતે ભણવા અથવા ગાવામાં આવ્યાથી ખુદ કુદ્રતને એકવાર અસર કરી શકે, તો પછી આદમ જાત ઉપર તેની શું અસર ઓછી થાય? અવસ્તાના માત્ર એક મંત્રની આગળ, હાલના બીજા સટીક ગ્રંથોના ગ્રંથો કમી કહી શકાય. એ ભાષાના જોકે સહી તરજુમા તો કોઈથી થતા નથી, તો પણ એમ પણ માન્યે કે, જેમ કહેવામાં આવે છે તેમ ગૂજરાતી આદિ કોઇ સમજાતી ભાષામાં ખરેખરા સહી તરજુમા કરવામાં પણ આવે, તોએ તેની અસર તો બીલકુલ તૂટી જ જવાની. કેમકે આજની વિદ્યાએ આપણને શિખવ્યું છે કે, આપણા ગળાંમાંથી નિકળતા શબ્દોના અવાજના સ્પુરણ થકી હવામાં અમુક જાતના સારા કે નઠારા આકારો અને આકૃતિઓનાં વાતાવરણ બંધાય છે; અને તે સારી કે માઠી આકૃતિઓની અસર તમામ દુનિયાને પહોંચે છે. વળી આગળ વધેલી વિદ્યા પ્રમાણે, આપણા મગજમાં જે વિચારો ઉત્પન્ન થાય છે, તે સારા માઠા વિચારોની પણ સારી માઠી આકૃતિઓનું હવામાં વાતાવરણ ઉત્પન્ન થાય છે, અને તેની અસર તમામ જગતને પહોંચે છે. જેમકે; **નેપોલ્યન બોનાપાર્ટે** ફ્રેન્ચ ભાષાની અંદર "**ફ્રાન્સ-સૈન્ય-જય!**" એટલા ત્રણ જ શબ્દો ઉચ્ચાર્યાથી લાખો અમૂલ્ય જીવડાઓનો આ પૃથ્વિમાંથી ઘાણ નિકળી ગયો! ત્યારે નેપોલ્યનના બળવાન શબ્દોની એવી તે કેવી બળવાન આકૃતિઓ હવામાં થઇ હશે, કે જેની બળવાન અસરે આખી જગતને ત્રાહે ત્રાહે પોકરાવી! તે જ પ્રમાણે બ્રિટિશ પ્રધાન મંડળના એક પ્રધાન મી. ચેમ્બરલેને માત્ર એટલો **વિચાર** જ કર્યો, કે ગમે એ ભોગે ટ્રાન્સવાલમાં લડાઇ જગાડવી. હવે એ બળવાન મગજમાંના બળવાન વિચારની બળવાન અસર એવી તે શી થઇ હશે, કે જેથી હજારો કિંમતી જીવડાઓનો આ સુધરેલા જમાનામાં કચડ ઘાણ નિકળી જવા પામ્યો? ત્યારે હવે વિચાર કરો નસર! કે **અમુક જ** સારા માઠા શબ્દો તથા વિચારોની **અમુક જ** સારી માઠી આકૃતિઓ હવામાં ઉત્પન્ન થઇને **અમુક જ** જાતની સારી માઠી અસરો દુનિયામાં ખુણે ખુણે ફેલાવે છે, તો પછી **અમુક જ** શબ્દોના ભાષાંતરોથી હવામાં તેવી જાતની આકૃતિઓ ઉત્પન્ન કેમ થઈ શકશે? આજારી માણસનું દુઃખ દફે કરવા માટે તેની આગળ **અરદીબેહેસ્ત** યશ્તના અવસ્તા પઢવામાં આવે છે, તે ઓછામાં ઓછા ત્રણ દિવસ સુધી ભણવામાં આવે છે. શા માટે?

આ અરદીબેહેશ્ત યશ્તના પવિત્ર કલામો એવા ચમત્કારિક છે, કે આજારી માણસનું દુ:ખ પણ દફે ફરી નાંખે છે. પણ તે કયારે ? જ્યારે ભણનારમાં સંપૂર્ણ અશોઈ હોય, ભણનારનું પૂર યકીન અને સંપૂર્ણ શ્રધ્ધા હોય ત્યારે. વળી તે ભણનારને બેસવાની જગા પાક અને સફા બનાવેલી હોવી જોઇએ. એ પ્રમાણેની રીતિથી ખચિત અરદીબેહેશ્ત યશ્તના કલામોની અસર સંપૂર્ણપણે થાય છે, અને દર્દીને આરામ થવા પામે છે. જો કદાચ ભણનાર સંપૂર્ણ અશોઈવાળો નહીંએ હોય, તો પણ અવસ્તાના માથ્રમાં એવો ગુણ રહેલો હોય છે કે, સંપૂર્ણ શ્રધ્ધા અને અને ભક્તિભાવથી તથા પાકી પહેરેઝીથી આજારીની નજદીક અવસ્તાના કલામો પઢવામાં આવે તો કાંઈ નહીં ને કાંઈ સારી અસર થયા સિવાય રહેતી જ નથી. અર્થાત; આજારીનું જો કે દુ:ખ સદંતર દૂર નહીંએ થાય તો પણ તેને ઘણીક રાહત મળવા સાથે તેના જીવને એવી ખુશાલી ઉપજે છે, કે જેથી તેને દુ:ખ દર્દ નહીં જેવું જ માલુમ પડે છે. આ પ્રમાણે માથ્રવાણી ભણીને દુ:ખ દર્દો સાજાં કરનાર દસ્તુર કિંવા મોબેદને પહેલી પંક્તિના હકીમનો દરજ્જો મળેલો ગણાય છે. બીજા હકીમોથી જે ઉપાય નહીં બની શકે તે ઉપાય તે દસ્તુર અથવા મોબેદ માંથ્રથી બનાવે છે. જ્યારે અરદીબેહેશ્ત યશ્તના અવસ્તા ખાસ દર્દો સફા કરવા માટેના જ છે, ત્યારે તેની રામબાણ અસર પણ કેમ ન થવા પામે ? અવસ્તાના માથ્ર પઢવાથી કેવી કેવી અસરો તથા શું શું ફાયદાઓ થાય છે તે વિષેનું સાધારણ જ્ઞાન મેળવવા માટે હોરમજદ યશ્ત અને અરદીબેહેસ્ત યશ્ત એ જ બસ છે. અવસ્તાથી દરદીને રાહત મળે છે તેના ઘણાક જાતિ અનુભવના દાખલા મ્હારા પણ જોવા જાણવામાં આવ્યા છે. કહે છે કે, હૈદ્રાબાદના નૈઝામના ખાસ કારભારી દાદાભાઇના એક છોકરાને છ મહિના સૂધી એક જાતની હડીલી તાપ લાગુ પડી હતી, જેથી કંઇક ડાકટરોની સેંકડો રૂપિયા ખરચીને દવા કીધી, પણ કંઈજ ઓસડ કારગત લાગ્યું નહીં. છેવટે નવરોજજી હોરમજી નાહનિયા નામના એક મોબેદ, જેમનો વસવાટ પુણામાં હતો, તેમણે મજકુર કારભારીની પરવાનગી મેળવીને ત્રણ દહાડા સૂધી અરદીબેહેશ્ત યશ્તના અવસ્તાના પાક કલામો ચોક્કસ તરતીબથી તે છોકરાની સનમુખ પઢયાથી, અને પીછી કરવાથી તે છોકરાનું દુ:ખ દર્દ સદાનું સફા થઇ તેને રાહત મળી હતી, અને તે જ દિવસથી તે ઘણી સારી તનદરોસ્તી સાથે ફરવા લાગ્યો હતો. આ બનાવને આસરે ચાલીશથી વધુ વરસ થયાં હશે. ( જ. ધ. ત્રણના અંકની ખુબી. )

**નસર:**—અથો નખી જરાથોસ્તના જમાના કરતાં ચાલુ જમાનો તો વિશેષ તરએ જ પામેલો છે, આગળ વધેલાં ભાષા શાસ્ત્ર કે વિજ્ઞાન શાસ્ત્રને લઇને હાલ જમાનાના વિદ્વાનોની જોડેલી બંદગી તો ઘણી ઉત્તમ બની શકે છે, ત્યારે આજના ધર્મ અભ્યાસી કેળવાયલા વિદ્વાનો પાસે જો ખાસ બંદગીઓ રચાવીને ભણ્યે ભણાવ્યે તો ચાલે કે નહીં ?

**વિરાફ:**—બંદગી જોડનારાઓ પણ ખુદાઈ બક્ષેશને પામેલા અને ઇશ્વરી નૂરનો અનુભવ લીધેલા પેગમ્બરો, સાલેકો, સંતો અને મહાત્માઓ જ હોવા જોઈએ. ઇશ્વરપદ પામેલા ખરેખરા કવેશ્વરોનો આત્મા-જે અમર છે-તે જ્યારે તેઓના લખાણોના દરેક અક્ષરે અક્ષરમાં પણ કાર્ય કરી રહેલો હોય છે, ત્યારે બીજા સામાન્ય લેખકોના અક્ષરો ખાલી ખોખાં અથવા નકલો હોય છે. જે બંદગી ઇશ્વરપદ પામ્યા વગરના માનવીથી જોડાય છે તે થોડીકવાર જીવીને તેના ઘટતા છેજે પહોંચે છે. જે બંદગી ઇશ્વરપદ પામેલા માનવીથી જોડાય છે તે અમર રહે છે. ન્યુતનનો દાંત બધા માણસોના જેવો જ હતો; શેકસપિયરની ખુરશી તો સાદી સાધારણ હતી; તે દાંત કાંઇ સોના રૂપાનો નહિ હતો; તે ખુરશી કાંઇ હીરા મોતી જડેલી ન હતી, છતાં તેના હજારો રૂપેયા કાં ઉપજ્યા! શેકસપિઅરનું ઘર મહેલ તો નહિ જ, હવેલી પણ નહિ જ, પરંતુ એક ઝુંપડું જેવું હોવા છતાં, તેને બચાવી સંભાળીને તેનું સંરક્ષણ કરવાની તથા તેના ફોટોગ્રાફો વેરેઘેર રાખવાની શા માટે મ્હોટાઈ લેવામાં આવતી હશે? મોહમ્મદ પેગંબરની દાઢીના એક વાળનાં જે મોટાં માન અને ભકિત ભાવથી મુસલમાન લોકો દર્શન લે છે, તે પણ માણસના બાલ જેવા બાલ છે, ત્યારે એ બધી ભાવના શા થકી? તે દાંત **ન્યુન્તન** જેવા મહાન શોધકનો છે માટે. તે ખુરસી પેગમ્બર જેવા કવિની છે માટે. તે ઝુંપડું **શેકસપિઅર** જેવા મહાન કવિનું છે માટે. તે બાલ **મોહમ્મદ** જેવા મહાન પેગંબરનો છે માટે. એ સૌના જુનાપણા અને પૂજ્ય પ્રૌઢપણા તથા ભકિતભાવને લીધે જ છે. તે જ પ્રમાણે ગાથા જેવી ઉંચી બંદગીઓ અશો જરાથોસ્ત જેવા મહાન પેગંબરની રચેલી છે માટે જ આપણે અવસ્તા ભાષાનો વપરાસ ચાલુ રાખવાથી આપણા યકીનમાં અજબ જેવો વધારો થાય છે.

**જેનો વપરાસ નહીં તેનો નાશ કુદ્રતના કાયદા પ્રમાણે થતો જ આવે છે.** જો તમે એક હાથ કે શરીરના કોઈ બીજા અવયવને વાપરો નહીં તો ધીમે ધીમે પણ ચોકકસપણે તે ભાગ મરતો જ જશે, એ કુદ્રતનો જાણીતો નિયમ છે. એ જ નિયમ જેમ ચીજોને તેમ ભાષાને પણ લાગુ પડે છે. ખ્રીસ્તિ પ્રજા અને ધર્મનો આજે દોર છતાં તેમની અસલ ધર્મ ભાષાને બાજુએ નાંખવાથી સેંકડે કેટલા લોકો તેનું જ્ઞાન ધરાવે છે? અથવા તે શીખવાની કે સમજવાની કાળજી કેટલા ખ્રીસ્તીઓ રાખે છે? એથી ઉલટું, હીંદુ મુસલમાન વગેરે પ્રજા તરફ જૂઓ. રાજ્ય તરફની આગ્રી મદદ નહિ છતાં તેઓની ધર્મભાષા, જ્યાં પણ હીંદુ કે મુસલમાન હોય ત્યાં, અસલ જેવી જ વપરાતી, ભણાતી અને સજીવન રહેલી માલુમ પડે છે. દૂર શા માટે જવું?

**નસર:**—ત્યારે અસલ અવસ્તા અને જંદ શિવાય, પાજંદ પેહેલવી વિગેરે ભાષામાં આગલા વખતમાં બંદગીઓ કેમ જોડાઈ? અને જ્યારે તે ભણવામાં આવે

છે, ત્યારે આજે ગુજરાતી કે અંગ્રેજીમાં જોડેલી બંદગી કાં નહીં ભણવામાં આવે?

**વિરાફ:**—તેનું કારણ એક નથી; તેના ઘણાં કારણો છે. ફીલસુફ યુકલિડની માફક આપણે એવી ઇષ્ટકલ્પના અથવા પરિગ્રહ લઇએ કે, "યથા અહુ વઇર્યો અથા રતુશ અષાત્ ચીત્ હચા," એ પવિત્ર કલામથી એક સંપૂર્ણ આકૃતિ, ધારો કે ચોરસ આકારની બને છે. પરંતુ ઉપલા પવિત્ર કલામોનો આપણે એવો તરજુમો સમજાતી ભાષામાં ભણીએ કે; "જેવી તે સાહેબની ઇચ્છા તેવું હરેક સવાબને લીધે તેના હુકમ પ્રમાણે થાવ!" તો એ ગૂજરાતી તરજુમાના શબ્દો ભણતાં હવામાં જે આકૃતિ ( વાઇબ્રેશન થકીને ) થશે, તે ઉપર જણાવેલી વ્યવસ્થિત ચોરસ આકૃતિના જેવી આકૃતિ કદી પણ થવાની નથી, પરંતુ કાંઈ જૂદી જ એબ્યલ આકૃતિ થશે, અને તેની અસર પણ એબ્યલ જ થવાની. આપણા અશો સાહેબોના જોડેલા માંથ જો એક જરથોસ્તી પોતાની અશોઇ અને પરહેઝગારીથી અવસ્તામાં જ ભણવા સાથે કષ ખેંચીને બેઠો હોય તો તેમાં કોઇ પર—ધર્મવાળાના મંત્રો પણ ખલલ પહોંચાડી શકતાં નથી. ઇતિહાસમાં નોંધાએલી એક વાત કહેવામાં આવે છે કે; સુરતના "શહેરમાંવાળા દસ્તુર"ના ઉપનામથી ઓળખાતા પરહેઝગાર કાઉશ દસ્તુર, જેઓ જરથોસ્તી ધર્મના અવસ્તાનાં પવિત્ર મંત્રોની માહિતી ધરાવવામાં પ્રવીણ લેખાતા હતા, તેમને માટે એવું બન્યું હતું, કે એક દહાડો તેમના દીઠામાં એક જાણકાર સાધુ પાણીની તરસ છિપાવવા સારૂ એક કુવા આગળ આવી પહોંચ્યો, પરન્તુ પાણી કાઢવાનું સાધન ન હોવાથી તે પોતાના એલમના મંત્રોના બળથી પેલા કુવાના પાણીને કુવાની પણઘટ સૂધી ખેંચી લાવ્યો, અને પોતે તે પી લીધું! તરસ છિપાવ્યા પછી પાછું મંત્ર ભણીને પેલાં પાણીને જેમ હતું તેમ નીચે લાવી મૂક્યું! આ ચમત્કાર કાઉશ દસ્તુરે જોઇ પેલા સાધુને બોલાવી તેની સાથે વાતચીત કરતાં બન્ને સત પુરૂષો પોતપોતાના મંત્રોનાં પ્રાધાન્ય વિષે તકરાર ઉપર ચઢયા. સાધુ કહે કે, અમો હિંદુઓનાં મંત્રો ઉત્તમ છે; અને દસ્તુરજી કહે કે; "અમારાં જ મંત્રો સૌથી સરસ છે." એ ઉપરથી બંને જણે પોતાના એલમને અકેક ઉપર અજમાવવાની પેરવી કીધી. મજકુર દસ્તુરજી એક જગોએ પોતાનાં અવસ્તાનાં મંત્રોથી "કષનું કુંડાળું" પાડી તેમાં પોતે બેઠા, અને પેલા સાધુએ પોતાના એલમના મંત્રના જોરથી તે કુંડાળાંની અંદર આવવાની તજવીજ કીધી. એમ કહે છે કે, ૩ દહાડા અને ૩ રાત સૂધી જાગૃત રહીને પૂર હુશિયારી સાથે દસ્તુર કાઉશ પોતાનાં કુંડાળાંમાં બેસી ભણતા રહ્યા, અને તે અરસામાં પેલા સાધુએ ઘણીએ રીતે પોતાના એલમના જોરથી પેલાં કુંડાળાંમાં પેસવાને ચાહ્યું, પણ કુંડાળાં આગળ આવી આવીને તે અટકી જ જતો. આમ ચાલુ ને ચાલુ ત્રણ દહાડા સૂધી કીધું, પણ ત્રીજે દિવસે પેલા દસ્તુરજીને કંઇક સહેજ ઉંઘનો ઝોંકો આવ્યાથી નીચે પડી ગયા. આ તકનો લાભ લઇ પેલો સાધુ તે દસ્તુરજીની પાસે

જઇ કુંડાળાંમાં ઉભો રહ્યો હતો. (જ. ધ. ત્રણુ અંકની ખુબી). ભાઇ નસર! અવસ્તાના મંત્રોની આવી આવી તો ઘણી ઘણી ખૂબીઓ કહી છે. શ્રદ્ધા વીશે હેઠળ ટાંકેલા દાખલાથી ઠીક રીતે ત્હને સમજ પડશે.

## શ્રદ્ધા એજ ભક્તિ અને જ્ઞાન.

શ્રદ્ધા એ જ સાધના છે. શ્રદ્ધા એ જ જ્ઞાન છે. અંધ શ્રદ્ધા પાછળ પ્રકાશિત જ્ઞાન ચાલે છે. શ્રદ્ધાનું મંત્ર એ જ શ્રેષ્ટ છે. સાંભળો. કોઈ એક મ્હોટા સાધુ પોતાના સેવકો ભેગા એક પર્ણકુટીમાં સ્થાન કરી પડયા રહેતા હતા. દર રોજ સેવકોનાં ટોળે ટોળાં તેમના પાસે ઉભાં રહી ઉપદેશો સાંભળતાં હતાં. કોઇ એક ભોળો સેવક પ્રતિ રોજ મહારાજ પાસે કાંઇકિ મંત્ર મેળવવાને ઝઝુમ્યા કરતો, પરન્તુ બીજા સેવકોમાં થઇને ગુરૂજી આગળ જઈ પહોંચવાનો તેને મોકો જ મળતો ન હોવાથી, લાગ જોઇને એક દિવસે ગુરૂ મહારાજ દિશાએ જવાને જેવા જંગલ તરફ ચાલવા લાગ્યા, તેવોજ તે ભોળ્યો આ તક સાધીને તેમની વાંસે લાગ્યો. પૂઠે પૂઠે ચાલતાં છેવટે ગુરૂજી જે જગો ઉપર દિશાએ બેઠેલા હતા ત્યાં જ સામે જઇ ઉભો, અને નવરૂં જોઇને કરગરીને ગુરૂ પાસે કાંઇકિ મંત્ર માંગવા લાગ્યો. તેની આવી ઉદ્ધત વર્તણુક જોઇ ગુરૂજી પૂછે:—"દ્યાં આ કર કયા મંગતા હય?" ભોળ્યો કહેઃ–"મહારાજ કુચ્છ મંત્ર દો!" ગુરૂ કહેઃ—

"બખત એ બખત કુચ્છ દેખતા નહીં હય?
સ્થાન અસ્થાન કુચ્છ માલુમ નહીં હય?"

એટલું બોલીને પાસે પડેલો ઇંટરડીનો ટુકડો ગુરૂજીએ બેઠે બેઠે તેના તરફ ફેંકયો. પેલો ભોળ્યો એવું સમજ્યો કે; આ કોઈ પવિત્ર મંત્રોથી મંત્રેલો શાલિગ્રામ હશે, અને ઉચ્ચારેલો ઉપલો મંત્ર લાભકારી તથા કલ્યાણકારી હશે; એવી અંધ શ્રધ્ધાથી તે ઇંટનો ટુકડો છાતીસે દાબી મંત્ર ભણતો ભણતો ત્યાંથી પરત રવાના થયો. આ ભોળો ભગત રાત ને દિવસ ઇંટ–દેવની પુજા કરતો જાય અને પૂર્ણ શ્રદ્ધાથી મંત્રોચ્ચાર કરતો રહે કે;

"બખત એ બખત કુચ્છ દેખતા નહીં હય?
સ્થાન અસ્થાન કુચ્છ માલુમ નહીં હય?"

ગુરૂ મહારાજની પર્ણકુટીની બહાર તે ભક્ત બેસી રહે, અને મંત્રોપચાર કર્યા કરે. એક દિવસે પુષ્કળ વર્ષાદ વરસવા લાગ્યો. સૌ સેવક સેવકીઓ જેમ તેમ પર્ણકુટીમાં ખોસાયાં, પરન્તુ આપણા આ ભોળા ભગત તો બહાર જ ઉપલા મંત્રો ઉચ્ચારતા બેસી રહ્યા. ચમત્કાર એવો થયો, કે જે જગો ઉપર આ ભકત બેઠા હતા તે જગો ઉપર, તેમજ તે ભકતના શરીર ઉપર વર્ષાદનો એક છાંટો પણ પડયો નહીં! આસપાસ સઘળે પાણી પાણી થઈ ગયું, પણ ભગત કાંઇ ભિંજાયા કે પળલી ગયા નહીં. જ્યારે ગુરૂ મહારાજના સેવકોએ આ ચમત્કાર દીઠો, અને ગુરૂજીને કહ્યું,

ત્યારે શિષ્યોને પૂછતાં તેમને જણાયું કે, તે ભક્ત પેલો જ ભોળિયો ભટ્ટ હતો, જે તેમની પાસેથી આડે ફરવા જતાં મંત્રો માંગવા લાગ્યો હતો. ગુરૂ મહારાજે તેની આવી જપ અને આસ્થા વીશે જયારે જાણી લીધું ત્યારે તેઓએ ભોળા ભગતને પાસે બોલાવી કહ્યું :—"પ્રભુ ભગવાન તમારા ભાવથી પ્રસન્ન થયા છે, અને આજથી તમારૂં નામ **હગડ–સ્વામી** રાખવામાં આવે છે. આ બધા શિષ્યો કરતાં તમારી ભકિત ચઢી છે, અને તમે આજથી મ્હારા સતસંગી થયા છો !" કહેવાનો સાર એ છે કે; ભગવાન તો ભાવના ભૂખ્યા છે. જે પુરૂષ આસ્થાવાળો હોય તેની શ્રદ્ધા તેને બરાબર ઠેઠ સુધી ભવ પાર ઉતારે છે.

માણસ માત્ર સંપૂર્ણ સુખી નથી, સંપૂર્ણ સ્વતંત્ર નથી, અને સંપૂર્ણ જ્ઞાની નથી; પરન્તુ અલ્પ જ્ઞાનથી નહીં જણાતી અને ચર્મચક્ષુથી નહીં દેખી શકાતી એવી Unknown અને Unseen એક મહાન શકિત છે, જે સંપૂર્ણ સુખી, સંપૂર્ણ સ્વતંત્ર, અને સંપૂર્ણ જ્ઞાનવાન છે. જે ગરીબ છે, તેને ગરીબાઇ મટાડવા સારૂ પૈસાદાર પાસે જઇને તેની સેવા ભકિત કરવી પડે છે; જે રોગી છે તેને વૈદની મદદ માંગવી પડે છે; જેને અન્યાય મળે છે તેણે કોર્ટનો આશરો લેવો પડે છે; જે સ્વતંત્ર નથી તેને પરતંત્ર રહીને શેઠની સેવા કરવી પડે છે; વિદ્યા જોઈતી હોય તો વિદ્વાનની પાસે જેમ જવું પડે છે, અને તેમની સેવા ભકિત કરવી પડે છે, તેમ જ દુઃખી, પરતંત્ર, અને અજ્ઞાન માણસોને સંપૂર્ણ સુખી, સંપૂર્ણ સ્વતંત્ર, અને સંપૂર્ણ મહા જ્ઞાનીની સેવા ભકિત કરે જ છુટકો છે. એ મહા સુખી, મહા સ્વતંત્ર, અને મહા જ્ઞાની તે ઇશ્વર છે, માટે જ આપણ દુઃખી, પરતંત્ર, અને અજ્ઞાનીઓએ તેની પાસે જઈ તેની સોડે જે અમુલ્ય વસ્તુઓ છે, તે મેળવી છેવટે માણસે તેના જેવા જ સુખી, સ્વતંત્ર, અને જ્ઞાની થવું છે. પાણી વિના જેમ તરસથી તરફડિયે, ખોરાક વિના જેમ ભૂખે અધમૂઆ થઇએ, દમમાં હવા લીધા વિના જેમ આપણે ગુંગળાઇએ, તેમ પ્રભુની સેવા ભકિત વગર આપણે દુઃખમાં, પરતંત્રતામાં, અજ્ઞાનમાં કેવળ કાયર કાયર થઇ જઇએ. ભકિત કરતે કરતે જ સુખ, આનંદ, શાંતિ, સ્વતંત્રતા અને જ્ઞાનનો અનુભવ આપોઆપ થાય. પ્રભુનું સ્મરણ કરવું એટલે જ દુઃખ ટાળીને સુખ મેળવવું એમ છે. નહીં દેખાતી અને નહીં જણાતી તે શકિતને જોવાને માટે આપણે એક દૂરબીન અને એક સૂક્ષ્મદર્શક યંત્ર ખરીદ કરવું જોઇએ. પાણીનાં એક ટીપાંમાં ભરાઇ બેઠેલાં જંતુઓ આપણી ખુલ્લી આંખે દેખવામાં આવતાં નથી, પરન્તુ સૂક્ષ્મદર્શક યંત્ર વડે દેખાય છે ત્યારે બોલ્યે છીએ કે; "આહ ! હજારો હજાર જીવડાં આ બુંદમાં કેમ સમાયાં હશે ! અરે એ ટીપું તે કાંઈ પાણી નથી, પણ જીવડાંઓનો જથ્થો છે !" હવામાં અસંખ્ય રજકણો ભરેલી છતાં આંખે દેખાતી નથી, પરન્તુ છાપરાંનાં બાકોરાંમાંથી તડકાંનો લીટો દેખવામાં આવતાં જ કાંઈક હજારો રજકણો હવામાં ઉડતી જણાય છે, અને હવા તો નરી પરમાણુઓની જ બનેલી જણાય છે. આપણે જ્યારે ભકિતયંત્ર વડે જોઇએ ત્યારે સારી સૃષ્ટિમાં

છુપાએલી ઇશ્વરી શકિત આપણુને દૂરથી દેખાય છે, અને જ્ઞાનચક્ષુ-દૂરબીનથી તે શકિતને જોવા માંડયે એટલે જ જે ઘણી જ દૂર દેખાતી હતી તે છેક નજીકમાં આવેલી દેખવામાં આવશે. જેમ આપણાથી એકાણું કરોડ માઇલ દૂર રહેતો સૂર્ય દૂરબીનથી છેક નજીક આવેલો દેખાય છે, તેમ જે પ્રભુને આપણે આપણાથી કરોડો ગાઉ દૂર વસતો ધારી બેઠાં છિયે, તે પ્રભુ તો જ્ઞાનચક્ષુ વડે છેક આપણી પાસે વસતો દેખાય છે. સૂક્ષ્મદર્શક યંત્ર જો સાફ સ્વચ્છ ન હશે તો પાણીમાંનાં જીવજંતુ જેમ દેખાશે નહીં, તેમ સાચી ભકિતને બદલે જો કાચી ભકિત હશે તો સૃષ્ટિમાં છુપાએલો પરમેશ્વર પણ દેખાશે નહીં. અને એકવાર જેમ દૂરબીનના કાચ ઉપર બેઠેલી કીડી એક તત્વવેત્તાને હાથી માલુમ પડી હતી, તેમ આદમીના અંતઃકરણ ઉપર જો ડાઘ પડયો રહ્યો હશે તો તેના જ્ઞાનચક્ષુ જેવાં દુરબીનમાંથી પણ ઈશ્વરનું સ્વરૂપ જૂદું જ જણાશે, અથવા બીલકુલ જણાશે નહીં. માટે ભકિતયંત્ર તેમજ જ્ઞાનચક્ષુનું દૂરબીન હમેશાં સાફ રાખવું; સંશયો, શંકાઓ, અને અવિશ્વાસનો મેલ ધોઇ કાઢવો. ઇશ્વરનો વાસો તો વિશ્વાસમાં જ છે. જ્ઞાનચક્ષુ આપણી પાસે ન હોય તો જેની પાસે તે હોય તેની સોડે માંગવાં; જેની પાસે જે ચીજ ન હોય તે ક્યાંથી આપશે! મેલા ઘેલા ચિથડે હાલ, વાસ મારતા એક નજીશ ઝાડુકસથી જેમ ન્હાયા વગર અને સ્વચ્છ વસ્ત્ર પહેર્યા વગર કોઇ રાજા મહારાજા પાસે જઇ શકાય જ નહીં, તેમ મેલાં અને અશુદ્ધ હૃદયવાળાં આદમીથી મહારાજાઓના મહારાજા પાસે તો કેમ જ જઈ શકાશે? ઈશ્વરની દરબારમાં દાખલ થવા માટે તે દરબારને લાયક થવું જોઈએ. આખી સૃષ્ટિને નિયમમાં રાખનાર હોવાથી તે મહાન શકિતનું નામ "ઇશ્વર" પડયું છે; અને જે નિયમોની શકિતથી આ સૃષ્ટિનો વહેવાર ચાલે છે તેનું નામ "કુદ્રત" પડયું છે. માટે ગમે તો કુદ્રતની શકિતની ભકિત કરો, કે ઇશ્વરની શક્તિની ભક્તિ કરો, તે સૌ એકનું એક જ છે; પરન્તુ તેના જેવા થવા, તેના જેટલી લાયકાત મેળવવા, અને અંતે **તમે પણ તે જ છો** એમ સમજીને ઇશ્વર રૂપ થઈ જવા સારૂ ભક્તિ કરો, જ્ઞાન મેળવો, અને ઇશ્વરમાં મળી ભળી જાવ. ભાઇ! તમે ઇશ્વરના સાચા ભક્ત ત્યારે જ ઠરશો, જ્યારે તમને ભક્તિ સટે સુખ દુઃખની સારી માઠી લાગણી ન લાગે. કુદ્રતનું દરેક કાર્ય તમને ભલું જ માલુમ પડે. આકાશ કાં નહીં તમારાં કુટુંબ ઉપર તૂટી પડે તોપણ, "એમાં પણ ખુદાનો હાથ છે-એમાં પણ કાંઈ સારૂં જ સમાયેલું હશે-ઇનશાનની મરજી માફક કાંઇ જ થતું નથી-મરજીનો માલેક તે સિવાય કોઇ નથી-ખુદા મ્હોટો છે!" એટલું ઉચ્ચારવાની મહા દુઃખોના પ્રસંગે પણ તમે અંતઃકરણથી શક્તિ ધરાવો ત્યારે જ તમારી ભક્તિ સાચી અને નહીં ત્યારે તો તમારી ભક્તિ કાચી ને કાચી જ ઠરશે.

ભાઈ નસર! આપણી દીન (ધર્મ) બાલ કરતાં પણ બારીક છે, અર્થાત્, આપણી ક્રિયા વિધિ અને સાધના કેવી બારીકાઇથી પાળવાની છે, તે વીશેનો બનાવ હવે વર્ણવું છું.

# જરથોસ્તી દીન—બાલ કરતાં બારીક.

૯૦૦ વર્ષ ઉપર શ્રી ગઝની શહેરના સુલતાન મહમ્મુદ બીન શુબકતગીન ગઝનવીની પાદશાહત વખ્તે, તે સમયના કેટલાક મુસલમાનોને જરથોસ્તી ટોળાની અને દીનની અદેખાઇ થવાથી મહમ્મુદ ગઝનીને ફરિયાદ કીધી કે; "આપણુ મુસલમીન દીનદારોના ૭૨ ફીરકા (ન્યતિ) છે; તે ઉપરાંત એક જુદદીન જરથોસ્તી ટોળો આપણા રાજયમાં શા માટે જૂદો રહેવો જોઇએ? કાં તો એ તમામની કતલ કરો, કાં તો સઘળાને મુસલમાન બનાવો!" મહમ્મદ ગઝનીએ ઘણો વિચાર કરીને છેવટે જરથોસ્તીઓના ઓલ્માઓને બોલાવી તેમની દીનના મોજેજા (ચમત્કારો) દીઠા; તેનો અહેવાલ જરથોસ્તી દીનના એક આગલા ઉસ્તાદે બેતબાજીમાં રચેલો, તે "નેંરગહાએ કલમકશ" કેતાબ ઉપરથી જણાઉં છું.

| ફારસી બેતો. | ગુજરાતી તરજુમો. |
|---|---|
| ફીરેસ્તાદો ખાંદશ હમે કેશઆં; બ હર જા કે બુદંદ પીરો જવાં. | પાદશાહે પોતાના માણસો મોકલી જયાં જયાં ન્હાના મોટા જરથોસ્તીઓ હતા ત્યાં ત્યાંથી પોતાની હજુરમાં તેમને બોલાવ્યા. |
| હમે જુમ્લે દર પીશે શાહ આમદંદ; પુર અઝ ગમ બ નઝદીકે ગાહ આમદંદ. | તમામ જરથોસ્તીઓ દિલગીર અને ઉદાસ ચહેરે બાદશાહના તખ્ત આગળ હાજર થયા. |
| નમાજે બેબુર્દંદ બર શેહેરિયાર; બેકુન રાઝે દેલ પીશે મા આશકાર! | તે સઘળાઓએ શાહને મુજરો કરીને અરજ કીધી કે; ત્હારાં દિલનો જે કાંઈ ભેદ હોય તે અમોને જાહેર કર! |

શેહેનશાહે મેહમુદ
ગુફ્તા આં જમાં;
કે મા બેશનવેદ ઈં
શુખન કેબ્રગાં.
બેબાયદ કે જુમ્લે
મુસલમાં શવીદ;
ખુદાએ જેહાંરા
બ ફરમાન શવીદ.

તે વેળાએ મેહમુદ શાહે ફરમાવ્યું કે; હે બુઝર્ગો! તમો મ્હારી નીચલી હકીકત સાંભળો.

તમ સઘળાઓએ મુસલમાન થવું જોઇએ; જેથી તમો પણ દુન્યાના ખુદાતાલાના ફરમાન મુજબ ચાલવા લાગો.

મુસલમાન ન ગર્દેદ
અગર ઈં જમાં;
કુનમ તા હમે કંદે
અઝ ખાંનો મા.

આ વખ્તે જો તમો મુસલમાન નહીં થશો તો તમો સઘળાઓને અને તમારાં ઘરબાર સર્વને હું પાયમાલ કરી નાંખીશ.

શુમારા તમામી
કુશમ મન વરા;
કે હુકમે પયમ્બર
રસુલે ખુદા.

યાદ રાખજો! ખુદાના પેગમ્બરના હુકમની રૂએ હું તમો સઘળાઓને અમારા પેગમ્બરની દીનને વાસ્તે જ મારી નાખીશ.

ચું બર ગુફ્ત ઈં
ગુફ્તેરા શેહેરિયાર;
હમે કેબ્રગાં બસ
શુદંદ બે કરાર.

જ્યારે બધા જરથોસ્તીઓએ બાદશાહને મોઢેથી આ શબ્દો સાંભળ્યા ત્યારે તે સઘળાઓ અકળાઇ ગભરાઇને બેચેનીથી બેકરાર થઇ ગયા.
[ આખરે સઘળાઓએ વિચાર કરવા સારૂ મેહમુદશાહ પાસે મહેતલ માંગી લીધી. એક હફતા સુધી વિચાર મસલત ચલાવીને તેઓએ ઠરાવ કીધો કે, આપણી જરથોસ્તી દીન જેવી મોતેબર દીન બીજી નથી; માટે આવી પાક દીન ત્યજીને બીજા મઝહબમાં વટળી જવા કરતાં તો બેહતર એજ છે કે, આપણુ સર્વ આપણી દીન ઉપર આપણા પ્યારા જાનની કુરબાની કર્યે! મગર એ બાદશાહ જો આપણી દીનના ચમત્કાર અને મોજેજા જોવાની ખાહેશ કરે તો તે કરી બતાવીને એની ખાત્રી કર્યે.] પછી

| | |
|---|---|
| ચકી મર્દ દાનાએ<br>ચઝદાં પરસ્ત;<br>બેઆમદ બરે શાહે<br>ખંજર બ દસ્ત. | એક ખુદાને જ માનનારા આ ચઝદાં પરસ્તોમાંથી એક બુઝર્ગ નર હાથમાં ખંજર લઇને પાદશાહની આગળ જઇને ઉભો રહ્યો, |
| બ મેહમુદ ગુફતશ<br>બેકુશ મા હમે; | અને બાદશાહને કહેવા લાગ્યો કે; પાદશાહ સલામત! લે આ ખંજર અને હમો એકે એકને તું સુખે મારી નાંખ; |
| મુસલમાં ન ગરદીમ<br>અઝીં યક તને. | પરન્તુ અમારામાંથી એક પણ પુરૂષ મુસલમાન તો થનાર જ નથી. |
| કે જરથોસ્ત ઈ દીને<br>ગુસ્તાસ્પ શાહ;<br>બરીં દીં યકીનીમ<br>બ ઈદીનો રાહ. | કેમકે, અમારા પેગમ્બર **જરથોસ્ત** સાહેબે જે પાક દીન શાહ **ગુસ્તાસ્પને** આપેલી તે જ દીનના પવિત્ર માર્ગ ઉપર અમારી પૂર્ણ શ્રધ્ધા અને યકીનદારી કાયમ રહેલી છે. |
| બે આવોર્દ વસ્તા<br>ઓ ઝંદ મા જમાં; | અમારા એ પેગમ્બરે ઝંદ અવસ્તા લાવીને તેની બરક્ક્તથી ઘણા ઘણા મોજેજા અને ચમત્કારો દેખડયા છે. |
| બસી મોંએઝહાએ<br>બીનમુદ અઝાં. | આ મોજેજાઓની બરક્કતથી શાહ **ગુસ્તાસ્પને** ખુદાઈ દરઘા દેખાડી, અમારા પેગમ્બર સાહેબે તે શાહને તેનું બેહેસ્ત પણ જીવતાં જીવત જ બતાવ્યું હતું. એ જ ચમત્કારોથી **પેશોતનને** વગર મોતનો એટલે અમર્ગ કીધો છે; **જામાસ્પ** હકીમને તમામ દુન્યાનું આગલું પાછલું સઘળું જોનારો ને જાણકાર બનાવ્યો હતો; **અસફંદિયારને** રોઈનતન એટલે કે ત્રાંબાંની દેહવાળો કર્યો હતો. એવા ઉમદા ઝંદ અવસ્તા ધરાવનારે ધર્મ તજવા કરતાં જાન પ્રાણ જાય તો બેહતર છે. |
| ચુંગોફતાર બેશનીદ<br>મેહમુદશાહ; પુર<br>અંદીશે શુદ જાન<br>આં નીક ખાહ. | જ્યારે આવી હકીકત **મેહમુદ** શાહના જાણવામાં આવી ત્યારે તે ડાહ્યો જીવડો વિચારમાં પડી ગયો. |

બ ઈશાં ચુનીન
ગોફ્ત મહમુદશાહ;
કે બુરહાં નુમાયંદ
મીં દીનો રાહ.

અગર દીને બરહક
બુઅદ અઝ શુમા;

નુમાયંદ મોએજઝ
બદીં જાએહા.

પછી મેહમુદશાહ તે બુઝર્ગોને કહેવા લાગ્યા કે; ત્યારે તો તમારી દીનની રાહ રસમથી મ્હને કાંઈ ચમત્કાર બતાવો.

જો તમારી દીન બરહક જ હશે તો અલબત્ત, આ ઠેકાણે તેના ચત્મકારો જાહેર થશે.

[આ વાત સઘળાઓને પસંદ પડવાથી તેઓએ દીનદાર દશતુરો તથા જાણકાર મોબેદ સાહેબોને ભેગા કર્યા. જાણકાર સાહેબો બધી રીતે તૈયાર થયા પછી દશતુર સાહેબોએ બાદશાહને કહ્યું કે; "અમારી જ્યાં પવિત્ર ક્રિયા માર્ગની જગા છે ત્યાં આપ નામદારે એકાદ બે ખાસ માણુસો સાથે પધારવું જોઇએ. ઘણા લોકોથી તે પાક જગોએ આવી શકાશે નહીં. તું નામવર ત્હારી સાથેના ૨—૩ માણુસો સાથે દૂરથી બેસજે. હવે તું ત્હારો પહેરવાનો પોષાક અમોને આપ, જેને અમે અમારે હાથે ધોઇએ, ત્હને પવિત્ર પાણી આપીએ, તે પવિત્ર પાણીથી તું અંગોળ કરીને તે ધોએલો પોષાક પહેર. પછી અમારા પવિત્ર આતસની કેબ્લેગાહના બાગમાં, જ્યાં એક એલાહિદી જગો છે, ત્યાં આવીને તું બેસ. આ બાગને ફરતું તું ત્હારૂં લશ્કર ગોઠવ, જેથી કોઈ ત્રાહિત શખ્સ અમારી પવિત્ર ક્રિયાની જગો ઉપર દાખલ થઇ ન શકે. તે જગોએ અમો ૩ દિવસ સૂધી ખુદા પાકની બંદગી કરી તે માલિક પાસે દુવા માગીશું, પછી તું નજરો નજર જોવાને ભાગ્યશાળી થશે કે, અમારી દીનના ઝંદ અવસ્તાના કલામોના ચમત્કારો કેવા કેવા છે ત્યારે જ તું અમારા મઝહબને પિછાનશે, અમારી દીનની તું જ તારીફ ગાશે, અને એ દીન તરફ તું ત્હારૂં શર પણ ત્યારે જ નમાવશે. આ પ્રમાણે

કહીને તે દશતુર મોબેદો, દીન દાવરો, તથા બેહદીનો પાદશાહ આગળથી બહાર પડયા, દરેહ્મેહેરમાં ગયા, અહુરમઝદની બંદગી કીધી, અને પોતાની મુરાદ માગી. દશતુરોના કહ્યા પ્રમાણે ન્હાઇ ધોઈ પાદશાહ પણ ઠરાવેલી જગોએ જઈ બેઠો. પછી બધા દશતુર મોબેદોએ ઝંદ અવસ્તા ભણી ક્રિયા કામ શરૂ કર્યું.]

હમે લશકરો શાહો
પીરો જવાન; દરાં
બાગ બુદંદ હેલ
શાદમાન.

પેલી તરફ પાદશાહ, તેનું લશ્કર, ઘરડા શું કે જુવાન શું, સઘળાઓ બાગમાં ભેગા મળ્યા.

મીયાંને હુમા બાગ
બુદ ગુમ્બદે; દરાન
જા બુદે ચંદ તન
સોબદે.

તે ખુશનુમા બાગની વચ્ચમાં એક ગુંબજ હતો, અને તે ગુંબજના અંદર કેટલાક સાચસ્તા મોબેદો હાજર હતા.

કુશાદંદ કુશ્તી બ
ખુર અઝ મીઆન;
બુખાદંદ ઝેંકે
ખુદાએ જેહાન.

તે પાક મોબેદોએ પ્રથમ પાદિયાબ કુશ્તો કીધા પછી ખુરશેદ (સૂર્ય) સનમુખ ઉભા.રહી ખુદા પાકની તારીફ અને બંદગી કીધી.

બુખાદંદ આતશ
નઈઆયેશ ફરા;
બે કર્દંદ ખાહેશ બ
પીશે ખુદા.

પછી પાદશાહ આતસબેહેરામ સાહેબની નીઆયેશ ભણીને પાક અહુરમઝદ પાસે પોતાની ખાહેશ ગુજારી.

ઝે નાન બર ઉંગેહ
ઇજિશ ખાન્દંદ;
ઝે દશ્તુરે આં મોબેદે
અર્ઝમંદ.

પહેલે દિવસે તે દશતુર મોબેદો "મીનો નાવરની ઇજશ્ને" પઢયા, એટલે કે, "મ્હોટી ખુબ" કીધી.

નીગેહ કર્દ મેહમુદ
બર આસમાન;
અજાયબ બેદીદશ
ખુદ ઓ હમ ચુનાન.

ઝંદ અવસ્તા ભણવાની બરક્તથી પાદશાહ જૂએ છે તો આકાશ ઉપર દક્ષિણ દિશા તરફ અજાયબ જેવો દેખાવ જોવામાં આવ્યો.

હમે સબ્ઝ પોશ
આમદ અંદર હવા;
હમે લશ્કરે શાહે
દીદશ ફરા.

શું જૂએ ! તમામ લીલા પોશાક પહેરેલા સૂર્યના જેવા ચળકાટવાળા ચહેરાના ફિરેસ્તાઓ હવામાં ઉડતા ફરે છે ! આ દેખાવ શાહે અને તેના સઘળાં લશ્કરે પણ દીઠો.

| | |
|---|---|
| હમે અસ્પે ઈશાં<br>બુદેહ સબ્ઝ રંગ;<br>ઝે આવાઝે સાઝો<br>ઝે આવાએ ચંગ. | તે સઘળા ફિરેસ્તાઓના ઘોડા પણ લીલા જ રંગના હતા, અને તે નૂરમંદો તરફથી ઘણા જ ખુશનુમા મધુર અવાજો, શરોદો, તથા ચંગના મિઠા નાદો નિકળતા હતા. |
| બે માન્દ આં જમાં<br>શાહ અંદર શેગુફત;<br>નેહાંની ફુમા શાહ<br>યઝદાં બેગુફત. | આ ચમત્કાર દીઠાથી પાદશાહ બહુ જ આશ્ચર્ય પામ્યો, અને પોતાનાં દિલથી છુપી રીતે ખુદા પાકને યાદ કર્યો કે; "શું આ સુંદર દેખાવ છે ઓ પરવર!" |
| દુયમ રૂઝ બેશ્નવ<br>ઝે મન ઈ દીગર;<br>બેબીન કુદ્રતે કાદેરે<br>દાદગર. | બીજે દિવસે શું બન્યું તે હવે મ્હારાથી તમો સાંભળી લ્યો, અને દાદગર દાદાર દાવરની અજમતી કુદ્રતને પણ તમે જોઈ લો. |
| બેકર્દંદ ઇંનહાં<br>ઈજિશને શરોશ ;<br>નમુદંદ ઈસાં બ<br>આવાઝે ખોશ. | બીજે દિવસે તે પાક દશતુર મોબેદોએ ખુશ સરોશની ઇજશ્ને કીધી. |
| દીગર બાર અઝ<br>આસમાં હમચુની;<br>ફરેશ્તે બેઆમદ હમ<br>અંદર જમીં. | બીજી વેળાએ પણ ઉંચે આકાશ ઉપરથી નીચે જમીન તરફ ફિરેસ્તાઓ આવવા લાગ્યા. |
| પુર અઝ નૂર બુદંદ<br>પોશેશ સુફેદ; ઝે<br>દીન પાક મોઅેજેઝ<br>બર આયદ ઉમેદ. | આ વખ્તે તે તમામ ફિરેસ્તાઓ અને તેમના ઘોડાઓનો પોશાક અને દેખાવ તમામ સફેદ હતો; અને જેઓ પાક દીનથી મોજેજા જોવા ચ્હાતા હતા તેઓની મુરાદ બર આવી. |
| પુર અઝ શોકે<br>શાદી બેદીદ આં<br>હમે; હમે લશકરો<br>પાદશાહો રમે. | અને આ ખુશનુમા ચમત્કારો પાદશાહ તેમજ તેનુ લશકર સર્વ આનંદ અને હર્ષથી ખુશ ખુશ થઇને જોતા હતા. |

| | |
|---|---|
| .શહેનશાહે મેહમુદ ખુશહાલ શુદ; કે મુરહાં બદીદન નીકો ફાલ શુદ. | બાદશાહ મેહમુદ આ દેખાવ જોઇને અત્યંત મગ્ન થયો, જેથી પાક જરથોસ્તી દીનના ચમત્કારોની બોલબાલા થઇ રહી. |
| બ રૂઝે સીયુમ બેરનવ અય નામદાર ! બોબીં કુદરતે પાક પરવરદેગાર. | હે માહશયો ! ત્રીજે દિવસે શું બન્યું તે તમે જૂઓ, અને પાક પરવરદેગારની કરામત તરફ નજર કરો. |
| બે શુદ રાસપી યશ્તરા સાખ્ત જુદ; કે સી રૂઝે ખાંદન હુમા રૂઝ બુદ. | તે ત્રીજે દહાડે સઘળા દશતુર મોબેદો શીરોજાંની ઈજશને પઢવા સારૂ બેસનાર હતા. પ્રથમમાં જે રાસ્પી ઇજશનેની ક્રિયા કરવાનું પ્રથમ પ્રગણું કરે છે તે પ્રગણું કરવાને સારૂ તે રાસ્પી મોબેદ ઉતાવળે ગયો. |
| બે ઉફતાદ યક મોએ અઝ રીશે ઓ; બ અરવીસે બરસમ શની નીક બો. | તે પ્રગણું કરવાની ઉતાવળમાં પાવ કરેલી જગાની બરસમ ઉપર પેલા રાસ્પી મોબેદની દાઢીનો એક બાલ અજાણપણે પડયો; જેથી શો બનાવ બન્યો તે હવે ઓ ભલા ભાઈ તું સાંભળ ! |
| ચું બર ખાન્દંદ આં જમા યશ્તરા; કે બારીકે દીન બીન અજાયબ ફરા. | જેવા પેલા મોબેદો ઇજશ્ને પઢવાને સારૂ બેઠા તેવી જ બારીક જરથોસ્તી દીનનો શો ચમત્કાર થયો તે તું હવે જો ! |
| ન બુદંદ આગાહ અઝાં મોબદાં; બસે તા રસાનદ આં બ ખાંદે જીઆં. | પેલો બાલ બરસમ ઉપર પડયાની વાતથી તે મોબેદો અજાણ રહ્યાથી, માત્ર તે એક બાલના પડવાને લીધે તે મોબેદોનું ભણેલું, એહેરેમન શેતાનના મનની ઉમેદ પ્રમાણે, નુકશાનકારક થઇ પડયું. |

| | |
|---|---|
| નીગેહ કર્દ આં રૂઝ<br>આં શાહે રાદ;<br>બેદીદશ અજાયબ<br>ઝે બેદાદો દાદ. | તે દિવસે જ્યારે તે ડાહ્યા પાદશાહે આકાશ તરફ નજર કીધી ત્યારે તે શું જોવા લાગ્યો ! બેદાદી ભરેલો અજબ જેવો દેખાવ તેને દેખાવા લાગ્યો. |
| અલાંમત સેપાહાં<br>બે દીદ આં જમાં;<br>હમી પોસ્તે પીલાં<br>બુદંદ આં રવાં. | તે વેળાએ ભુંડા સાજથી સજેલું લશકર દીઠામાં આવ્યું. તે લશકર તમામ હાથીઓની પીઠ ઉપર બેઠેલું અને ઉતાવળે ધસી આવતું જણાયું. |
| બીરૂન આમદંદ<br>આં ઝે સુયે શમાલ;<br>શહેનશાહ તરસીદ<br>અઝાં પૂર મલાલ. | તે શેતાનનું લશકર હાથમાં ભારે પત્થરા લઈને ઉત્તર દિશા તરફથી ધસી આવી પૃથ્વી ઉપર જાણે કે હમણા સરખો પત્થરનો વરસાદ વરસાવશે એવું જણાયાથી પાદશાહે બીહને ધાસ્તી ખાધી. |
| કે અઝ હોલે દીવાંને<br>બદ શેહેરિયાર;<br>બેનાલીદ ઉંગે બરે<br>કેરદેગાર. | અને તે ભુંડા ભયાનક દૈત્યોના ભયથી તે પાદશાહ તેજ વેળાએ પરવરદેગારની મદદને માટે પોકારો કરવા લાગ્યો. |
| ફિરેસ્તાદ મર્દે બ<br>નઝદીક શાં;<br>કે આગેહ કુનદ<br>મોબદાં જાં નીશાં. | તુર્તજ તે શાહે એક માણસને પેલા દશતુર તરફ દોડાવ્યું, કે આ બનાવની તુર્તાતુર્ત તેઓને તે માણસ ખબર આપી દે; |
| બે ગુફતશ કે ઈ<br>ચીસ્ત બરગુએ<br>રાઝ;<br>કે ઇમ રૂઝ<br>ઝેશતંદ ઈં કોમ બાઝ | અને આ શો ભેદ છે તેથી મ્હને જલદી વાકેફ કરે, કે આજ દિને આ ભૂંડો ટોળો કયાંથી જાહેર થયો છે ! |

| | |
|---|---|
| સીઆહંદા હમ તીરેહા ગંદ બુયે;<br>બઆ ઈંજમા પીશે મન ઈં બ બુયે. | આ નાપાક ટોળો કાળા સીહા રંગનો, દુષ્ટ, અને અસહ્ય ગંધ મારતો હોવાથી તમે ઉતાવળે આવીને મ્હારી સમક્ષ એ વાતનો ભેદ ખોલી દો. |
| | [કાસદ જ્યારે આ પ્રમાણેનો શાહી સંદેશો લાવ્યો ત્યારે તમામ મોબેદો તપાસ કરવા લાગ્યા, કે કાંઈ પલીદી અથવા નાપાકીની ખલલ થઈ છે કે કેમ! તપાસ કરતાં માલુમ પડ્યું કે બરસમ ઉપર એક ઝિણો બાલ પડેલો હતો. તેઓ તુર્ત સમજી ગયા કે, આ એક બાલે મોકાણ વાળી છે. પછી તે બાલ સુદ્ધાંની બરસમ લઈ જઈને પાદશાહને તે મોબેદોએ બતાવી કહ્યું કે;<br>**"અમારી દીન બાલ કરતાં બારીક** કહેવાય છે, તે તું **ત્હારી નજરે નજર જો!"** |
| કે ઈં દીન બ યક મૂયે ગર્દદ ચુનાન;<br>બેદાંની તો અય શાહે રોશન રવાન. | હે રોશન દિલના પાદશાહ! અમારી દીનની ક્રિયા આ રીતે એક ન્હાના બારીક બાલથી સઘળી અપ્રમાણ થઇ ગઇ, તે ઉપરથી સર્વ રહસ્ય સમજી લે. |
| કે ઈં દીને પાકસ્તો હુકમે ખુદા;<br>કુનીમ શુકે યઝદાં બઈન દીને મા. | કેમકે ખુદા પાકે ફરમાવેલી આ અમારી દીન ઘણી પાક ને પવિત્ર છે, જેથી આવી બુલંદ દીનને માટે અમે હમેશાં શુક્ર ગુજારી કર્યે છિયે. |

| | |
|---|---|
| | [ત્યાર બાદ તે દશતુર મોબેદોએ પેલી ઇજશનેના સર્વે આલાતો ફરીથી પાક કરીને માઝદયશની જરથોસ્તી દીનના ફરમાન મુજબ ફરીને પ્રગણું કરાવીને શીરોજાની ઇજશનેની પાછી શરૂઆત કીધી.] |
| બુઆન્દશ દીગર બાર ઓ ખુદ ઇજશ;<br>દેહે સાફ હમ બા ગવશ્ની કુનશ. | તે ઇજશને પાક દિલથી, મનશ્ની–ગવશ્ની–અને કુનશ્નીના સંપૂર્ણ યકીનથી પેલા મોબેદો ફરીથી ભણ્યા. |
| દીગર બાર મેહમુદ ચું બીંગરીદ;<br>અજાયબ દીગર બાર ઓ ખુદ બેદીદ. | બીજી વારે શાહ મેહમુદે આસમાન તરફ નજર કીધી તે વારે પાદશાહે ફરીથી અચરતી ભરેલો ચમત્કાર દીઠો. |
| હમે શુર્ખ પોશ આમદંદ આં જમાન;<br>શેહેનશાહે મેહમુદ જુ શાદમાન. | આ વેળાએ તમામ ફિરેસ્તાઓને લાલ રંગનો પોશાક પહેરીને આવતા જોઇ પાદશાહ મેહમુદને ઘણો જ ઘણો જ આનંદ થયો. |
| હમે અસ્પે શાન હમચુ ગુલનાર બુદ;<br>ખુદાએ દો આલમ વરા યાર બુદ. | અને તે સઘળા ફિરેસ્તાઓના ઘોડાઓ પણ અનારનાં ફુલોની માફક શુર્ખ લાલ રંગના હતા, જેઓનો મદદગાર બન્ને જગતનો ઉત્પન્ન કરનાર પાક દાદાર પોતે જ હતો. |
| અજબ માન્દ | આ ચમત્કાર જોઇને પાદશાહ બેહદ અચરતી પામ્યો, |

આં શાહ દર
આં જમાં;
તલબ કર્દ આં
મોબેદાંનો રદાં.

અને તેજ વેળાએ દશતુર મોબેદોને પોતાની પાસે બોલાવ્યા.

[પાદશાહે ત્રણ રાત જે જે મોજેજા અને ચમત્કારો દીઠા હતા તે તે વિષે સર્વ હકીકત તે દશતુર મોબેદોને જાહેર કીધી, અને તેનો ભેદ જાણવા માગ્યો. તે દશતુર મોબેદોએ ઇજશને ભણવા બાબતનું સઘળું ધ્યાન કીધું, તથા એક બાલના પડવાથી જે હરકત થઈ હતી તેની પણ વિગત પાદશાહને સમજાવી; જે સાંભળી પાદશાહ વધારે ખુશી થયો, અને સર્વ જરથોસ્તીઓને તેમનો પોતાનો જ ધર્મ પાળવાની રજા આપી રૂખસદ કીધા.]

ચુનીન ગોફ્ત બા
મોબેદાં હુશિયાર;
કે બાશદ બર દીને
ખુદ ઉસ્તવાર.

પાદશાહે પેલા દાનાવ દશતુર મોબેદોને કહ્યું કે; તમો લોકો સુખેથી તમારી પોતાની જ દીન ઉપર ઉસ્તવાર રહેજો;

બ દીને શુમા મન
ન ગુઇયમ કુનુન;
બ યક મુયે ગર્દદ
તબેહ હમ ચુનુન.

અને તમારાં દીનો ઇમાનની બાબતમાં આયંદે હું તમોને કશું પણ કહીશ કે કરીશ નહીં; કાંકે આવી પણ બારીક તમારી દીન છે, કે એક બાલને લીધે પણ આ પ્રમાણેની અપવિત્રાઇ નડે છે!

# સબક ૪૧ મો.

## ભાઇ! ત્હારો ખુદા તુંજ શોધી લે!

Ringing, singing on its way,
The world revolved from night to day,
A voice, a chime
A chant sublime
Of peace on earth, good-will to men.

Longfellow.

એક નગરમાં એક શ્રધ્ધાળુ ઇશ્વરભકત પોતાની બાયડી તથા પોતાના ચાર છોકરાંઓ સાથે પોતાનો સંસાર ચલાવતો હતો. રાત ને દિવસ હમેશાં તેનું મન અને ચિત્ત ખુદા ઉપરજ લાગી રહેલું હતું. તે સંસાર વ્યવહાર ચલાવતો હતો ખરો, તો પણ તેનું ધક–ધ્યાન સઘળું ઇશ્વરમાં જ પરોવાઈરહેલું હતું. એક દહાડાને સમયે તે નગરની નદીને પેલે પાર એક ઝાડના નીચે એકાંતવાસમાં તેને મહારૂષિ દુર્વાસાનો મેળાપ થયો. તેમના દર્શનથી એ ઇશ્વરભકતને બહુ આનંદ થયો. તેમની સેવા ચાકરી કરવા પછી પાછો ઘરે આવ્યો, અને બાયડીને કહ્યું કે, સારાં સારાં પકવાનો રાંધી તે મહારૂષિને માટે તેણીએ તૈયાર કરવાં. તે પ્રમાણે પકવાન તૈયાર થયા પછી તેણે પોતાની બાયડીને ફરમાવ્યું કે, એ તમામ ભોજન નદીને પેલે પાર બેઠેલા મહાત્માને જમાડી આવ. તે બાયડી આ ભોજન લઈ છેક નદી આગળ આવી પહોંચી. નદીમાં પાણીનું પૂર હોવાથી તેનાથી પેલે પાર જઈ શકાયું નહિ; જેથી પોતાના પતિ આગળ પાછી આવી પૂછવા લાગી કે; નદીમાંથી કેમ જાઉં? ધણીએ કહ્યું; જા, નદીને જઇને કહે કે; "ગંગા મૈયા! ગંગા મૈયા! જો મ્હારા ધણીએ એક પણ વાર મ્હારી સાથે સંસાર ભોગ કીધો હોય તો તું મ્હને રસ્તો ના આપતી, પરંતુ જો મ્હારા ધણીએ મ્હારી સાથે સંસાર ભોગ એક વાર પણ બિલકુલ કીધો નહીં હોય તો મ્હને તું રસ્તો કરી આપ!" બાપડી સ્ત્રી આવાં ઉલટાં વચનથી વિચારમાં પડી, તોએ ધણીનું ફરમાન બજાવવાને નદી પાસે જઈને ઉપલું વાકય બોલી. તેણીના મોંમાંથી એ શબ્દો નિકળતાં જ નદીએ રસ્તો આપ્યો, અને તેણી પેલેપાર ગઇ. ત્યાં મહાત્માને ભોજન જમાડયું. જે પાંચે પકવાનો તૈયાર કરેલાં હતાં તે તમામે તમામ પેલો મહારૂષિ ખાઇ ગયો. ભોજનનાં ખાલી વાસણ લઈને જયારે તે પાછી નદી આગળ આવી, ત્યારે નદીમાં પાણી પૂર જણાયાં; જેથી પાછી ફરીને મહાત્માને કહેવા લાગી કે; પેલે પારથી તો મ્હારા ધણીએ કહેવાડેલું ફલાણું ફલાણું વચન કહેતાં નદીએ માર્ગ કરી આપ્યો હતો, માટે હવે આપ પણ કાંઇ પવિત્ર વચન કહો, કે જેથી મ્હને રસ્તો મળે! "ઠીક ત્યારે," મહાત્મા બોલ્યા; હું પણ એવુંજ વચન કહું છું. તે નદીને જઇને કહે

કે; "ગંગા મૈયા! ગંગા મૈયા! હું જે રૂષિને હમણા ભોજન જમાડી આવી છું, તે રૂષિયે જો તેમાંનું કાંઇ પણ ભોજન ખાધું હોય, એક તરણું પણ જમ્યા હોય તો તું રસ્તો નહિ આપીશ, પરંતુ જો રૂષિજીએ તે ભોજનમાંનું બિલકુલ કાંઇ પણ, એક તૃણ પણ ખાધું નહિ જ હોય તો રસ્તો આપજે!" આ વચન પેલી સ્ત્રી જેવી નદી પાસે જઇને બોલી, કે તેણે તુરત રસ્તો કરી આપ્યો! સ્ત્રી પેલે પાર ઉતરીને ઘરમાં આવી વિસ્મય પામી ધણીને પૂછવા લાગી કે; "શું આ જગત્ અસત્ય છે? ઇશ્વર ખોટો છે? શું આ જમાનો જુઠો છે? ત્હારાથી મ્હારે પેટે આ ચાર છોકરાંનો જન્મ થયો છે, તોએ તેં સંસાર ભોગ કર્યો નથી એવું ત્હારૂં કહેવાડેલું વચન ગંગામાતાએ માન્ય રાખ્યું! વળી મ્હારી રૂબરૂ મહાત્માએ પાંચે પકવાનો ખાધાં છતાં, જરા પણ નહીં ખાધું હોય, એવું જુઠું વચન ગંગાજીને કહેવાડયું, અને એ બેઉ ખોટાં વચનો ગંગાજીએ માન્ય કર્યાં! એનો શો ભેદ?" ત્યારે ધણીએ જવાબ દીધો કે; "હા; આ ચારેવ છોકરાં મ્હારાં છે ખરાં, પરંતુ ત્હારી સાથે જે કાંઇ વિષય ભોગ થયો હશે, તે વિષયની જરા પણ વાસના વિના થયો છે. કેમકે, જેવારે વિષય ભોગ થયો હશે, તેવારે પણ મ્હારૂં મન, મ્હારૂં ચિત્ત; અને મ્હારૂં ધકધ્યાન તો સઘળું પરમાત્માના અંદર જ લાગી રહેલું હતું; જેથી મેં સંસાર ભોગ કર્યો, તે નહિ કર્યો બરાબર જ છે. તે જ પ્રમાણે પેલા મહાત્માએ પાંચે પકવાનો ખાધાં ખરાં, પરંતુ તેનું મન–ચિત્ત–લક્ષ અને ધકધ્યાન તે વેળાએ પણ એકલા એક ઇશ્વરમાં જ પરોવાયલું હતું; તેથી તેણે જે કાંઇ ખાધું, તે નહિ ખાધા બરોબર જ છે; કેમકે એ પાંચે પકવાનોનો જરા પણ સ્વાદ ચાખવાની મતલબથી તેણે બીલકુલ એ ભોજન ખાધું જ નથી." ભાઇ, એ ઉપરથી પણ સમજાશે કે, જો ઇશ્વરમાં મન પરોવાયલું હોય, તો પછી શુદ્ધ અશુદ્ધ ભાષાનો પણ ભેદ ગણત્રીમાં આવી શકવાનો નથી.શ્રી કૃષ્ણ પોતાની ૧૬૧૦૮ ગોપીઓ સાથે એ જ પ્રમાણે રંગવિલાસ(!) કરતા હતા છતાં, "બાળ બ્રહ્મચારી" કહેવાતા હતા, કેમકે તેઓ કાંઈ પણ વાસના સહ લીલા ભોગવતા જ નો'તા. તેમજ દુર્વાષા રૂષિ બધીની માફક ખાતા હતા છતાં "સદા ઉપવાસી" કહેવાતા હતા, કેમકે રસ કે સ્વાદને કે પકવાનને રસ–સ્વાદ–કે પકવાનના ધ્યાન તથા વાસનાથી ખાતા ન હતા. તેમની માફક દરેક મનુષ્યનું દરેક વહેવારમાં કે ભક્તિ વેળાએ પ્રભુમાં ધ્યાન ચોંટવુ જોઇએ. ત્હારો પ્રભુ તું જ હવે શોધવા માંડ.

આપણ જરથોસ્તીઓએ વંદીદાદ, ઇજશને, કે બાજ આફ્રિંગાન, કે સતુમ કે ફ્રરજ ગુજારીની બંદગી તે સર્વ પવિત્ર અવસ્તા ભાષામાં જ કરવી વ્યાજબી છે. પછી ભલે, પાંચ ભાઇઓ બેઠા હોઇએ ત્યારે ત્હારી મ્હારી કે નિંદા ચર્ચા કરવાને બદલે ફારસી મોનાજાતો, કે ગૂજરાતી બેતબાજીઓ ઇશ્વર ભકિત માટે ગાઇએ તો હજાર દરજ્જે તે ભલું જ છે. ક્રિસ્ચીઅનોની લેટીન, મુસલમાનોની એરેબ્બીક, અને હિંદુઓની સંસ્કૃત, જેમ દેવવાણી કે આકાશવાણી ગણાયલી છે, તેમ પાર-

સીઓની જંદ અવસ્તા ભાષા એ દેવવાણી જ છે, અને એ સમજીને ભણવી સારી. સમ-જાતી ભાષા એટલે શું ? જેવી રીતે જંદ અવસ્તા તેનો અભ્યાસ નહિ કરનારને કઠણ લાગે છે, અને તેથી તેને "નહિ સમજાતી ભાષા" લેખે કહેવામાં આવે છે, તેવી જ રીતે સુધરેલા ઘરનાં પારસીઓનાં બચ્ચાંઓને તો આજ ને કાલ ગૂજરાતી પણ સમજવી કઠણ, અને "નહિ સમજાતી" જેવી ભાષા થઇ પડી છે. ઘણાં ઘરોમાંથી હવે તો ગૂજરાતી ભાષા નિકળી જ ગઈ છે, અને તેની જગો અંગ્રેજી ભાષાએ લીધી છે. તેમ વળી ઉત્તર હિંદમાં વસનારાં પારસી કુટુંબો તો હિંદુસ્તાની ભાષા જ જાણે છે. લંડનમાં રહેનારાં ઘણાંક પારસી કુટુંબો ગૂજરાતીની એક પણ ચોપડી જાણતાં નથી. તેમ વળી થાણા કલ્યાણીમાં મરાઠી સિવાય ઘર ભાષા બીજી કોઇ નથી. ત્યારે સમજાતી ભાષા પારસીઓ માટે કઈ ગણવી ? જે ભાષાનો તમે અભ્યાસ કરો જ નહિ, અને જે જાણતા હો તે પણ છોડી બેસો, તો તે પણ "નહિ સમજાતી ભાષા" કહેવાશે. જંદ અવસ્તા તમે નહિ શીખો તો નહિ જ સમજો; તેમ ગૂજરાતી કે અંગ્રેજી તમે નહિ શીખો તો નહિ જ સમજો; સિવાય કે યુરોપમાં વોલાપુક નામની આખી દુનિઆના લોકોને સમજ પડે એવી ભાષા બનાવવા પ્રયત્ન થયો હતો, તેવી કોઈ ભાષા તમો બનાવી શકો ! બધું સમજીને જ કરવામાં આવતું હોય, તો પછી પહેલે પ્રથમ તો ભાષા સમજ-વાના કરતાં ખુદ ખુદાતાલાને, તેની હસ્તીને, અને તેની કુદ્રતને સમજવાની સર્વથી પહેલી અગત્ય છે, અને આપણે આપણો ખુદા પોતે જ શોધી લેવો જોઇએ.

જરથોસ્તી શાસ્ત્રો ગુહ્ય, ગુપ્ત અને ભેદી છે; સામાન્ય લોકોને સહેજે સમ-જાય એવાં તે નથી. પાક પેગંબર જરાથુસ્ત્રને "પેગમ્બરે રમ્જગો" એટલે કે; ખુદાઇ ભેદો જાણનારા કહેલા છે. ભાષા શાસ્ત્રના ભેદો સહેલથી સમજી શકાતા નથી. તેમાં પણ વળી ખુદાઇ જ્ઞાનના મંત્રોના અર્થ કરવા તો બહુ જ કઠણ છે. એ ઉપરથી એક દાખલો હું ત્હને આપીશઃ—

ભાઇ **નસર** ! આપણામાં "ગેહસારણા"ની પવિત્ર ક્રિયા કરવામાં આવે છે, જેથી ગુજરનારની લાસ ઉપર બુરા લોકો ( દુષ્ટ શકિતઓ ) ફાવી શકતા નથી. અગર જો કાંઇ ચોક્કસ બનાવથી એક લાસના ભાગો વિખરાઇ ગયા હોય તો પણ ગેહસારણાની પવિત્ર ક્રિયાની અસરથી તે ભાગો ઉપર જાદુગરોનો જુલ્મ ચાલી શકતો નથી; એટલું જ નહીં, પણ જો તે ક્રિયા કરનારા બે મોબેદ સાહેબો સંપૂર્ણ અશોઇ ધરાવતા હોય અને તેવી જ અશોઇના જોરે મજકુર ક્રિયા કીધી હોય તો તે લાસની અંદરથી કદી બદબો કે દુર્ગંધનો વાસ પણ નિકળી શકતો નથી !

રૂવાન ઉપર " ગેહ સારવાના " અવસ્તા ( ગાથાના હાની શરૂઆતના સાત હા ) પઢવાથી તે લાસમાંથી બદબો કે ખરાબ વાસ પણ નિકળી શકતા નથી. કહે છે કે, આગલા વખતમાં મંચેરજી જીવનજી રેડીમની નામના ગ્રહસ્થે ( તા. ૯—૯—

૧૭૮૬ માં ગુજર્યા.) પોતાને માટે મુંબઇમાં ચોપાટીની વાડીમાં એક ખાસ એલાહિદું દોખમું બંધાવ્યું હતું; પરન્તુ તે તૈયાર થાય તેટલામાં તો તેમની કજા બની, જેથી તેમનાં રૂવાનની ગેહ સારીને એક એલાહિદા ચોતરા ઉપર મૂકી રાત દિન અવસ્તા પઢવા સારૂ મોબેદોને રાખ્યા. દોખમુ તૈયાર થયા પછી પેલાં રૂવાન ઉપર ફરીથી ગેહ સારી દોખમામાં મૂક્યું હતું. એ અરસામાં નજદીક દોઢ મહિનો ગુજરી ગયો હતો, તો પણ તે લાસ જેવી ને તેવી, જાણે કે તે એક જ દહાડાની હોય તેવી તાજી ને તાજી વગર વાસની રહી હતી!

વળી કુલકત્તામાં નવરોજી શોરાબજી ઉમરીગર—બંગાલવાળા તા. ૨૮–૬–૧૮૨૫ ને દિને ગુજર્યા, તેઓનાં દોખમામાં કોઇ જૈપૂ પારસીની લાસ ચઢાવ્યા પછી ઘણીક બદબો નિકળવા લાગી હતી; જેથી તેની આસપાસ રહેનાર બાબુઓએ ઘણી સખ્ત ફરીઆદ ઉઠાવી કે; "કોઇપણ દહાડે આવી દુર્ગંધ નિકળી નો'તી અને હમણાં જ કેમ બદબો આવે છે!" તે ઉપરથી જમસેદજી બહેરામજી ખંબાતા નામના ગૃહસ્થે તપાસ કરતાં ગેહસારણામાં ગલતી માલુમ પડવાથી મોબેદોને સખ્ત ઠપકો આપ્યો. વળી વધારે તજવીજ કરતાં એમ પણ જણાયું કે, તે ગુજરનાર સાથે સંબંધમાં આવેલી કોઇ જુદદીન સ્ત્રી, જે ઘરમાં તે લાસની ક્રિયા થઇ તે જ ઘરમાં રહેવા પામી હતી; એટલું જ નહિ, પણ તે ગેહસારણાની સઘળી ક્રિયા છુપાઇને તેણીએ દીઠી હતી. છેવટે નસેસાલારોને પાછા દોખમામાં મોકલી પેલી લાસને એવી રીતે ગોઠવાવી, કે જેથી મોબેદોની તેના ઉપર નજર પડી શકે. આવી તરતીબથી તેની ફરીથી ગેહ સારવામાં આવી, જેની ખુબીથી, તામોશ નહીં થઈ શકે એવી બદબો અજબ જેવી રીતે નાબુદ થઈ, અને પેલા બાબુ લોકને ફરિયાદ કરવા જેવું કંઇ જ રહ્યું નહીં. એકવાર એક ગુજરનારને સંજોગીને તેને વગે કીધા પછી, તેની લાસ ઉપર એટલા તો મોટા જથ્થામાં કીડીઓ ઉભાઈ ગઇ હતી, કે જાણે તે લાસ હોય એવું પણ જણાતું નો'તું. પરન્તુ ગેહસારણાના પવિત્ર અવસ્તાના કલામો ભણવામાં આવતાં જ તે તમામ કીડીઓ તુરત પાછી પોતાની મેળે ઉતરી ગઈ હતી. અવસ્તાની એવી એવી ખુબીઓ હોવાથી જ આવા ચમત્કારો બને છે. વળી કહે છે કે, દિલ્લીના બાદશાહ અકબરને દસ્તુરજી મેહેરજી રાણાએ જે વખતે આપણા ધર્મની ખુબી સમજાવી હતી, તે વખતે તેમણે પહેલ વહેલી ખુબી મજકુર "ગેહસારણાના" અવસ્તાની જ સમજાવી હતી. (જ. ધ. ત્રણના અંકની ખુબી) આ વાતો ઉપર કલ્પના ચલાવી ત્હારો ખુદા તું જ શોધી લે.

એકવાર એક ભાષાશાસ્ત્રી એક મોટા વૈદરાજની આગળ પોતાના દર્દની પરિક્ષા કરાવવા ગયો. વૈદરાજે ફરમાવ્યુ કે, કંટકારિને ઉકાળી તેનો જે રસ થાય તે ત્હારે પીવો. ભાષાશાસ્ત્રી ઘેર આવ્યા, અને કંટકારિનો અર્થ કરવા બેઠા. તેઓએ પોતાના ફીલસુફી ભેજાંમાંથી ફાઇલોલોજીને કાયદે તેનો એવો અર્થ બેસાડ્યો, કે સંસ્કૃત

પ્રમાણે કંટક એટલે કાંટા અને આરી એટલે દુશ્મન. અર્થાત, કાંટાનો દુશ્મન તે ખાસડું. એવો અર્થ પોતાના ફીલસુફી ભેજાંમાંથી કરીને, વૈદશાસ્ત્રને અનુસરીને નહિ, પણ વ્યાકરણશાસ્ત્રને અનુસરીને તેઓએ ઉકરડા ઉપરથી એક ફાટેલું ખાસડું મંગાવી, તેને પાણીમાં ખૂબ ઉકાળીને દરરોજ તે પીવા લાગ્યા ! દર્દ કાંઇ મટયું નહિ; એટલે પાછા વૈદરાજને ઘેરે આવ્યા, અને હકીકત કહી. વૈદરાજે હસીને કહ્યું કે; "ભાઈ! વૈદકશાસ્ત્રમાં પણ તમારૂં વ્યાકરણશાસ્ત્ર, ફાઇલોલોજી, અને ફીલસુફી ચલાવવાની હોતી નથી. કંટકારી એટલે ખાસડું નહિ, પણ કાંટા કાંટાવાળું એક ફળ જે ઝાડ પર થાય છે, તે ઉકાળી પીવા આપને મેં તો કહ્યું હતું !"

ટુંકમાં કહેતાં, ગુરૂએ જે ફરમાવ્યું હોય તે તેની આજ્ઞાને અનુસરીને શ્રદ્ધાપૂર્વક જો આપણે પાળીએ તો યકીનને લીધે તેની અસર સારી થાય છે. નવસારીના મળેસર ફળિયાના લોકોને ઘણે ભાગે શ ને બદલે હ બોલવાની ટેવ પડી ગયલી હોય છે. જેથી એક પરહેઝગાર બુઝર્ગ પારસી, ખોરશેદ મેહેરની ન્યાયેશ ભણતાં હમેશાં એમ પઢતા હતા કે, "તેહતરીમ હરવો ચહમનેમ એજમેહે........તેહતરીમ એજમેહે. તેહતરીય નીઓ એજમેહે. તેહતરીઓ રઉવા ખરનેગા એજમેહે, વનંતેમ હતારેમ મજદાતેમ એજમેહે. તેહતરીમ હતારેમ રેઉતેમ ખરનેગેતે એજમેહે." આ અશુદ્ધ બંદગી પણ ખોટી નથી, જો યકીન સાફ છે તો. જેમ

નવીસન્દે ગુફ્ત ઈં નકારે મનસ્ત;
ઝે હર દાનેશી ઝંદ યારી મનસ્ત.

પેલા નવીશંદાએ (લેખકે) દુન્યાદારીના કામ માટે નકારો કરીને કહ્યું હતું કે, બધા હુન્નર નકામા છે, માત્ર ઝંદ અવસ્તા જ મ્હારો તો હમેશનો સંગાતી છે; તેમ ભાઇ, તું પણ આયંદે જંદ અવસ્તાને ત્હારો સાથી કર, અને ત્હારો ખુદા તું જ શોધી લે !

---

# સબક ૪૨ મો.

## ખુદાઇ યાદનું ફૂલ દરેક બગીચામાં નહીં ઉગે !

" A heathen philosopher once asked a Christian —" Where is God ?" The Christian answered—" Let me first ask you—Where is He not ?"—*Francis.*

દાંત પડી ગએલા, બોખા, બોબડા તોતડા માણસોના ઉચ્ચાર અશુદ્ધ નિકળે, તેથી કાંઈ તેમનું ભણવું, ભક્તિ, પ્રાર્થના અને બંદગી ના-રવા ઠરતાં નથી. પોતાની ધર્મ ભાષા (દિવવાણી) લેટીનમાં જ જોડાયલી બંદગી કાયમ રાખવા થકી, ઇંગ્લાંડના રાજા પાંચમા હેનરીના વખતમાં એક કાયદો પણ ઘડવામાં આવ્યો હતો કે, "જે કોઇ પોતાની સમજાતી ભાષા (mother tongue) માં જો ખ્રીસ્તી શાસ્ત્ર વાંચશે,

તો તેની જમીન ખાલસા કરવામાં આવશે, તથા તેને પોતાનાં ઢોરો, પોતાની જીંદગી, અને પોતાના દેવતાઓથી હમેશને માટે હાથ ધોવા પડશે; અને એ પ્રમાણે તેને ઇશ્વરના ગુન્હેગાર લેખે ગણી, કાફર તરીકે તુચ્છકારી કાઢવામાં આવશે. તાજના શત્રુ લેખે અને દેશના દુષ્ટમાં દુષ્ટ રાજદ્રોહી લેખે તેનો ધિક્કાર કરવામાં આવશે." જો કે આ કાયદાનું હવે તો પૂરેપૂરૂં જ ઉલ્લંઘન થયું છે, તથાપિ આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે, કે પોતાની દેવવાણીમાં જ ભક્તિ કરવી સજાવાર હોવા વિષે પર-કોમમાં પણ સખ્તમાં સખ્ત ઉપાયો આગલા વખ્તમાં લેવાયલા જણાય છે. નીચલો વધારે અસરકારક દાખલો આપણું વિશેષ ધ્યાન ખેંચે છે. એક દિવસે સર જોશુઆ રેનલ્ડસના મકાનમાં ચુનંદા ૧૨ વિદ્વાનોનું ખાણું હતું. ત્યાં વાત ઉપરથી વાત નિકળી કે, કવિ ગોલ્ડસ્મીઠની કબર ઉપર કોતરવાનો લેખ જે ડોકટર જૉન્શને તૈયાર કરેલો છે, તેમાં સુધારો કરાવવાની જરૂર છે. ઘણી ઘણી સૂચનાઓ થઇ ખરી, પરંતુ એ સુધારાઓ વીશે ડો. જૉનશનને સૂચવવાની હિંમત કોઈની પણ ચાલી નહીં. લીમેરીકના બીશપ ડો. બરનાર્ડે ડો. જૉનશન જોગી એક યાદી લખી કાઢી, તેમાં અનેક સૂચનાઓ બર્કના લખાવ્યાથી સર વીલ્યમ ફ્રોબ્સે લખી; જેમાં એક સૂચના ડો. જૉનશનને એવી કરવામાં આવી હતી, કે ગોલ્ડસ્મીઠ જેવા એક મહાન અંગ્રેજ કવિનો કબર-લેખ, જે અંગ્રેજી ભાષાનાં કાવ્યો રચવામાં તે વિખ્યાત પામ્યો હતો, તે ભાષાને બદલે લેટીન ભાષામાં જોડવામાં આવ્યો છે, તે બરાબર નથી; માટે લેટીનને બદલે અંગ્રેજીમાં તે લેખ લખાવો જોઇએ. એડમંડ બર્ક-ટૉમસ ફ્રેન્કલીન-ઍન્થની શૅમીયર-જી. કોલ્મન-વીલ્યમ વાસ્કેલ-જોશુઆ રેન્લ્ડ્સ-વીલીયમ ફ્રોર્બસ-ટી. બરનાર્ડ-આર. બી. શેરીડન-પી. મેટકાફ-ઈ. ગીબ્બન-અને જોસફ વૉર્ટન, એટલા મહાન વિદ્વાનોના મંડળ વચ્ચે આ યાદી લખાઇ હતી. એ યાદી સર જોશુઆ રેનલ્ડસે ડૉ. જૉન્શનની આગળ લઇ જવાની હિંમત કીધી. આ સૂચના ડૉ. જૉનશનને મળતાં જ તેણે ખુશ તબેથી બધી સૂચનાઓ સાંભળી, અને પેલા વિદ્વાનોને રેનલ્ડસ પાસે જ કહેવાડયું કે; "એ લેખની મતલબમાં જે પણ કાંઇ સુધારાઓ તેઓ કરાવવા ઇચ્છતા હશે તે હું ખુશી સાથે કરીશ, પરંતુ વેસ્ટ મીનસ્ટર ઍબી જેવાં ધર્મનાં પાક અને પવિત્ર મકાનની દેવાલો લેટીન જેવી દેવવાણી અને ધર્મની પાક જુબાનથી પવિત્ર કરવાને બદલે, અંગ્રેજી ભાષાથી બગાડીને અપવિત્ર કરવા, કે અપમાન પહોંચાડવા, હું કદિ પણ કબુલ થઇશ નહીં!" વળી જૉન્શને ધર્મના ઉપાધ્યાય લેખે પેલાં સૂચના પત્ર ઉપર જ્યારે ડો. વારટનનું નામ વાંચ્યું ત્યારે તેણે રેનલ્ડસને કહ્યું; "ડો. વાર્ટન જેવા ધર્મના ઉપાધ્યાયને પણ દેવવાણી તરફ આવી લાગણીવાળો બેવકુફ બનેલો જોઇ હું ઘણો અજબ થાઉં છું!" આખરે ખ્રિસ્તિઓની આસ્નવાણી લેટીનમાં જ, કવિ ગોલ્ડસ્મીઠ માટે તૈયાર કરવામાં આવેલો લેખ, કાંઈ પણ સુધારા વધારા વગર, બહાલ રાખવામાં આવ્યો હતો.

ભાઇ **નસર**! આ દાખલાઓ ઉપરથી શું સિદ્ધ થાય છે? એટલું જ, કે વિદ્વાનો પણ પોતાની ચાલુ વપરાતી અને સમજાતી ભાષા કરતાં ધર્મની અસલી ભાષા જે દેવવાણી, તેને જ મહત્વ આપે છે; અને જો કે દેવવાણીની બીજા લોકો ભલેને અવગણના કરે, તો પણ ધર્મગુરૂઓએ તો તેને માન જ આપવું જોઇએ, એવી ડૉ. જૉનશને ધર્મગુરૂ વાર્ટન વિષે કરેલી ટીકાથી પુષ્ટિ મળે છે. જે ધર્મગુરૂ આપણને જો ખોટે રસ્તે દોરવે અને તેઓ પોતે, તથા પોતાના તાબા હેઠળના મોબેદ સાહેબો પાસે, પોતાને તાબેની અગીઆરીઓમાં જો અવસ્તા ભાષામાં જ ભણતણો કરાવ્યા જાય તો શું ધારવું? સાંભળો ભાઈ **નસર**, ખુદાની બંદગી કરવા માટે પાદશાહ કયખુશરો કેવા ઉમદા વિચાર ધરાવી ગયો છે, જે વીશે ફીરદોશીના આધારે તે શખ્સનો ઓચરતો એ પાદશાહને ચિતારવામાં આવ્યો છે, તે દરેક જરથોસ્તીએ ગોખી રાખવાજોગ જ છે. રાજ તાજ છોડી એકાંતવાસ તે પસંદ કરે છે, અને ખુદાની ભક્તિમાં મન લગાડે છે. તે એક સાધુની જીંદગી પસંદ કરે છે, અને તાજ તથા તખ્તનો ત્યાગ કરે છે. થોડો વખત રાજકાજમાં અને થોડો વખત ઇશ્વર ભકિતમાં, એમ બે ભાગમાં પોતાની જીંદગી વહેંચવાની પણ તે ના પાડે છે, અને કહે છે કે; એટલાથી પણ ખુદા પાક મળતા નથી. તખ્ત છોડી ખુદાની યાદમાં મશગુલ રહેવાનો સબબ દેખાડતાં તે બોલ્યો હતો કે;– "એક દિલ બે ફરજો બજાવવાને શકિતવાન નથી. આ ક્ષણભંગુર જગત્ ઉપર મ્હારૂં દિલ બીલકુલ નથી. હું તો ભવિષ્યની દુનિયામાં જઇ વસવા માગું છું. આ જીંદગીની જંજાળોથી હું કંટાળી ગયો છું, જેથી ભવિષ્યની જીંદગી માટે જ હું આતુર છું. માણસ જાતની ઠગાઇ અને દગો હું વધારે વાર સાંખી શકતો નથી. ઇશ્વર તરફનો મ્હારો ચાહ એટલો બધો છે, કે હવે **બંદગી અને ભક્તિ વિના એક પળ પણ મ્હારાથી થોભી શકાતું નથી**. ગઇ રાત્રે જ મ્હારા કાનમાં બસારત થઇ છે કે, મ્હારો વખત ભરાઇ ચૂકયો છે, માટે મ્હારી મંજલની તૈયારી મ્હારે હવે કરવી જ જોઇએ, નહિ તો એ તક હાથથી ગયલી પાછી આવવાની નથી. હું કાંઇ આ મહેલમાં જ છુપ્યો રહેનાર નથી. મ્હારે તો એક એવી એકાંત કોટડી શોધી કાઢવી પડશે, કે જ્યાં મ્હારો આત્મા તે સાહેબને હું અર્પણ કરી શકું!"

**નસરઃ**—શું ત્યારે ખુદાને જ્ઞાન સાથની અને માનવીની લાયકાત વધારનારી બંદગી પસંદ છે, કે અજ્ઞાનપણાથી વખતની બરબાદી કરનારો બંદગીના નામનો ખાલી લવારો ને પટપટારો?

**વિરાફઃ**—ખુદાને તો પોતાને વિષે એક પુજારી(Devotee)ની સમર્પણ કરેલી એક નિષ્ઠાવાળી ભક્તિ, સેવા અને અતંઃકરણના ભાવ (Devotion) માત્ર પસંદ છે. હજરત મુસાના વખતમાં એક ભરવાડે ખુદાતાલાની જે તલ્લીન ફિદાગીરીવાળી બંદગી કરેલી છે, તે રામનિંદા અલંકારમાં જો કે હસવું આવે એવી છે, તોપણ ખુદાતાલાની પસંદગી પામેલી તે જ ખરેખરી બંદગી છે. તેમાંજ ભાવ–પ્રેમ–ને ભક્તિ સમાયલી

છે, તે વિચિત્ર જેવી બંદગી સાંભળો અને પ્રભુ–પ્રેમ શી ચીજ છે તે જાણી લ્યો.

> " તુ કુજાઇ તા શવમ મન ચાકરત, ચાકરત દુઝમ કુનમ શાંને સરત.
> અએ ખુદાએ મન ફેદાયત જાને મન, જુમ્લે ફરઝંદાંનો ખાંનો માને મન.
> તુ કુજાઇ તા સરત શાંને કુનમ, ચારકતરા દુઝમો બખીએ ઝનમ.
> જામેઅત દુઝમ શપસહાયત કુશમ; શીર પીશત આવરમ અએ મોહતેશમ.
> વર તોરા બીમારી આયદ બ પીશ, મન તોરા ગમખાર બાશમ હમચું ખીશ.
> દસ્તકત બુશમ બેમાલમ પાયકત, વકતે ખાબ આયદ બેરબમ જાયકત.
> ગર બેબીનમ ખાનેઅતરા મન દવાંમ, રઓગનો શીરત બેયારમ સુબેહો શાંમ.
> હમ પનીરો નાનહાએ રઓગનીન, ખમરહા જુગરાતહાએ તાજે ઇનિ.
> સાઝમો આરમ બપીશત સુબેહો શામ, અઝ મન આવરદન ઝ તુ ખુર્દને તામ.
> અએ ફેદાએ તુ હમે બુરહાએ મન, અએ બયાદત હએ હએ ઓ હી હાએ મન !"

ભરવાડ કહેઃ—ઓ ભગવાંનિયા ! તું કયાં છે તે મ્હને કહે, કે હું ત્હારો ચાકર થાઉં, અને ત્હારે માટે રબાડીના જેવા જોડા બનાઉં, ને ત્હારા બાલ હોળું. ઓ ઇશ્વરા ! હું મ્હારી પોતાની જીંદગી, મ્હારાં બાળગોપાળ, તથા માલ મીલકત સર્વ ત્હારી ઉપર સદકે કરૂંરે ! ઓ ભલા, તું કયાં છે? તું આવ! હું ત્હારા બાલ હોળું; ને વળી ત્હારાં લુગડાં શીવી આલું, અને સાથે વળી ત્હારાં કપડાંને બખિયો પણ દઇ આલું ! ત્હારે સારૂ ડગલું શીવી આલું, ને ત્હારા માથામાંની જુ જોઇ કાઢીને તેને મારી લાખું. ઓ મોટા ખોદાયજી ! હું ત્હારે સારૂ દુધ ઓ લાઉંરે ! જો તું ખાટલે પડશે તો હું મ્હારાં પોતાનાં બચ્ચાં છોકરાંની માફક ત્હારી સેવા ચાકરીઓ કરીશ રે ! હું ત્હારા હાથ ઉપર ચુમીઓ લઉં, ને ત્હારા ટાંટિયાની ચમ્પી કરૂં. વળી તું ઉંઘવાનો થશે ત્યારે ત્હારૂં બિછાનું ઓ પખોડી ઝાટકીને ચોખ્ખું ચટ કરી આલીશ ! ત્હારૂં ઘર કયાં છે તે મેં દીઠું નથી, બાકી તે પણ જો એકવાર મ્હારા દીઠામાં આવે કેનીં, તો દરરોજ સવાર સાંજ ત્હારે થકી દુધ ને ઘી લઈ આવું ! વળી પનીર અને ઘીનો ગડગડતો રોટલો પણ લાઉં, અને ત્હારે વાસ્તે સફ્ફઇ તાજાં દહીંનાં માટલાં આણી આલું. ત્હારે સારૂ બધું ખાવાનું મ્હારે તાજું જ બનાવી લાવવું, તે બસ ત્હારે તો બેસીને માત્ર ખાયા જ કરવું. પણ હે ભલા ! તું આવીને એકવાર મ્હને મળી જા ! તુંને મ્હારાં સઘળાં મેંઢાં બકરાં ઓ અર્પણ કરી દઉં ! મ્હારી આ ખરાં દિલની અરજ બંદગી તુંને કરૂં છું, માટે કે ભગવાંનિયા તું કયાં છે ? આવ મ્હારે ઘરે આવ, નહીં તો ત્હારે ઘેર મ્હને લઇ જા !

આવી રામનિંદા સાંભળી મુસા પેગંબરે ભરવાડને ઠપકો આપ્યો કે; " તું આવું બેઅદબી ભરેલું કોને કહે છે રે ? તું મુસલમીન નહીં પણ કાફર છે. પ્રભુને એવી ત્હારી સેવા ચાકરીની કાંઇએ આવશ્યકતા નથી. જે જન્મ્યો હોય તેને માટે દુધ હોય. જે જોડા પહેરતો હોય તેને જ જોડાની જરૂર છે. તે મ્હોટા ઇશ્વરને એવી

ચીજોની કાંઇએ જરૂર નથી." આ ઠપકાથી ભરવાડને પશ્ચાતાપ થયો; તેણે પોતાનો જભ્ભો ફાડી નાંખ્યો અને જંગલમાં ચાલ્યો ગયો. તે ઉપરથી અલ્લાતાલાએ મુસા પેગંબરને ઠપકો દીધો કે; ત્હને ઇસલાંમી ધર્મ ઉપર શ્રદ્ધા વધરાવવાને મેં મોકલ્યો, અને તું તો આમ કરીને લોકોનું ઉલટું યકીન તોડે છે. મ્હને પિછાનવાને સારૂ પ્રત્યેક મનુષ્યને તેમને અનુકૂળ આવતી અમુક રીતો મેં બક્ષેલી છે, અને દરેક આદમીને તેને લાયકની ભાષા મેં આપેલી છે. જે તેને મનથી મધ છે, તે ત્હને ઝેર જેવું લાગે છે. તેના અંતઃકરણમાં જે પ્રકાશ છે, તે ત્હારાં દિલમાં દોઝખનો અગ્નિ જેવો છે. જે તેના હૃદયમાં ગુલાબ છે, તે ત્હારી છાતીમાં કાંટા જેવા લાગે છે. જે ત્હેના મન થકી સારૂં તે ત્હારાં મનં થકી નઠારૂં. જે તેને પસંદ પડતું તે ત્હને અણગમતું, અને જે તેના દીલથી સફાઈ તે ત્હારાં દિલથી અપવિત્રાઇ છે. પછી પરમેશ્વર કહે છે કે;

"મન ન કર્દમ ખલ્કત તા સુદી કુનમ, બલ્કે તા બર બંદેગાન જુદી કુનમ
હીંદીઆંરા એસ્તેલાએ હીન્દ મદેહ, સીંધીઆંરા એસ્તેલાએ સીંધ મદેહ.
મન ન ગર્દમ પાક અઝ તશબીહે શાન, પાક હમ ઇશાંન શવંદો દૂર ફેશાન.
મા બીરૂનરા મ નેગરીમો કાલરા, મા દીરૂનરા એનેગરીમો હાલરા.
નાઝરે કલબીમ અગર ખાશે બુઅદ, ગરચે ગોફ્ત લફ્ઝે ના ખાસે બુઅદ."

એટલે કે; આ પૃથ્વિ કાંઈ મેં મ્હારા લાભાર્થે નથી ઉત્પન્ન કરી, પરંતુ મ્હારા બંદાઓ ઉપર મહેરબાની અને બક્ષેશ કરવાને માટે જ મેં તેમને પેદા કર્યાં છે. હિંદુ લોકોની ભાષા હિંદુઓના મનથી આશિષ છે, અને સિંધી લોકોની બોલી સિંધીઓને સારૂ આશિર્વાદ સમાન છે. **"અશો પરવરદેગાર પવિત્ર છે"** એમ તેઓ બોલે, તેથી કાંઈ હું પવિત્ર થતો નથી; બલ્કે તેમ બોલવાથી તેઓ પોતે જ પાક થાય છે, અને હીરા માણેકનાં ગોહરો વેરી મોતીના દાણા પાથરે છે. હું કાંઇ બંદાના બહારના દેખાવ ઉપર, કે ભક્તના બહારના બોલવા ઉપર નજર રાખતોજ નથી, પરંતુ તેઓનાં ભિત્તર અને અંતર્યામ તરફ જ હું તો હમેશાં જોઉં છું. હું એટલું જ જોઉં છું, કે તેઓનું **અંતઃકરણ** તાબેદાર છે કિંવા તેમની બહારની મોંઢેથી બોલવાની **બોલી** જ તાબેદાર છે.

હે **નસર**! હું ત્હને ટુંકમાં, ભાર મૂકી મૂકીને હવે મ્હારી છેલ્લી જ અરજ કરૂં છું, કે ત્હારે હર હમેશ ખુદાતાલાની બંદગી કરવી જોઇએ; તે અવસ્તા ભાષામાં જ કરવી જોઇએ; અને તે બનતાં સુધી શુદ્ધ ઉચ્ચારે તથા તેના અર્થ સમજીને કરવી જોઇએ. શુદ્ધ ઉચ્ચાર ન જ થાય, અર્થ ન જ સમજાય તો તેની ચિંતા નહીં, પરન્તુ તે પૂરતાં યકીનથી એક ચિત્તે ત્હારે કરવી જ જોઇએ. આકેબત તેથી ત્હને હજારો હજાર ફાયદા હાંસલ થશે એ સત્ય જ માનજે! ખુદાની બંદગી જ બંદાને સુખી કરશે!

ખુદા પરસ્ત ઇબ્રાહીમે ખલીલ જેવા ખુદાના લાલની નિમાજથી અદેખા

પડેલા પાદશાહ નમરૂદે તેને બળતી ચિતામાં હોમાવ્યો હતો, ત્યાં પણ ખુદાએ તે લાલના જાનનો બચાવ કર્યો હતો. સાંભળ, સુફી હાફેઝ શાયરે શું ગાયું છે?

બે બાગ તાઝે કુન એનો દીને જરતોસ્તી;
કનુન કે લાલે અફરોખ્ત આતીશે નીમરૂદ.

આ દુનિયાની ગુલીસ્તાનમાં હવે **જરતોસ્તી** મઝહબને ફરીથી જાગૃત કરો, કારણ કે, હવે તેજ ગુલીસ્તાનમાં **નીમરૂદ** બાદશાહે સળગાવેલી ચિતાને ઠેકાણે ગુલલાલાના ફુલોનો બહાર ખીલી રહ્યો છે.

ભાઇ **નસર**! હવે હું વધારે ટુંકું કરીને ત્હને અને ત્હારા જેવા વિચારના બધા બંદાઓને કહું છું કે; "બંદાને બંદગીની અવશ્ય જરૂર જ છે. બંદગી અને ભક્તિ કરતે કરતે જ્ઞાન થશે જ. બસ **રામ**નું નામ લેવાથી, **અહુર**નું માત્ર નામ લેવાથી તું તેને પિછાનશે, ત્હને જ્ઞાન થશે ને ત્હારૂં કલ્યાણ થશે. ભક્તિ પછી આત્મજ્ઞાનમાં ઉંડા ઉતર્યા બાદ ધ્યાન ધરવાનો અભ્યાસ પડયાથી સૃષ્ટિ રચનાનું ચિંતન આપ મેળે સુઝશે, અને છેવટે તું એ જ નિશ્ચય ઉપર આવી જશે, કે એ સઘળું પણ કાંઇ જ નથી, માત્ર પરમાત્માના–કહો કે આત્માના સંકલ્પથી ઉત્પન્ન કરેલી આ બધી ભ્રાંતિનું સ્વપ્નું જ છે, માયા જ છે, યોગમાયા જ છે, ઇંદ્રજાલ જ છે. જે કાંઇ છે તે એકલો **અહુરમઝદ** (પરમાત્મા) છે, અને તે અદ્વૈત એકલો હોવાથી તેણે પોતાના આનંદ સારૂ ઉભી કરેલી આ સૃષ્ટિની લીલા એ તો સ્વપ્નું, સ્વપ્નું અને સ્વપ્નું જ છે; અને તે સમજી લેવા માટે પ્રથમ તો બંદાને બંદગીની જ જરૂર છે. બંદગીનું બળ ખુદાની કુદ્રતને જાણવામાં જ વાપરી શકાશે, અને બંદગીનું ફળ પણ એ જ આવશે, કે તે પરમાત્મા, અહુરમઝદ કાંઇ ત્હારાથી જૂદા નથી, અને તું કાંઈ તેનાથી જૂદો નથી. તે તે તું જ અને તું તે તે જ ત્હને જણાશે, અને તેનામાં તું મળી જશે!

**વિરાફ**નો આ છેલ્લો ઉપદેશ જેવો પૂરો થયો, કે તુર્ત જ આંખમાં આંસુ લાવીને મ્હોટા ભાઇના પગ ઉપર પ્રથમ માથું મૂકીને **નસર** પાછો ખડો થઈ બે હાથ જોડીને બોલ્યોઃ—"મ્હારા મુરબ્બી ભાઇ! તમારા ૪૨ સબકો પૂરા થાય તે પહેલાં જ હું અર્ધવચ્ચેથી બંદગીના બળ અને ફળ વીશે મ્હારી સંપૂર્ણ પતીજ કરી ચૂકયો હતો, અને મ્હારૂં બાકી રહેલું અજ્ઞાન અને શંકા તથા કેટલાક વહેમો મટાડવા સારૂ જ મેં છેડી છેડીને તમારાથી નવું નવું જાણવાની કોશીશ કરી છે. એક દિવસે તમે કહેતા હતા કે, આપણા **અહુનવર** મંત્રને બરાબર સમજીને, તથા તે પાક ભણતણુ ભણતાં વચ્ચમાં બીજો એક હરપ પણ ઉચ્ચાર્યા વગર, શબ્દે શબ્દ આ મંત્ર રાગ કાઢીને જો માત્ર **એકજ** યથા અહૂવઇર્યો આપણે ભણયે તો **એકસો ગાથા** ભણ્યા જેટલું પુન્ય લાગે છે, તે વાત મ્હારાં ભેજાંમાં એવી તો ઠસી ગઈ છે, કે પૂરેપૂરી બંદગી મ્હારાથી નહીં થશે તો પણ હું **અહૂનવર** તો ચાલુ ભણતો જ રહીશ. આ દુનિયામાં ગમે એવાં નજીવાંમાં નજીવાં દરેક કાર્યનો, દરેકે દરેક વચનનો, અને દરેકે

દરેક વિચારનો બદલો, જ્યાં નહીં તો ત્યાં, હમણા નહીં તો હવે પછી, આ જન્મમાં નહીં તો આવતા જન્મમાં ખુદાતાલા આપ્યા વગર રહેતા જ નથી. બંદગી વગરનાં મેં મ્હારાં ૪૦ વર્ષ ખાળમાં નાખ્યાં. હું હવે તોજેશ કરી પસ્તાવો કરૂં છું. જો કે પટેટ પશેમાની કરીને પશ્ચાતાપ કરનારને તે પટેટનો સવાબ તો પહોંચે છે, તો પણ જેમ પટેટમાં આવતા ૨૧ અહુનવર અને ૧૨ અષેમનો સવાબ, આપણને પાપ નિવારણની બંદગી જે પટેટ, તે શિખવનાર દશતુર આદરબાદ મારેસ્પંદને પહોંચે છે, તેમ મ્હારી આયંદેની બંદગીનો અરધો અર્ધ સવાબ તમો ભાઇને જરૂર પહોંચશે. હે ખુદા! હું ત્હારો બંદો, ત્હારાથી અજાણ અને અજ્ઞાન રહ્યો, ત્હારી બંદગી વગર મેં ૪૦ વરસ ગુમાવ્યાં, મ્હારી તોજેશ કબુલ કર! અને મ્હને માફી આપ!"

આટલું બોલી નસર ભર ભર રડવા લાગ્યો, વિરાફને પાછો પગે પડયો, અને તેજ વખ્તે તેની નૂરાંની પ્રકાશિત થઈ. પછી

વિરાફે સમાપ્તિ કરતાં કહ્યું:—શુક્ર તે પાક દાદારના, કે બંદગી કરનારા બંદાઓમાં તું એક ખુદાનો બંદો બંદગી કરવામાં આજે વધુ ઉમેરાયો.

"દેલા ગર ખેરદમંદી ઓ હુશિયાર;
બેકુન બંદગીએ હક્કતાલા અખતિયાર.
અગર શુક્રે હક તા બ રૂએ શુમાર;
ગુઝારી ન બાશદ યકી અઝ હઝાર."

હે દિલદાર! તું ડાહ્યો શાણો ને ખબરદાર છે, વાસ્તે આયંદે તું પાક દાદાર અહુરમઝદની બંદગી કરતો રહેજે. ભાઇ પ્યારા! તું ત્હારા આ જન્મની કિયામત સૂધી પણ જો તે માલિકે પાકની ભક્તિ કરશે તો પણ તે સાહેબે જે જે ઉમદા ન્યામતો અને બક્ષીશો ત્હારા ઉપર ઉતારી છે, તેને એક હજાર હિસ્સે પણ તું ત્હેનો પાડ વાળી શકવાનો નથી. મોડેથી પણ ત્હને બુદ્ધિ આવી છે, તો હવેથી ત્હારાથી થાય એટલી વધુ ને વધુ બંદગી એટલાં સૂધી કરજે, કે ૪૦ વર્ષનો ખંગ પણ તું વાળી આપે. છેવટે હું એટલી જ દુવા ગુજારૂં છું કે, ત્હારી બધી બંદગી ખુદા પાક કબુલ રાખે, અને બંદગીનું બળ તથા ફળ ત્હને પ્રાપ્ત થાય! અથ જમ્યાદ યથાક્રિનામિ!



## "મા—બાપની સેવા"—માટે અભિપ્રાય.

"મી. દેશાઇનું "માબાપની-સેવા" એ નામનું પુસ્તક હાલમાં ચોપડીના આકારમાં બાહેર પાડી તેના કાબેલ કર્તાને યોગ્ય ઉત્તેજન આપવા ઉપરાંત ગુજરાતી સાહિત્યમાં એક આવકારદાયક પુસ્તકનો ઉમેરો કીધો છે."

(જ્ઞાન વર્ધક.)

"જેઓ સર અવસરે વિલાપ કરે છે, કે પારસી કોમમાં પ્યારના કીસ્સાનાં હલકાં વાંચનનો શોખ ફેલાય છે અને નીતિ-બોધનાં ઉંચ્ચ વાંચનનો શોખ ફેલાતો નથી, તેઓને મારી નમ્ર અર્જ એ છે કે તેવો વિલાપ કરવા પાછળ શ્રમ ખેંચવાની જગાએ મી. દેશાઇનાં પુસ્તકોનો અભ્યાસ કરી તેવણના નીતિ-બોધની લોકપ્રીયતા શું ખુબીને આભારી છે તે શોધી કાઢી, તેવી ખુબી સાથનાં લખાણો પ્રગટ કરવા પાછળ શ્રમ ખેંચવો. જો નીતિ-બોધનાં ખેંચાણકારક લખાણો પુરતી સંખ્યામાં પ્રગટ થવા પામે, તો તેવાં લખાણો જગે જગ અને વારંવાર વંચાય અને તેથી કરીને ઉંચ વાંચનનો શોખ ફેલાય."

(હિંદી ગ્રાફીક)

## "સલુકની માતા"—માટે અભિપ્રાય.

"મી૦ દેશાઇએ રચેલી ઉપલાં નામની કેતાબમાં ૧૯ જાતની ફરજો શીખવવામાં આવી છે, અને તે જાણે વાર્તાની પદ્ધતિ ઉપર રચેલી હોવાથી ફુરસદને વખતે વાંચવા અને મનન કરવાને કોઈ પણ પસંદ કરે એમ છે."

[ઢાંગ સોંગ.]

"બાળકો ન્હાનાં હોય ત્યારે તેઓ આગળ નામાંકિત નર નારીઓની વાતો કરવી એ બાબે લેખકે ઘણું ઉત્તમ લખ્યું છે."

[હિંદી ગ્રાફીક]

"આ પુસ્તકમાં બહુ બહુ જાણવાનું, શીખવાનું, ને અનુભવ લેવાનું પાને પાને છે એમ જો કદાચ અમો ખાસ કરીને જણાવ્યે તો તે અમો અમારા લેખકના વખાણ કરવા કે સહરાધાત કરવા માટે નથી, પણ દુન્યામાં બનતા અનેક રોજીંદા બનાવોથી સુખ યા અસુખ, ખુશી ને નિસાસો, સંપ યા કજીયો, કેવાં પરિણામો સંસારમાં લાવી શકે છે, તેનો ખુલ્લો ચીતાર દાખલા સહિત આમેજ આ પુસ્તકમાં મળી શકે છે."

[જ્ઞાન વર્ધક.]

"વળી ૧૩ મી ફરજમાં બાળકોની કેળવણી એક માતાનેજ શીર રહેલી છે તે, અને એક સલુકની માતાની રોજની ફરજો શી છે તે સમજાવવામાં લેખકે ખરેજ કમાલ કરી છે, એમ કહેવું બીલકુલ બીન સહરાધાતી લેખાશે."

[કૈસે-આશમ.]

"વાંચનારને કંટાળો નહીં આપતાં એક પ્રકરણ પુરૂં કરીને બીજું વાંચવા ગમે એવી રીતે નાની નાની અલંકારિક વાર્તાઓ, રમુજી ટુચકાઓ, નહીં સાંભળેલી કહેવતો, સંગાર ભરેલાં કવેતો, ફારસી બેતો, કવીતાઓ વગેરેથી આ પુસ્તક ભરચક છે."

(જામે જમશેદ.)

"આખાં પુસ્તકમાં એક માતા તરીકે બજાવવાની સેંકડો ફરજો હાલના જમાનાને બંધબેસ્તી સમજાવી છે. માત્ર લુખી નસિયતો આપવાથી વાંચનારનો વાંચનનો જુસ્સો ઠંડો પડી જાય છે. પરંતુ આ ચોપડીમાં તો જેટલી નસિયતો આપી છે તેટલી તે નસિયતોને બંધબેસ્તી રમુજી વાતો, નહીં સાંભળેલી કહેવતો, યુરોપ, અમેરીકા, અને એશીયામાં બનેલા અચંબુચ દાખ-

લાઓ ટાંકી બતાવી પુસ્તકને ખરા બનેલા બનાવોના એક નોવેલ જેવું રસદાર બનાવેલું છે."

[ પારસી સંસાર ]

"માયની નજર પોતાનાં પ્યારાં બચ્ચાં ઉપર કેમ લાગે છે, અને તે જુજવારો કેમ કમી કરવાથી બચ્ચાં લોહી લે છે, તેના દાખલા જવાન માતાઓને ગોખાવવા જોઇએ, કે જેથી જુવાનીમાં માતા થએલી સ્ત્રીઓ પોતાના ફરજંદોનું સત્યાનાશ વાળતી અટકે. ધોમીય રાણીની વાતો વાંચવા પછી બચ્ચાંને હુકમ ઉઠાવવાના બોધ આપવાનું માતાઓને સારી રીતે આવડશે. અસલના લોકો પોતાનાં બચ્ચાં ઉપર કહેરાવાથી જે ગાળો દેતાં, તેમાં કેવા આશીરવાદો સમાએલા હતા તેની રમુજી વ્યાખ્યા આપણે આ પુસ્તકથી જાણવા પામીએ છીએ."

( સાંજ વર્તમાન. )

"બચ્ચાંને સુવાડીને કેવાં હાલરડાં માતાઓએ તેમના કુમળાં મગજમાં ઉતારવાં જોઇએ, તેની પણ સમજણ આ પોથીમાં આપેલી છે. તંદોરસ્ત અને સુઘડતાવાળાં બાળકો કેમ બનાવવાં ને દુનીયામાં પોતાના બચ્ચાંઓને કેવી તરતીબ તથા તરબયતથી નામચીન બનાવવાં તેની કુનેહ તથા કળા પણ જગે જગ બતાવવામાં આવી છે. મી૦ દેસાઇના લખાણોનો ચરસ એવો જણાશે કે લુખી બાબતને તરેહવાર રમુજથી રસદાર બનાવવામાં આવેલી છે, જેથી બોધ લેનારને થાક લાગશે નહી. વીટની અને આરકરાઇટ જેવા હજામના જણ્યા બેટાઓ તથા હલકા ખાનદાનના દીકરાઓ પોતાની માતાના ઉપદેશથી કેવા કીર્તિવાન નીવડેલા છે, તેના સંખ્યાબંધ પુરાવાથી વાંચનારનું મગજ તર થઈ જાય છે એમાં કશો શક નથી."

( પ્રજામિત્ર અને પારસી. )

"આ પુસ્તકમાં એક સ્ત્રી, માતા થવા પછીની તેણીની ફરજો, તે ફરજોની મોટાઇ વગેરેનો બહુ ઉત્તમ ચીતાર દ્રષ્ટાંતો; જુદી જુદી ભાષાના પ્રખ્યાત લેખકોના બોધ, વગેરેની મદદથી આપવામાં આવ્યો છે."

( ચેરાગ. )

## "સંસારનો સુકાની" માટે અભિપ્રાય.

"બાપને વારંવાર સબકો મળે છે કે "હારા બાળકોની (૧) સંગત (૨) ચાલ ચલણ (૩) વળણ અને (૪) કેળવણી ઉપર તો હારે ચાલુ દેખરેખ રાખવી." આયા દાયાઓને પોતાના બચ્ચાંઓને સોંપી દેવા, ફેશનની શીસ્યારીમાં મરી, ખોટી નાજુકાઇ દેખાડી પોતાના બચ્ચાંને નહિ ધવડાવતાં આયાને સોંપી આજની બૈરીઓ બહાર નીકળી પડે છે, અને તેમના બચ્ચાંનો કેવો ફેજ એ આયા દાયા કરે છે તેનો ચિતાર મી. દેશાઇએ પોતાના પુસ્તકમાં આપ્યો છે.

બાળકનું ચારિત્ર ઘડવા પિતાએ પોતાના ચારિત્રનો પહેલો ખ્યાલ કરવાનો છે. અધર્મી પણે માબાપો વર્તે અને પોતાના દીકરા દીકરીઓને ધર્મનો સબક આપે એ બે ચીજ સાથે બનેજ નહિ.

વળી સંગત પર બોલતાં મી. દેશાઈ દીકરા દીકરીઓના "મુગા સાથીઓ" વિષે બાપોને સુંદર સબક આપે છે, કે "તેઓ ચીઠીપત્રી લખવાનો છંદ રાખે છે તેની ખાસ તકેદારી તું રાખજે. તેઓ કેવી ચોપડીઓ વાંચે છે તેની તું ખાસ તપાસ રાખજે...હારો દીકરો કોઇ નોવેલ કીંવા કાદંબરીને અડકે નહિ તેની સંભાળ રાખજે."

[ પારસી સંસાર. ]

"આજ કાલ અનેક પ્રજા પોતાની સ્થીતી સુધારવાને માટે નવું જુનું કરતી રહી છે, ને પોતાની જીંદગી જુગવવાની રાહરીતીમાં સારા ને સાદા ફેરફારો કરવાને હવે ફાંફાં મારી રહી છે, અને કરકસરના નીયમો કુદરતી રીતે જોવા લાગી છે, એવી રીતીઓ આજકાલ બાપ થનાર

અખત્યાર કરે તો સંસારનું સુકાન સેહેલથી ચલાવીને પોતાના અનુભવે અજ્ઞાનતાને દુર કરી પોતે સારી અક્કલથી તમારા ઘરનાજ સારા સુકાની થઈ શકો. પણ તમો બહાર સખાવત કરી નામના મેળવો યા ચાંદ કે માન મેળવો, લાખોનો વેપાર કરો, મોટું મીત્રમંડળ ધરાવો, પણ જ્યારે તમો તમારા સંસારનુ સુકાન ચલાવી ન શકો તો "ઘરના દુખીજ" છો. બહાર સલાહ આપો તે કરતાં ઘરમાં સુસ્નેહનો ભંગ ન થાય તે માટે તલાસમાં રહો. બહાર મોભો સાચવો તે કરતાં ઘરના વડીલમાં માન મેળવો. દેશને સુધારવાનો ફાંકો રાખો તે કરતાં તમારૂં કુટુંબ આ સૃષ્ટીમાં કેમ માર્ગ લે યા ભવિષ્ય સુધારે ને આબરૂથી પોતાનું ગુજરાન ચલાવે એવા જ્ઞાનવાળા કરો, ને જો એવાં જ્ઞાનનો અભ્યાસ કરાવવો હોય તો આ પુસ્તક બાપ થયલાઓને અનેક હુન્નરો શીખવાડશે માટે તે મંગાવી વાંચવાની કોશેશ કરવી એમાં લાભ છે."

(જામે જમશેદ.)

"જ્યારે તમો બાપ થયા તો તે માટેની ફરજો સમજવી જોઇએ છે. સુખ યા દુ:ખ વખતે કેમ ને કેવી રીતે પોતાનો વખત કાઢવો, કયા રસ્તે કામ કરવું, કયાં કામો કરવાં, કયાં પોતાની ફરજ અદા કરવી, એ તો જ્યારે કોઇ ઘડાયલો ને અનુભવી શીખ આપે નહી ત્યાં સુધી મળે નહી. પણ જ્યારે તમારી આસપાસ એવી અકલ આપનાર કોઈ ઘડાયલો ને દુન્યાનું જ્ઞાન આપનાર અમુક માણસ નહી હોય તો આ બાપ બનવાનો હુન્નર તમોને સારે માર્ગે સહેલથી લઈ જશે, એવા અંદર ઉમદા વીશ પાઠો બહુજ સારી રીતે રજુ કરેલા છે. અને એક રૂપીઆમાં મળતું આ સારૂં ને ૧૩૫ સફાનું જ્ઞાન આપનારૂં પુસ્તક તમોને હજારો રૂપીઆની શીખ ને જીંદગીમાં ન મળે તેવો અનુભવ આપશે."

(પ્રજામિત્ર.)

"મી. દેશાઇએ પોતે સંસારી બાબતો ઉપર પુષ્કળ પુસ્તકો પ્રગટ કરેલાં અને તેમાં આ એકનો ઉમેરો આજકાલ બાપ થનારાઓ માટે સારૂં ને બોધદાયક ૨૦ પાઠોથી ભરેલું વાંચવા ને મનન કરવા જેવુંજ છે. આજકાલ જેઓ સંસારમાં પડી બાપ તરીકે ઓળખાય છે, યા બાપ તરીકેની જોખમદારી પોતે માથે લઇ ચુકયા છે, તેઓ પોતાનો માર્ગ કેમ સંસારી રીત પ્રમાણે કેવો લેવો, કયાં પોતાની બાપ તરીકેની ફરજ અદા કરવી–પોતાની ધણીઆણી અને બાળકો તથા ઉમરે આવેલાં દીકરા દીકરીઓ માટે પોતે બાપ તરીકે કેમ ચાલવું–કુટુંબમાં યા ઘરમાં પોતાનો બાપ તરીકેનો મોભો કેમ ને કેવી રીતે જાળવવો, વગેરે બાબતો ઉપર બહુ સારી રીતે ૨૦ ભાગોમાં જાત જાતની શીખામણો આપેલી છે. તે બાપ થનાર તેમજ બાપ થયલાઓ માટે વાંચીને તે ઉપર અમલ કરવા લાયક છે."

[કયસરે હિન્દ]

"ચોપડીને દરેક પાને પાને કાંઇને કાંઈ તવારીખી બાબત અને જ્ઞાન આપનારૂં લખાણ મળે છે, જેથી આ ચોપડી નાનાં બચ્ચાંથી તે મોટા જઇફો માટે એક સરખી ઉપયોગી અને ખેંચાણકારક બની છે. મી. દેશાઈના જણાવ્યા પ્રમાણે "સંસારમાં એક બાપ થવું એ એક જવાબદારી અને જોખમદારીનું બીકટ કામ છે, અને તેઓને માથે જે ભયાનક ઝુસરી જોડાય છે તે તો જેઓ બાપ થાય છે તેઓજ જાણે." આ જુસરીની જોખમદારી, વર્તન, મોજ વગેરે શી છે તે મી. દેશાઈ ઉપલાં અગત્યનાં પુસ્તકોમાં જુદા જુદા પાઠોમાં બહુ અચ્છી અને અસરકારક રીતે સમજાવે છે. આ પુસ્તક વાંચવાની દરેક શોખીનોને મજબુત ભલામણ થઇ શકે. આ પુસ્તક મી. સ્વાવક્ષ શોરાબજી દસ્તુર કામદીનના આસરા હેઠલ પ્રગટ થયું છે. રૂા. ૨ ની કીંમતે કાલબાદેવી કાંન્તા બીલડીંગ માહેલી "જ્ઞાનવર્ધક"ની ઓફીસમાંથી તથા સ્ટેશન રોડ નવસારી ખાતેથી મી. બેરામજી મંચેરજી દેશાઇ કનેથી તે મળી શકશે."

સાંજ વર્તમાન.]

## "સાદી જીંદગીની શોક" ☛ ફેશનની ફિસિયારી માટે અભિપ્રાય.

"જે જવાન વગ ફેશનમાં તણાયો જાય છે તે વર્ગને સાહિત્ય કે જ્ઞાનનાં પુસ્તકો ઓછાં વાંચવાં ગમતાં હોવાથી આ વખતે મી. દેશાઇએ તેઓને ખરનું વાર્તારૂપી પુસ્તક રચેલું છે. બહારના દેખાવ ઉપરથી આ પુસ્તક વાર્તાનું જણાય છે, અને માંહે વાર્તાનું અજબ જેવું વણું ગુંથવામાં આવ્યું છે ખરૂં, પણ સાહિત્યનો ભંડાર, અને નવી નવી જાતનાં જ્ઞાનનો ખોરાક તેમાં ભારોભાર ભરેલો ભરપુર છે."

(પારસી સંસાર)

"ઉપલું ઉમદા પુસ્તક ખાસ કરીને પારસી કોમના મોટા ભાગને હાલના કટોકટીના કાતેલ મોંઘવારીના વખતમાં એક ઉત્તમ માર્ગદર્શક ભોમીઆરૂપ થઈ પડશે. એ પુસ્તકમાં સમાવેલી સલાહને અનુસરવાથી દરેક કુટુંબ સુખી. સંતોષી, સંપીલું બનશે. કારણ કે પોતાની શક્તિ, સ્થીતી, સાધન તથા આવક, કમાણી, ઉદ્યોગને અનુસરીને ખરચ કરવાની સંભાળ રાખવાથી, તથા બીન જરૂરી નકામો ખર્ચ કમી કરવાથી, હાલની કાતિલ મોંઘવારી સામે પોતાનું રક્ષણ કરવા ઇચ્છતા હો, તેઓએ ઉપલા પુસ્તકની એક નકલ જરૂરજ પોતા પાસે રાખવી જોઈએ."

(સાંજ વર્તમાન)

"છપામણીના વધી પડેલા ભારે ખરચો જોતાં આવાં સુંદર લખાણો પ્રગટ થતાં ચાલુ રહે છે એજ હમારો એક મોટો સંતોષ છે કે, આવું ઉંચુ સાહિત્ય ખુણામાં નહી નાખી રાખતાં જે રીતે બહાર પાડે છે તે માટે ખરેખર એના કર્તાને મોટો ધન્યવાદ ઘટે છે. વળી વાંચનારી આલમની ફરજ છે કે એવાં પુસ્તકો ખરીદ કરીને વાંચવાં જોઈએ કે જેથી દુન્યામાં થઈ ગયલાં મહાન માણસોના જ્ઞાનનો ભંડાર જાણીને તે પોતે મેળવવા પામે!"

(ઢોંગ-સોંગ.)

"લખાણની ભાષા તદન સરળ છે, અને તેની અંદરના Plot નું જોડાણ ગોયા મનન કરવા જોગ છે. ઠાલી વાર્તાનાં અર્થ વગરનાં પીજણ પાટલા વાંચવાનો શોખ આપણી કોમમાં દિન પ્રતિદીન ઘણોજ વધ્યો જાય છે, તેવા વખતમાં આ પુસ્તક ખરેજ એક નોવેલરૂપી તેમજ બોધદાયક છે. આ પુસ્તકના ઉપર ઘણું લખાય એમ છે, અને અમો ધારીએ છીએ કે આ ચોપાન્યાંનાં અધિપતિ એ બાબત અને એ પુસ્તક ઉપર લંબાણથી સરેહ કરનારી આર્ટીકલ જરૂર લખશે."

(ગુલશને એહમ.)

"સાહિત્યના બાગનો સુંદર ખજાનો અને અખુટ નશિયતોનો કિમતી ભંડાર આ પુસ્તકમાં રચીને વાક્ય રચનાની એબારતનો એવો મનોહર સણગાર કરવામાં આવ્યો છે, કે ભાષાની તે શ્રેષ્ઠાઈ જોતાં, અને હાલના કાગળ-છપાઈના દુકાલીયા ભાવ જોતાં મજબુત બાઈન્ડીંગના આ પુસ્તકની કીંમત રૂ. ૧-૮-૦ અને રૂ. ૨-૦-૦ તો કાંઇજ નથી."

(હિંદી—આફ્રીક.)

"ઉપલા નામની ચોપડી તેના રચનાર ને પ્રગટ કરનાર મી૦ દેશાઇ તરફથી અમારા અભિપ્રાય માટે મળી છે. ગુજરાતી ભાષાનો જે કંગાલ ફેલાવો ચાલુ સમયમાં છે, તેમાં આવા અનુપમ પુસ્તકો તો કવચીતજ પ્રગટ થતાં જોઇએ છીએ."

(જ્ઞાન વર્ધક.)

"કામદીન-શીરીઝ" તરીકે આ નવી હારમાળા શરૂ થઇ છે. મી૦ શીઆવક્ષ શેરાબજી કામદીનનાં ઉત્તેજનથી આ નવી હારમાળા બહાર પડવા લાગી છે, અને મી૦ કામદીનને તે માટે ધન્યવાદ ઘટે છે. છપાઇની મોંઘવારી છતાં કપડાંના પુંઠાની કીં. રૂ. ૨-૦-૦ અને કાગળના પુંઠાની રૂ. ૧-૮-૦ કીંમત કાંઇજ નથી એમ કહીએ તો ચાલે. આ પુસ્તક ખરીદીને મી૦ દેશાઇનાં કામને ઉત્તેજન આપવાની ખાસ ભલામણ કરી શકાશે. દરેક બાપ બે રૂપીયા ખરચશે તો તેના ઘરમાં બે હજારનો ફાયદો થશે."

(પ્રજામિત્ર અને પારસી)

"વારતાનું વણું નવીજ ફીસમનું છે. શ્રીમંત પારસી કુટુંબનાં લાડકાં બચ્ચાંઓ સટ્ટામાં, શરતોમાં અને બીજી અનેક ઇતરાજી ભરેલી ચલકતમાં ફેશનેબલ વર્ગમાં ખપવાની ઘેલછાથી બાપની પુંજની કેવી રીતે ખાનાખરાબી કરી ભીખારી હાલતમાં આવી જાય છે, અને છેલ્લે સરવાળે તેઓના બાપના ભરમભરેલાં વસીયતના અર્થ કરાવી ઉદ્યોગ અને મહેનતની ખડતળ જીંદગીમાં પાછાં તેઓ પડે છે, તેનો ચીતાર આંખમાં આંસુ સાથેજ વાંચનાર સનમુખ ખડો થાય છે."

(જામે જમશેદ.)

"મી. દેશાઇએ પોતાના આ પુસ્તકમાં જાબજા બતાવી આપ્યું છે કે, તેમનાં આગલાં પુસ્તકો મિસાલ આપણી સાદી જીંદગીની શોક, જે આજને કાલ પારસી સંસારમાં ફેશનની ફ્રિસિયારી થઇ લાગી છે, અને જેનાથી આજે પારસી કોમમાં પૈસે ટકે, ઇજત આબરૂએ તથા નીતિ ધર્મે જે જે બેહદ ખરાબીની મોહકાણ મંડાઇ છે, તેની તરફ હવે વધુ વખત આંખ મિચામણાં કરી શકાય એમ નથી."

(ફુરસદ.)

## "દુઃખીને દિલાસો"—માટે અભિપ્રાય.

"માત્ર ૪ આનાની નજીવી કીંમતે આખા હિંદના સાહિત્ય માંહેલો મેવો મી. દેશાઇ પરમાર્થના કારણે સંતોષ ભરેલી સેવા સહિત પુરો પાડતા રહ્યા છે એમ કહેવામાં આપણે વ્યાજબીજ ગણાશું."

(જ્ઞાન વર્ધક.)

"ઉપલો પ૧ મો ભાગ પણ એક ખરેખરા દુઃખીને દિલાસો તથા સધ્યારો લેવા લાયક રીતે લખાયો છે, અને તે જો કોઇ ખરેખરો દુઃખી વાંચી જોવાની કદર કરે તો તેના બદલામાં તેને ખરેખરો દિલાસો મળે. દુઃખની આ દુન્યામાં તે પોતાનો રસ્તો આસાનીથી તથા બનતાં સુધી સુખથી કાપતો થઇ શકે, એમ મને ખચીત ખાત્રી પુર્વક લાગે છે."

(ફુરસદ.)

"દીલાસામાં સમાયલા સાહીત્યના ભંડાર તરફ તથા તેના વીદ્વાન લેખકની એખસે હાથની અથાગ મહેનત તરફ જોતાં દીલાસાની ખુબીઓ કરતાં ખામી વધશે નહીં. આ સાહિત્યના ભંડારમાં સમાયલા તરેહવાર કીંમતી રત્નો તથા તરેહવાર વીષયો અને બાબતો તથા નામાંકીત વીદ્વાનોના ગોહરોની ક્રમવાર-પ્રકરણવાર-વીષયવાર જુદી તારવણી કરી અનુક્રમણીકા સાથે બહાર પડે એવું જોવાને જેમ આ લખનાર ખુશી છે તેમ બીજા ઘણાક ઇચ્છે છે. પરન્તુ તે કાર્ય કેટલું વધુ મહેનત ભર્યું અને ખર્ચાળુ થઈ પડે તેનો ખ્યાલ કરતાં હાલમાં જેટલું જે સ્થીતી અને રચનામાં મી. શેરાબજી તરફથી પુરું પાડવામાં આવ્યું છે, તે માટે દરેક કદરદાન બાનુ તથા ગૃહસ્થ તરફથી સ્વાભાવિક આફરીનના શબ્દો બહાર પડયા વીના રહેશે નહી. છેવટ આપણે એવી દુઆ ગુજારીશું કે, મી. શે. મ. દેશાઇ તંદુરસ્તી સાથે દીર્ઘાયુ ભોગવે અને દીલાસા જેવું ઉમદા લખાણુ વધુ અને વધુ પુરું પાડતા રહે."

(સાંજ વર્તમાન.)

"અંગ્રેજી તત્વવેત્તાઓના વીચારોની કેટલીક કવીતાની લીટીઓ મથાળે આપવામાં આવી છે, તથા તુલસીદાસ અને કબીરનાં જ્ઞાન અને ભકિતના દોહરાઓ, ભજનો અને બીજાં ઇતિહાસીક દ્રષ્ટાંતો દરેક પત્રોમાં એવી તો સરસ ઢબથી ગોઠવી દીધાં છે, કે વાંચનારના મનને કંટાળો આવ્યા વગર ઉત્તરોત્તર નવા નીકળતા ભાગો વાંચવાની જીજ્ઞાસા થયા વગર રહેતી નથી."

( અખબારે ઇસ્લામ. )

"દુઃખીને દીલાસોના ૫૧ મા ભાગમાં જે ખુલાસો આપવામાં આવ્યો છે તે વાંચીને દીલાસાની હારમાળાના સંખ્યાબંધ પારસી, હીંદુ તથા મુસલમીન વાંચકોમાં કોણને દીલગીરી ઉપજ્યા વીના નહી રહે? હીંદની દેશી મુખ્ય ભાષાઓમાં ગુજરાતી ભાષા સઉથી પછાત ગણાય છે જેનું મુખ્ય કારણ લાયક લેખકોને જરૂરી ઘટતું ઉત્તેજન તથા ઘટતા આશરાની ખામી છે. "દુઃખીને દીલાસા" જેવાં ઉત્તમ પુસ્તકોના લેખકને જરૂરી પ્રમાણમાં ઉત્તેજન નહીં મળવા પામે તો પછી બીજા સાધારણ લેખકો લખવાનું પડતું મુકે, અને લાયક ગુર્જર લેખકોની સંખ્યા પુરતા પ્રમાણમાં તૈયાર નહીં બને એમાં શું નવાઇ? દેશની ઉન્નતી, પ્રજાની આબાદી અને સુખ સગવડને માટે જે મુખ્ય સાધનો છે, તેમાં જાહેર રોજીંદા, અઠવાડીક, પખવાડીક અને માસીક પત્રો મુખ્ય ભાગ ભજવે છે. તે ઉપરાંત ચોપડીઓ, પુસ્તકો, ચોપાનીઆઓ પ્રજા મત કેળવવામાં તથા સદુપદેશ ફેલાવવામાં મુખ્ય કામ બજાવે છે. આવી એક સર્વોત્તમ સાધનની ખીલવણીમાં અટકાવ થાય એવા સંજોગો અને સ્થીતી આવે, જેના પરીણામે સાહીત્ય પ્રગટ થતું અટકી પડે એ જોઇને ખરેજ કોઇને પણ દુઃખ થયા વીના નહીં રહે."

( સાંજ વર્તમાન. )

"મી. દેશાઇ પોતાના ઉપલા ભાગમાં ૩૪૮ મા દિલાસા પત્ર સુધી આવી પુગ્યા છે, અને હાલમાં કાગળ, શાહી તથા છાપવાની મજુરીના અતિ ઘણા વધી ગયલા દર છતાં બાકીના પાંચ ભાગમાંજ ૩૬૫ મા નંબર સુધીના દિલાસા પત્રો આટોપી લેવાનો પોતાનો ઇરાદો જાહેર કરવા સાથે હાલના ટપાલના ભારી દર અને છપાઇની મોંઘવારીથી ડરી નહીં જતાં ફકત ચાર આનાની અતિ નીર્જીવ કિંમતમાંજ બાકીના ભાગો પણ ગ્રાહકોને આપવાનો પોતાનો ઠરાવ જાહેર કરે છે, જે

જોઇને હુ લગાર વિસ્મય પામ્યો છું કે, એમને ચાર આનામાં આવાં સારાં કાગલ પર છાપેલાં પુસ્તકની નકલો વેચાતી આપવાનું કેમ પરવડતું હશે ?"

(ફુરસદ.)

## "મ્હારા દીકરાને !" માટે અભિપ્રાય.

મી. દેશાઇના દરેક પુસ્તકો પારસી કે હીંદુ, મુસલમાન કે ખોજા દરેક કોમ સમજીને વાંચે એવી રસદાર સાદી ઇબારતમાં હોય છે, અને એથી દરેકને તેની નકલો પોતાના ઘરની લાયબ્રેરીમાં સાચવવાની આપણે ભલામણ કરીશું.

છેવટે મી. દેશાઇને તેમની આવી ઉપયોગી શોખની સેવા બદલ ધન્યવાદ આપતાં આપણે ઇચ્છીશું કે ગુજરાતી સાહિત્ય, જે ઘણું ગરીબ છે, તેના ઉદ્ધાર માટે તેના જે ગણ્યા ગાંઠ્યા વિદ્વાનો બાકી રહ્યા છે, તેઓ સઘળા લાંબુ અને સુખી આયુષ્ય ભોગવો."

(પારસી સંસાર.)

"એ પુસ્તક વાંચી મારી પોતાની ખાતરી થવે અનેક કીમતી ઉતારા ટાંકી વાંચક વર્ગને મેં દેખાડી આપ્યું છે, કે એ પુસ્તક ઉત્તેજનને લાયક છે. કર્તાની ઉત્કંઠા અને મી. બરજોરજી નશરવાનજી મેંગુશીની ઉદારતાથી માત્ર ૧) રૂપીઆમાં એ પુસ્તક ઘર બેઠાં મળી શકે છે, તે નજીવી કિંમતે ખરીદ કરી એક લાયક લેખકને ઘટતું ઉત્તેજન આપવાને વાંચક વર્ગ ચુકશે નહીં એવું હું ઇચ્છું છું. દિકરા વર્ગ માટે લખવામાં આવેલું આ પુસ્તક બીજા વર્ગોને પણ ઉપયોગી થઈ પડે એમ છે. હું ઇચ્છું છું કે એ પુસ્તક હરેક જરથોસ્તી ચીપીને વાંચે અને તેમાં સમાયલાં અમુલ્ય રત્નો ઉપર મનન કરે."

(હિંદી ગ્રાફીક—ડો. દાજી.)

## "બંદો અને બંદગી વિષે" અભિપ્રાય.

ઠેકાણે ઠેકાણે ફારસી બેતો, હીંદુ દોહરા અને અલંકારો દીઠામાં આવે છે. પારસીઓ અરદવી-સુરની અને આતશની આરાધના કરે છે તે કેવી રીતે ફળ આપે છે, અને કોણુને કોણુને તેનાં ફળ મલ્યાં હતાં તે નામ બ નામ આપીને યકીનદારોના યકીન મજબુત કરવામાં આવ્યાં છે. કેટલીક દલીલોમાં જે દાખલાઓ આપેલા છે તે ઘણા રમુજી હોવાથી આવી ગંભીર બાબદમાં બી આપણને રમુજ મલે છે,

(જામે જમશેદ તા૦ ૨ જુન ૧૯૨૩)

બંદગીનું બળ અને ફળ કેવું છે, અને બંદગી કીધાથી તેનું પ્રતીફળ કેવી રીતે મળે છે તે સેંકડો ઉદાહરણોથી મી૦ શો૦ મ૦ દેશાઇએ પોતાના ઉપલાં પુસ્તકમાં ખુલ્લા શબ્દોમાં સમજાવ્યું છે.

(સાંજ વર્તમાન તા૦ ૧૬ મે ૧૯૨૩)

આવા દાખલાઓ આપી આંધળાં યકીનને પણ મજબુતી આપવાની કરતાએ કોશેશ કરી છે. જરથોસ્તી ધર્મના દાખલા આપવા ઉપરાંત હીંદુ ધર્મના અને ક્રીસ્તી તેમજ મહમદી મજહબના

સંતો, સેંતો, અને સુફીઓના દ્રષ્ટાંતો ભારોભાર ભરેલાં છે. ફીલસુફીની નજરે બંદગી કરવા વીશેના સીદ્ધાંતો જગે જગ સમજાવેલાં છે. ખાસ કોઇ કોમને વાસ્તે આ પુસ્તક રચાયલું નથી. કોઇબી કોમના ધર્મી લોકોની આતમીક ભુખ તરપતી કરવાની ધારણા જણાય છે.

(પ્રજા મિત્ર. તા૦ ૨૨ મે ૧૯૨૩)

હાલ જડવાદી યુગમાં ફીલસુફો મોટે ભાગે સઘળાનું સેવટ કર્મ ઉપર લાવી નાંખે છે. કર્તા કહે છે કે કર્મને પણ ઉત્પન્ન કરનાર કીરતાર છે. એટલે કર્મ કાંઈ કર્તાથી ચઢી ગયું નથી. જે પરમાત્માએ કુદરતના કાયદા કર્યા છે તેજ પરમાત્માએ તેના અપવાદો પણ કીધા છે. એટલે ટુંકમાં એકલાં કર્મથીજ કાંઈ થતું નથી, પણ પરમાત્માની ઈચ્છાને સઘળું સ્વાધીન છે. અહુરમઝદ પોતાની મરજીનો માલેક કેવી રીતે છે, તે અવસ્તામાંથી બતાવી આપવા ઉપરાંત દુન્યાદારીમાં બનતા અજબ જેવા ઉલટા સુલટા બનાવોથી ગુરૂત્વાકર્પણ વગેરે કાયદાઓમાં જણાએલા અપવાદોથી સમજાવ્યું છે.

(કયસરે હીન્દ તા૦ ૨૭ મે ૧૯૨૩)

"બંદગી શું" "વળી બંદગીથી તે ફાયદો હોય," વગેરે વિચાર ધરાવનારાઓને આ પુસ્તક એકવાર વાંચી જવાની ખાસ ભલામણ છે. બંદગી એક નિબંધ ગણાય, એટલે ઘણાને તે વાંચવા ન ગમે. પણ મી૦ દેશાઇ પોતાનાં પુસ્તકો લુખ્ખાં સુકાં લખતાજ નથી. નિબંધના પુસ્તકોમાં પણ ઠેર ઠેર ટુચકાઓ, વાર્તાઓ, ફકરાઓ, અલંકારો એટલા હોય છે, કે પુસ્તક એકવાર શરૂ કર્યા પછી અધુરૂં મુકવા ગમતુંજ નથી. સર્વને એક સરખો રસ પડે, તેવી રીતે આ પુસ્તક લખાયું છે.

(પારસી સંસાર તા૦ ૧૯ સપ્ટેંબર ૧૯૨૩)

આવાં એક લખાણ ઉપર મત ઓચરવા માટે "સો મન" નું ભેજું જોઇએ. મારી કલમ વધારે ચાલી શકતી નથી એટલે મેહરબાન વાંચકોને મારી વિનંતી છે કે આ ઉત્તમ પુસ્તક ઘરેઘર મંગાવવું, વાંચવું અને સંગ્રહી રાખવું. જો આ ચોપડી ઇંગ્લીશમાં લખાઈ હોય તો તેની સેંકડો આવૃતીઓ કાઢેલી પણ ઓછી પડે. વગર શકે લાખ્ખો કોપીઓ ખપે અને જગતના ખુણે ખુણામાં વંચાય.

(હિંદી શારીક. મીસીસ જ. મે. કોઠાવાળા)

## "સદ્ગુણી સાસુ" વીશે અભિપ્રાય.

મી૦ દેશાઇએ આ પુસ્તકમાં "દીકરી ગાયમાય" ઉપર ૪૨ પત્રીકાઓ 'ચાબખા' રૂપે લખીને સાસુ-વહુના સંસારી કજીઆઓની જુદી જુદી અનેક બાજુઓ બહુ રસીલી એબારતમાં રજુ કરી છે અને સંસારના આવા નબોજા કલેશ કજીઆઓ ટાળવાની કીમતી સલાહ અને શીખામણોથી પોતાના પુસ્તકને બહુ ઉપયોગી બનાવી સંસારની એક વધુ સેવા બજાવી છે. આ પુસ્તક દરેક પારસી ઘરમાં રાખવાની અમો ભલામણ કરીએ છીએ. આ પુસ્તકની કીમત રૂ. ૧ રાખી છે અને તે નવાશારી સ્ટેશન રોડ મી૦ સો. મ. દેશાઇ પાસેથી મળી શકશે.

(જામે જમશેદ તા૦ ૨૩ મે ૧૯૨૩)

એક વહુને મન ઉતારો તેના ધણીને કરવા સારૂ એક કપટી સાસુ કેવાં કેવાં ફેલ રચે છે, અને વહુના કામો બુઅબ જેવાં ઠરાવવા સારૂ તેમજ તેણીને કાંઇ આવડ નથી એવું જણાવવા સારૂ

એક જુલમગાર સાસુ કેવી કેવી જુકતીઓ કરે છે, તેની રસીલી વાર્તાઓ વાંચવાથીજ સઘળો સાર સમજી શકાય એવી દરેક આખ્યાની રચના કરેલી છે. દરેક આખ્યાને બર પડતી મથાળે એકેકી રમુજી કહેવતો આપેલી છે.

( પ્રજામિત્ર તા૦ ૯ જુન ૧૯૨૩ )

સદ્દગુણી સાસુઓના દાખલા, અથવા નઠારી વહુના દાખલા ઘણા ઘણા તો ચાર પાંચ આપી શકાય, પણ આ પુસ્તકમાં તો નહીં જાણવામાં આવેલા સંખ્યાબંધ દાખલા, દરેક નશીએત સમજાવતાં આપેલા જોવામાં આવે છે.

( કયસરે હીન્દ. તા૦ ૨૪ જુન ૧૯૨૩ )

મી૦ દેશાઇએ આ પુસ્તકમાં સાસુનું પક્ષ લઇને વહુને હીણવાનો કે વહુનો પક્ષ લઇ સાસુને વગોવવાનો પ્રયત્ન કર્યો નથી; પણ એક નિષ્પક્ષપાત અને અનુભવી ગૃહસ્થ તરીકે તેમણે બન્નેના ગુણદોષોનું બારીક અવલોકન કર્યું છે. અમારા વાંચકોને આ ઉમદા પુસ્તકથી પોતાની લાયબ્રેરી શોભાવવાની અમે બેધડક ભલામણ કરીએ છીએ. આ પુસ્તકની કિમ્મત રૂ. ૨ છે.

( નવરંગ )

હું સઘળાં પુસ્તકો પ્રથમ બરાબર વાંચી જઇને પછીજ તે ઉપરનું મારૂં મત આપવા મારી કલમ હાથમાં પકડું છું, અને તેમજ આ પુસ્તકના સંબંધમાં કરતાં મને લાગ્યું છે કે " સદ્દગુણી સાસુ " તથા " સલુકની વહુઓ " થવાને જે સારા ગુણો સાથે યુક્તિની જરૂર છે, તે જરૂરિયાતોની સુચનાઓ મી૦ દેશાઈએ પોતાનાં ઉપલાં પુસ્તકમાં કેવળ સાદી, સરલ અને ખેંચાણકારક ભાષામાં વર્ણવી છે.

( કુરસદ. )

મી૦ શો. મ. દેશાઇએ આ પુસ્તક લખવામાં જે ખુબી કરી છે તે આજ કે સાસુ કે વહુનો એક બીજી તરફ પક્ષ લીધો નથી. પોતાની દીકરી ગાયમાયને સમજાવતાં તેમણે બન્ને બાજુ બતાવી છે. સાસુઓ કેમ વહુને સતાવે છે અને વહુઓ કેમ મોંઢીં મસકલી થઈ સાસુને સંતાપે છે. કોઇ કમજાત સાસુઓના પણ દાખલા છે, કોઇ વંઠેલ વહુઓના પણ એમાં દાખલાઓ છે, એ દાખલાઓ સાથે ઉમદા નસીહતો શીખામણના શબ્દો જુદા જુદા લેખકોના તેવાજ સોનેરી સખુનોથી મી. દેશાઇ આગળ ને આગળ વધે છે.

( પારસી સંસાર તા૦ ૨૫ આગષ્ટ ૧૯૨૩ )



# કર્તાનાં પુસ્તકો.

૧. પારસી અટકો અને નામો... ... ...(ઈ. સ. ૧૮૯૧)
૨. આતસ બેહરામે દેશાઈ ખોરશેદ ... ... ,, ૧૮૯૩
૩. ઐયામે નોસાલો હિંગામે નોરોઝ ... ... ,, ૧૮૯૬
૪. સીધા સંસાર... ... ... ... ,, ૧૮૯૭ કિં. રૂ. ૦-૪-૦
૫. તવારીખે નવસારી ... ... ... ,, ૧૮૯૭
૬. હિંદુસ્થાનના આતશબેહરામો ... ... ,, ૧૮૯૯
૭. નવસારીની પારસી પ્રજાને અપીલ ... ... ,, ૧૮૯૯
૮. ગાયકવાડ અને બ્રિટાનિયા... ... ... ,, ૧૮૯૯
૯. ગંજે શાયરાન... ... ... ... ,, ૧૯૦૧ કિં. રૂ. ૩-૦-૦
૧૦. પારસીઓમાં લગ્નનું જોડું... ... ... ,, ૧૯૦૧
૧૧. મહારાણી વિકટોરિયાનું જીવન ચરિત્ર ... ... ,, ૧૯૦૨
૧૨. બંદગી અને માથવાણીની મોતેબરી ... ... ,, ૧૯૦૨
૧૩. પારસી સુતકો... ... ... ... ,, ૧૯૦૪
૧૪. જમશેદની ઇતિહાસિક નિંદા ... ... ,, ૧૯૦૫
૧૫. નૂરજેહાન ... ... ... ... ,, ૧૯૦૬ કિં. રૂ. ૦-૪-૦
૧૬. પ્રાણી મંડળ... ... ... ... ,, ૧૯૦૭
૧૭ સરસ્વતી વિલાસ ... ... ... ,, ૧૯૦૮
૧૮. એડવર્ડ નામુ... ... ... ... ,, ૧૯૧૦
૧૯. દાદારજીની દરબાર ... ... ... ,, ૧૯૧૧ કિં. રૂ. ૦-૪-૦
૨૦. પારસી વિષયો... ... ... ... ,, ૧૯૧૪ કિં. રૂ. ૧-૦-૦
૨૧. બેટી તું સાસરે કેમ સમાશે? ... ... ,, ૧૯૧૯ કિં. રૂ. ૧-૦-૦
૨૨. મ્હારા દિકરાને! ... ... ... ,, ૧૯૧૯ કિં. રૂ. ૧-૦-૦
૨૩. Omens for Auspicious and Inauspicious Horses ૧૯૧૯
૨૪, મા-બાપની સેવા... ... ... ... ,, ૧૯૨૦ કિં. રૂ. ૧-૦-૦
૨૫. સાદી જીંદગીની શોધ ☞ ફેશનની ફિસિયારી ... ,, ૧૯૨૧
સાદી બાંઈડીંગ ... ... ,, ... કિં. રૂ. ૧-૮-૦
કાપડી પુઠાંની ... ... ,, ... કિં. રૂ. ૨-૦-૦
૨૬. સદ્ગુકની માતા... ... ... ... ,, ૧૯૨૧
સાદી બાંઈડીંગ ... ... ,, ... કિં. રૂ. ૧-૮-૦
કાપડી પુંઠાની ... ... ,, ... કિં. રૂ. ૨-૦-૦
૨૭. સંસારનો સુકાની [બાપ બનવાનો હુન્નર] ... ,, ૧૯૨૨ કિં. રૂ. ૨-૦-૦
૨૮. દુઃખીને દિલાસો [૫૧ ભાગ]...[ઈ. સ. ૧૯૧૪ થી ૧૯૨૨ દરેક ભાગની કિં. રૂ. ૦-૪-૦
૨૯. સદ્ગુણી સાસુ... ... ... ... ,, ૧૯૨૩ કિં. રૂ. ૨-૦-૦
૩૦. બંદો અને બંદગી ... ... ... ,, ૧૯૨૩ કિં. રૂ. ૨-૦-૦

મી૦ શે૦ મ૦ દેશાઈનાં રચેલા ઉપલાં પુસ્તકો પૈકી જેની કિંમત માંડી છે તેજ મળી શકશે. "દુઃખીને દિલાસો" ના કેટલાક ભાગ મળી શકશે નહીં; ખૂટી પડયા છે. નંબર. ૨૫-૨૬-૨૭-૨૯ એ પુસ્તકોની કિંમત સરેરાસ રૂ. ૧-૦-૦ લઈને આપવામાં આવશે. વી. પી. તથા પોસ્ટેજનો ચાર્જ જુદો લેવામાં આવશે. નીચેના સરનામે લખીને મંગાવજોજી.

શેરામજી મનચેરજી દેશાઇ.
સ્ટેશન રોડ—નવસારી.